# પ્રવેશક

## ૧. પ્રસ્તુત સંપાદન

શક્ય તેટલી જુદી જુદી હસ્તપ્રતો જોઈને તેમાથી તારવેલી હસ્તપ્રતો ઉપરથી તૈયાર કરેલી અને મૂળનું અને તેટલું યથાતથ પ્રતિબિંબ પાડતી 'અખેગીતા'ની શાસ્ત્રીય વાચનાની જરૂર આપણે ત્યાં હતી. પ્રસ્તુત સંપાદન એવી શાસ્ત્રીય વાચના આપવાનો એક નમ્ર પ્રયાસ છે.

શ્રી કે. કા. શાસ્ત્રીકૃત 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી'માં જુદે જુદે સ્થળે સચવાયેલી 'અખેગીતા'ની પ્રતો નોધાયેલી છે આ ઉપરાંત પણ કેટલીક પ્રતો હોવાનો સભવ છે દા ત, આમાં નહિ નોધાયેલી એવી બે પ્રતો અમે મેળવી શકયા છીએ અને એનો ઉપયોગ કર્યો છે. સંકલિત યાદીમાંની નીચેની પ્રતો અમે સપાદનકાર્ય માટે જોઈ હતી· फा ૧૪૮, फा ૧૯૪, फा ૩૧૧, फा ૩૩૬, फा ૩૪૯, फा ૩૬૨, द ૪૨, द ૫૭૫, द ૫૭૬, द ૫૭૯, द ૬૯૧, द ૭૧૪, द ૭૪૦, द ૭૫૩, द ૭૫૪, द ૮૪૫. આમાથી फा ૧૯૪ (જેને અમે ઘ સંજ્ઞા આપી છે), ગુજરાત વિદ્યાસભાની પ્રત ક્રમાક ૧૨૧૮ (જેને અમે ક સંજ્ઞા આપી છે.), ડૉ. શિવલાલ જેસલપુરા પાસેથી મળેલી હસ્તપ્રત (જેને અમે ખ સંજ્ઞા આપી છે), અને ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી પાસેથી મળેલી હસ્તપ્રત (જેને અમે ગ સજ્ઞા આપી છે)—આ ચાર પ્રતોનો આધાર લઈ પ્રસ્તુત વાચના તૈયાર કરી છે. ઉપર ઉલ્લેખેલી અન્ય હસ્તપ્રતોમાંથી પહેલાં બે કડવાના પાઠાતરો 'પરિશિષ્ટ'* રૂપે આ પુસ્તકમા આપ્યાં છે

---

* આ પ્રતો માટે રાખેલા સકેતો નીચે પ્રમાણે છે

फा ૧૪૮–ચ, फा ૩૧૧–છ, फा ૩૩૬–જ, फा ૩૪૯–ઝ, फा ૩૬૨–ટ; द ૪૨–ઠ, द ૫૭૫–ડ, द ૫૭૬–ઢ, द ૫૭૯–ણ, द ૬૯૧–ત, द ૭૧૪–થ, द ૭૪૦–દ, द ૭૫૩–ધ, द ૭૫૪–ન, द ૮૪૫–પ.

સંપાદન કાર્યં માટે આધારરૂપ ગણેલી ચાર પ્રતોનું વર્ણન નીચે પ્રમાણે છે :

ક પ્રત ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના સંગ્રહની ગ્રન્થાંક ૧૨૧૮ સંખ્યા સંવત ૧૭૭૪ 'સંકલિત યાદી'માં આ પ્રત નોંધાયેલી નથી આ પ્રત પુસ્તકાકારે બાંધેલી છે પત્રની સાઇઝ ૨૩૩/૪×૧૦૩/૪ સે મી છે એમાં લખાણ લાલ લીટીથી હાંસિયાને અલગ પાડીને કરેલું છે, અને પંક્તિઓને છેડે પણ લાલ લીટી દોરીને હાંસિયો મૂક્યો છે કડવાંની સંખ્યા, રાગ વગેરે પણ લાલ શાહીથી લખેલા છે પત્રદીઠ સરેરાશ ૧૭થી ૧૮ પંક્તિઓ અને પંક્તિદીઠ સરેરાશ ૧૧થી ૧૨ અક્ષરો છે આ પ્રતમાં 'અખેગીતા' ઉપરાંત બાર માસ, સાત વાર, થોડાંક પદો તથા પરચૂરણ લખાણ છે એમાં નંબર પત્રની એક બાજુએ આપેલા છે પત્ર ૧થી ૮આ અખાના બાર માસ અને સાત વાર, પત્ર ૧થી ૫૪આ 'અખેગીતા' અને ૧થી ૩૩આ પદો આપેલાં છે પ્રત સારી સચવાયેલી જણાય છે સુંદર મરોડવાળા ચોખ્ખા, મોટા અક્ષરે લખાયેલી આ પ્રત સંભાળપૂર્વક કોઈ અનુભવી લહિયાને હાથે તૈયાર થયેલી છે

'અખેગીતા'ના આરંભમાં આ પ્રમાણેનું લખાણ છે ॥ ન ॥ ॐ नमो परमात्मने नम ॥ श्री गुरुभ्यो नम ॥ अषे गीता लषिते ॥ 'અખેગીતા'ના અંતભાગમાં નીચેનું લખાણ છે इति श्री अषे गीता सपूरण माहाविद्या मोक्षदाइनी ॥ सर्वांगी गीता सपूर्णा सवत १७७४ वरषे अषाड सुदि २ वार स्वद्य जागीरपुरमां भटमेवाडा शातिय भट० देवराम स्पीन्य पठनार्थ वैष्णव० कीका पठनार्थ ॥ छ ॥ ॥ ॥

આ પ્રતને પ્રસ્તુત સંપાદનની મુખ્ય આધારભૂત પ્રત ગણી છે

ખ પ્રત આ પ્રત ડૉ શિવલાલ જેસલપુરા પાસેથી પ્રાપ્ત થયેલી છે લખ્યા સંવત ૧૮૨૩ એમાં પોથી આકારના છૂટા ૫૩ પત્રો છે પત્રની સાઇઝ ૨૪×૧૧ સે મી છે લખાણની બંને બાજુ હાંસિયો લાલ લીટીથી દોરેલો છે કડવાં સંખ્યા, રાગ વગેરે લાલ શાહીથી લખેલા છે પત્રદીઠ સરેરાશ ૮ પંક્તિઓ અને પંક્તિદીઠ સરેરાશ ૨૫થી ૨૬ અક્ષરો છે પ્રતનું લખાણ એકંદરે ચોખ્ખું છે, ઉપરાંત કેટલેક સ્થળે કોઈકે એ સુધારેલી જણાય છે આ પ્રત 'ભ' પ્રતને મળતી આવે છે આરંભનું લખાણ આ પ્રમાણે છે

('ભલે'ના ચિહ્ન પછી) ॐ नम । श्री परमात्माय नम । श्री गणेशाय नम । श्री गुरुभ्यो नम ॥ अथ अषिगीता लषीतं ॥

અંતભાગમાં આ પ્રમાણે લખાણ છે:

इती श्री अपेगीता संपूर्ण:॥समाप्त:॥ संवत १८२३ना वृषे कर्तिक यदि ७ गुरुवासरे लपिमीदं साधु मोनदासनो पुस्तक वीरमग्रामममध्ये लपुंछि॥श्रीरस्तु॥ शुभमस्तु॥ श्री रांमाय नमः। श्री गुरुदेव॥

આ પ્રતની એક લેખનવિશિષ્ટતા એ છે કે જ્યાં અન્યત્ર ક્રિયાપદનાં રૂપોમાં 'એ' છે ત્યાં આ પ્રતમાં 'ઇ' મળે છે. દા.ત.: કરિ, ઉચરિ, હુઇ, ઓળખઇ વગેરે.

ગ પ્રત : આ પ્રત ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી પાસેથી પ્રાપ્ત થયેલી છે. લખ્યા સાલ આપવામાં આવી નથી. આ પ્રત પુસ્તકાકારે બાંધેલી છે. સાઇઝ ૨૧ × ૧૪ સેં.મી. છે. એમાં લખાણ લાલ લીટીથી હાંસિયાને અલગ પાડીને કરેલું છે અને પંક્તિઓને છેડે પણ લાલ લીટી દોરીને હાંસિયો મૂક્યો છે. કડવાંની સંખ્યા, રાગ વગેરે લાલ શાહીથી આપ્યાં છે. એમાં નંબર પત્રની એક બાજૂ આપ્યા છે. પ્રત્યેક પત્રમાં સરેરાશ ૧૬થી ૧૭ પંક્તિઓ અને પ્રત્યેક પંક્તિમાં સરેરાશ ૧૨થી ૧૪ અક્ષરો છે. આ પ્રતમાં અખાની નીચેની કૃતિઓ છે: (૧) 'અખેગીતા' (પત્ર ૧થી ૫૨ અ); (૨) ગુરુશિષ્યસંવાદ (પત્ર ૫૨ આ થી ૮૭અ); (૩) દુહા (પત્ર ૮૭ આ થી ૧૦૭); (૪) છપ્પા (પત્ર ૧૦૮થી ૧૯૧ અ).

અક્ષરો સુવાચ્ય છે. ભાષાની દૃષ્ટિએ આ પ્રત પ્રમાણમાં વિશેષ અર્વાચીન જણાય છે. આ પ્રત 'ખ' પ્રતને મળતી આવે છે. આ પ્રતના આરંભમાં નીચે પ્રમાણે લખ્યું છે:

॥श्री परमात्म नमः ॥ श्री गुरवे० ॥ अथ अथ अपेगीता लीष्यते ॥

અંતમાં નીચે પ્રમાણેનું લખાણ છે :

इति श्री अपाजीकृत अक्षयगीता संपुर्णमस्तु ॥ ॥

આ પ્રતમાં કડવામાં કડીની સંખ્યા ૧૨ છે, પહેલી કડીની ૪ પંક્તિઓ એક કડીને બદલે બે કડીમાં વહેંચી હોઈ આમ બન્યું છે.

ઘ પ્રત : આ પ્રત ફાર્બસ ગુજરાતી સભાની છે. એનો ક્રમાંક ૧૯૪ છે. 'સંકલિત યાદી'માં એનો નંબર फा-१९४ (ख) આપેલો છે. 'અખેગીતા'ને લખ્યા સંવત ૧૭૭૩ પ્રતમાં આપેલો છે.

આ પ્રત પોથી આકારે બાંધેલી છે. એની સાઇઝ ૨૦ × ૧૨ સેં.મી. છે. એમાં ચારે બાજૂ હાંસિયા છે. કડવાં, રાગ વગેરે લાલ રંગથી જુદાં પાડેલાં

છે. પ્રત એકંદરે સાફ અક્ષરે લખાયેલી છે. પત્ર દીઠ સરેરાશ ૧૦થી ૧૧ પંક્તિઓ છે અને પંક્તિ દીઠ સરેરાશ ૨૧થી ૨૩ અક્ષરો છે. પોથીમાં આરંભના થોડા પત્ર ખૂટે છે. પોથીમાં નીચે પ્રમાણેની કૃતિઓ છે: (૧) દુર્ગદેવકૃત અર્ઘકાંડ-સંવત્સર ફલ (આરંભથી પત્ર ૫૦ સુધી); (૨) અખેગીતા (૫૦આથી ૯૨આ સુધી); (૩) સારસંગ્રહ — સંસ્કૃત (૯૪થી ૧૧૬); (૪) યુધિષ્ઠિર યક્ષ — મહાભારતમાંથી — સંસ્કૃત (૧૧૭આ થી ૧૨૮આ); (૫) એકાદશી ઉત્પત્તિ માહાત્મ્ય — મત્સ્ય પુરાણમાંથી — સંસ્કૃત (૧૩૦થી ૧૩૮અ); (૬) વૈષ્ણવગીતા — સંસ્કૃત (૧૩૯થી ૧૪૯અ), (૭) રામચન્દ્ર સીવરાજ — સંસ્કૃત (૧૫૦થી ૧૫૯આ), (૮) રામગીતા — અધ્યાત્મ રામાયણમાંથી — સસ્કૃત (૧૬૧થી ૧૬૯આ); (૯) બ્રેહેદેવકૃત ભ્રમરગીતા (૧૭૧થી ૨૦૦આ); (૧૦) પ્રેમાનંદકૃત મામેરું [ઉતાર્યા સંવત ૧૭૮૬] (૨૦૦આથી ૨૩૯આ), (૧૧) આધારભટ્ટકૃત નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ (૨૩૯આથી ૨૮૭આ).

આ પોથીમાંની કેટલીક કૃતિઓની લખ્યા સાલ આપી છે, જે જુદી જુદી છે કૃતિઓના હસ્તાક્ષરો પરથી છેલ્લી બે કૃતિ જુદે હાથે લખાયેલી હોવાનું જણાય છે

ભાષા અને પાઠપરંપરાની દૃષ્ટિએ 'અખેગીતા'ની આ પ્રત જૂની છે. 'અખેગીતા'નું આરંભનું લખાણ આ પ્રમાણે છે:

अथ श्री अखेगीता ॥ लिख्यते ॥ ॐ नम श्री चिदानदाय नमः ॥ श्री कल्याणदाय नमः ॥

અંતનું લખાણ આ પ્રમાણે છે:

इति श्री अखेगीता सपूरण ॥ माहाविद्या मोक्षदायिनी ॥ ॥ संवत १७७३ वर्षे चैत्र वदी १२ दिने लेखः ॥ ॥ श्लोक ॥ ७५० ॥

લેખનસંવતવાળી ત્રણ પ્રતોમાં घ પ્રત સૌથી જૂની છે અને क પ્રત તેનાથી એક જ વર્ષ પછી લખાયેલી છે. ख પ્રત પ્રમાણમાં ઘણી પાછળની છે. ग પ્રતમાં સાલ નથી છતાં ભાષા વગેરે દૃષ્ટિએ તેમ જ ख સાથેની તેની કેટલીક સમાનતા જોતાં તે ચારે પ્રતોમાં સૌથી વધુ પાછળની જણાય છે, અને તેમાં અર્થ બેસાડવા શબ્દો સાથે છૂટ લીધી હોય એમ લાગે છે.

क પ્રત घની તુલનાએ એક વર્ષ પાછળની હોવા છતાં લેખનપદ્ધતિ અને પાઠશુદ્ધિની દૃષ્ટિએ ચઢિયાતી હોઈ તેને જ મુખ્ય આધારભૂત પ્રત તરીકે

સ્વીકારી છે અને ઘ પ્રતને પાઠનિર્ણયમાં બીજું સ્થાન આપ્યું છે. યથા-પ્રસંગ ख અને ग એ પ્રતોનો પણ લાભ લીધો છે. સંપાદિત પાઠ સંપૂર્ણ-પણે ક પ્રતનો પાઠ નથી. કેટલેક સ્થળે જ્યાં ક પ્રતનો પાઠ ઠીક ન જણાયો ત્યાં બીજી પ્રતોના પાઠને સ્વીકાર્યો છે (જોકે આવાં સ્થાન થોડાં છે.) પણ સંપાદિત વાચનામાં એક પણ પાઠ એવો નથી, જેને કોઈ પણ હસ્તપ્રતનું સમર્થન ન હોય.

તેમ છતાં જોડણીની બાબતમાં હસ્તપ્રતોને પૂરેપૂરી રીતે અનુસરવાનું રાખ્યું નથી. ઘણુંખરું ક પ્રતનો (અથવા તો જ્યાં અન્ય પ્રતનો પાઠ સ્વીકાર્યો હોય ત્યાં તે પ્રતનો) પાઠ મૂળની જોડણી પ્રમાણે આપ્યો છે, માત્ર નીચેની કેટલીક બાબતોમાં અત્યારની નિશ્ચિત પ્રણાલિકાને અનુસરવાનું વલણ રાખ્યું છે:

૧. જે શબ્દો અત્યારે અર્ધતત્સમરૂપે પ્રચલિત કે પરિચિત ન હોય તેવા શબ્દોની જોડણી બદલી તેમને શુદ્ધ તત્સમરૂપે મૂકયા છે દા.ત., અતિ (અત્ય); નાસ્તિ (નાસ્ત્ય); દિનમણિ (દ્યનમણ્ય); ઉપાધિ (ઉપાધ્ય); વાણી (વાંણ્ય); વારિ (વાર્ય); વાયુ (વાઇ); ગોવિંદ (ગોવ્યંદ); વાત્સલ્ય (વાછલ્ય); વિચિત્ર (વચિત્ર); સાંખ્ય (શાંક્ષ); પ્રત્યક્ષ (પ્રતક્ષ); વેત્તા (વેત્રા); કર્મ (ક્રમ); સુરત (સુર્ત); પુરુષ (પુર્ષ); સ્મૃતિ (સંસ્રતિ); ઉત્તમ (ઊતમ); અનુભવ (અનભવ); નિંદા (નિંદ્યા); અદ્વૈત (અદ્વૈત); યોગક્ષેમ (યોગખેમ). છતાં 'આશે' (આશય), 'આમે' (આમય) જેવા શબ્દો જેમને તેમ રાખ્યા છે.

૨. તદ્ભવ શબ્દોમાં અત્યારે જ્યાં 'જ' અને 'ખ' પ્રચલિત હોય પણ જેમતે સ્થાને પ્રતોમાં 'ય' અને 'ષ' મળતા હોય ત્યાં 'જ' ને 'ખ' કર્યા છે. દા.ત., જેહ (યેહ); જ્યોત (યોત્ય); વખાણે (વિષાંણે), જ્યમ (યમ); જાણજો (જાંણયો); જીવન (યીવન); જીવ (યીવ); સુખ (સુષ); અખો (અષો); દેખાડે (દેષાડે).

૩. 'હ'કારવાળા જે તદ્ભવ શબ્દો અત્યારે 'હ'કાર વિનાના હોય તેમને 'હ'કાર વિનાના રૂપમાં મૂકયા છે. દા.ત., માં (માંહા), જ્યાં (યાંહાં); એવાં (એહેવાં); એવી (એહેવી); તેજ (તેહેંજ); શાનો (શાંહનોં).

૪. પ્રતમાં અનુનાસિક વ્યંજન પૂર્વે (કે અન્યત્ર) સ્વર સાનુનાસિક હોય તે સંપાદિત પાઠમાં નિરનુનાસિક રાખ્યો છે. દા.ત., નામ (નાંમ);

માહંત (માંહંત); પામવા (પાંમવા); જન (જંન); ધન (ધંન); માનવ (માંનવ); જાણુનહાર (જાંણુનહાર); પામે (પાંમ્યે); કામ (કાંમ); ઠામ (ઠાંમ); અન્ય (અંન્ય).

૫. તૃતીયા, સપ્તમીના પ્રત્યય તરીકે 'યે'' હોય ત્યાં સંપાદિત પાઠમાં 'એ' કર્યો છે. દા.ત. આપે (આપ્યે); સાથે (સાથ્યે), ભાંડે (ભાંડ્યે); યોગે (યોગ્યે); સંગે (સંગ્યે).

૬. ભૂતકૃદંતોમાં પ્રત્યય 'ઇઉ' મળતો હોય ત્યાં 'યો' કર્યો છે. દા.ત., જાણિયો (જાંણીઉ); વખાણિયો (વખાંણીઉ); આવિયો (આવીઉ); સમાવિયો (શમાવીઉ); ભમ્યો (ભમિઉ); તપિયો (તપિઉ).

૭. તદ્ભવોમાં અંતે યશ્રુતિ હોય ત્યાં યશ્રુતિ વિનાનું રૂપ સ્વીકાર્યું છે. ગ્રીવ (ગ્રીવ્ય); રાત (રાત્ય); નવ (નવ્ય); શોધ (સોધ્ય); ભાત (ભાત્ય); ઉપર (ઉપરય); વિધ (વિધ્ય).

ઉપર પ્રમાણે થોડાક જોડણીના ફેરફારો કર્યા છે, પણ જ્યાં છંદ કે પ્રાસ માટે અનુકૂળ ન હોય ત્યાં 'આરો', 'આમે' જેવા શબ્દો યથાવત્ રાખ્યા છે.

હસ્તપ્રતોમાં કડવાના આરંભે શીર્ષક ન હોઈ, આ સંપાદનમાં શીર્ષકો છે નહીં. તે તે કડવા કે પદના વિષય ઉપરથી વિવરણમાં શીર્ષકો આપ્યાં છે.

આ સંશોધિત આવૃત્તિ તૈયાર કરવા માટે હસ્તપ્રતો સુલભ કરી આપવા માટે ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ ગુજરાતી સભા, ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠી અને ડૉ. શિવલાલ જેસલપુરાના આભારી છીએ.

## ૨. અખાનું જીવન અને કવન

"અખો એક આપણો એવો મધ્યકાલીન કવિ છે, જે ગુજરાતી સાહિત્યમાં જ નહિ પણ આખા દેશની સાહિત્યપરંપરામાં મહત્ત્વના સ્થાનનો અધિકારી છે.

મધ્યકાલમાં આપણી વિવિધ ભાષાઓમાં જે સાહિત્ય પ્રસર્યું તે બધાની પાછળ એક જ જાતની પ્રેરણા કામ કરી રહી હતી એમ કહીએ તો ખોટું નથી. દેશની સંસ્કૃતિ આત્મધારણા માટે—પોતાની જાતને ટકાવી રાખવા માટે—મથતી હતી. તેમાં એને તત્ત્વજ્ઞાનના ઊંડા અવલોકનનો કાંઈક કઠણ માર્ગ લેવાનું ભાગ્યે જ પોસાય. ભક્તિનો એણે આશ્રય લીધો. જનસમાજની મનનશક્તિ કરતાં હૃદયશક્તિને સ્પર્શવું એ કદાચ વધારે સુકર છે, અને એ કામ પુરાણોએ—ખાસ કરીને ભાગવતે કર્યું. ભાગવતે જનતાના હૃદયમાં રસસિંચન કર્યું અને તેને ચેતના અર્પી. અનેક સંતો, ભજનિકો, કીર્તન-

દ્વારા એ ભક્તિધારાને વેગ આપી રહ્યા. તેમાં શ્રીમદ્ વલ્લભ અને શ્રી ચૈતન્ય ગૌરાંગની ભક્તિચર્યાએ તો દેશના હૃદયને હેલે ચડાવ્યું. સર્વનાશને આરે આવી પહોંચેલી સંસ્કૃતિ આમ બચી ગઈ અને પગભર બની એટલું જ નહિ, પૂર્ણ શ્રદ્ધાપૂર્વક પોતાની આત્મસ્થાપના કરી શકી. અંગ્રેજોના આગમન સુધીનું આપણા દેશનું મધ્યકાલીન સાહિત્ય આ ભક્તિના પ્રભાવ નીચે પ્રગટ્યું છે. ચારે તરફ નજર નાખીએ છીએ તો સમગ્ર મધ્યકાલમાં એક જ સંસ્કૃતિઆત્મા હિંદીમાં કબીર, સૂર અને તુલસીદાસ, તો મરાઠીમાં જ્ઞાનેશ્વર, નામદેવ અને તુકારામ, બંગાળીમાં વિદ્યાપતિ, ચંડીદાસ ને ચૈતન્ય તો ગુજરાતીમાં નરસિંહ, મીરાં ને અખો એમ અનેક કંઠે ગાઈ રહેલો જોવા મળે છે.

એ બધામાં અખાનો અવાજ અનોખો જ છે. જો કોઈની સાથે ક્યારેક પણ એનો અવાજ મળતો આવતો હોય તો તે કબીરના પ્રબલલલકાર સાથે. મધ્યકાલમાં આ કબીર અને અખાની જોડી તરત ધ્યાન ખેંચે એવી છે. આ બે જણા, સદ્ગત મહાદેવભાઈના શબ્દમાં કહીએ તો 'સેમિનલ પોએટ' —વીર્યવંત કવિ છે. બંનેએ કવનમાં જ્ઞાનને અધિકાંશે વધાવ્યું છે."[૧]

ગુજરાતી મધ્યકાલીન સાહિત્યમાં સત્તરમો સૈકો મહત્ત્વનો છે. આ સમયમાં મોગલ સામ્રાજ્ય થાળે પડે છે, ગુજરાતમાં શાંતિનાં પગરણ થાય છે અને સાહિત્યિક પ્રવૃત્તિઓમાં વેગ આવવા માંડે છે. જોકે અઢારમી અને ઓગણીસમી સદીમાં કવિઓની સંખ્યા ઘણી વધારે છે, પણ ગુણવત્તાની દૃષ્ટિએ સત્તરમા શતકના કવિઓમાંથી આખ્યાનકાર પ્રેમાનંદ અને 'તત્ત્વજ્ઞ-કવિ' અખો એ બે કવિઓનું કેટલુંક સર્જન ચિરંજીવ અર્પણરૂપ છે. અખાના કવિજીવનનો અણસારો એની કૃતિઓમાંથી મળે છે. પરંતુ એના સ્થૂલ જીવન વિશે એની કૃતિઓમાંથી ખાસ માહિતી મળતી નથી. જે કાંઈ શાસ્ત્રશુદ્ધ માહિતી મળે છે એ ઉપરથી અખા વિષે નિ.સંદેહ તો નીચેની બાબતો જ કહી શકાય: "(૧) એનાં પદોમાં 'સોનારા' એવું નામનિર્વચન હોય છે, જે એ સોની હતો એમ દર્શાવે છે. (૨) છપ્પા ૧૬૭–૮ પ્રમાણે, શ્રી ગોકુળનાથ (સં. ૧૬૦૮–૧૬૯૭)ને એણે ગુરુ કર્યા હતા. એ ઉપરાંત (૩) અખો સં. ૧૭૦૧માં અને સં. ૧૭૦૫માં હયાત હતો. પહેલી 'પંચીકરણ'ની અને બીજી 'અખેગીતા'ની રચનાસાલ છે."[૨]

---

૧. ઉમાશંકર જોશી: 'સમસંવેદન' (બીજી આવૃત્તિ), પૃ ૫૨–૫૩.
૨. ઉમાશંકર જોશી: 'અખાના છપ્પા' (બીજી આવૃત્તિ), પૃ. ૧૩.

અખાના પિતા અમદાવાદની નજીક આવેલા જેતલપુર ગામના વતની હતા અને પાછળથી ધધારોજગાર માટે સકુટુંબ અમદાવાદમાં આવીને વસ્યા હતા. અમદાવાદના ખાડિયા લત્તામાં દેસાઈની પોળમાં કૂવાવાળા ખાંચામાં એક મકાનના ખંડને આજે પણ 'અખાનો ઓરડો' કહે છે. ન. દે. મહેતા ('અ. કા.'–૧, પૃ. ૩) સને ૧૯૩૧માં કહે છે કે તે વખતે વિદ્યમાન લલ્લુભાઈ ધોળીદાસ પોતાની પેઢીનો સંબંધ અખા સાથે જોડી આપે છે એ પ્રમાણે રહિયાદાસ સોનીને ગંગારામ, અખેરામ અને ધમાસી એ ત્રણ પુત્રો હતા. ગંગારામનો પુત્ર ભૂખણ, ભૂખણનો પુત્ર અનોપચંદ, અનોપચંદનો પુત્ર મગનલાલ, મગનલાલનો ધોળીદાસ અને ધોળીદાસનો પુત્ર લલ્લુભાઈ. "આ પેઢીનામું વહીવંચાના ચોપડાનું નથી, પણ મોઢે ઉતરાવેલું છે." ત્રણસો વર્ષ ઉપરના સમયમાં પાંચ જ પેઢી થાય એ બેસે એવું નથી. અખાને કોઈ સંતતિ ન હતી પણ ધમાસીનું શું? એને વિશે પણ કોઈ માહિતી નથી.

'ગુરુ થા તારો તું જ' એમ કહેનાર અને 'હરિ-ગુરુ-સંત'ને એક ગણનાર અખાની પણ શિષ્યપરંપરા રચાઈ! જંબુસર પાસે કહાનવા બંગલાના ભગવાનજી મહારાજ અખાની શિષ્યપરંપરામાં પોતે સાતમા છે એમ કહે છે. પણ ત્રણસો વર્ષના ગાળામાં કયા કયા શિષ્યો થયા અને તેમના આયુષ્યની ચોક્કસ માહિતી ન હોય એ સ્થિતિમાં આ શિષ્યપરંપરાનું 'અક્ષયવૃક્ષ' પણ વિશ્વસનીય ન ગણાય.

અખાને વિશે (જેમ અન્ય મધ્યકાલીન કવિઓ વિશે) તરેહ તરેહની કિંવદન્તીઓ પ્રચલિત બનેલી છે. અખો અને બીજા ત્રણ મધ્યકાલીન ગુજરાતી કવિઓ વિશે નીચેનો દુહો પ્રચારમાં છે:

"અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ,
બૂટે કર્યો ફેરો, નરહરને કહે શીરાવા બેસ."

બીજી પંક્તિમાં "નરહરિએ રાંધી રાબડી, બુટો કહે શિરાવા બેસ." એમ પણ કહેવાય છે. અખો, ગોપાલ, બુટિયો (બૂટો) અને નરહરિ એ ચાર કવિઓ બ્રહ્માનંદ નામના ગુરુના શિષ્યો હતા એવી લોકવાયકાને હકીકતનો આધાર નથી. આ ચાર કવિઓ એક સમયગાળામાં થઈ ગયા અને ચારેએ વત્તેઓછે અંશે જ્ઞાનોપાસનાની કવિતા રચી છે એ ઉપરથી આ દુહો કોઈએ જોડી કાઢ્યો હોય. કવિઓનાં નામોને બદલે બીજાં ભળતાં નામો મૂકીને પણ આ દુહો પ્રચાર્યાના દાખલા પણ જાણીતા છે.

પણુ આ ચાર કવિઓમાંથી ખાસ કરીને નરહરિ અને ગોપાલની રચનાઓમાં
અમુક બાહ્ય સામ્ય અને વિષયવ્યવસ્થાનું સરખાપણું નજરે ચડે છે. નરહરિએ
'જ્ઞાનગીતા' (સં. ૧૬૭૨), 'વાસિષ્ઠ સારગીતા' (સં. ૧૬૭૪) અને
'ભગવદ્ગીતા' (સં. ૧૬૭૭) રચેલી છે એમાં 'જ્ઞાનગીતા'નું 'અખેગીતા'
સાથે ક્યાંક ક્યાંક શાબ્દિક મળતાપણું છે, જેમાંથી થોડાં સામ્યો આ
પુસ્તકના 'વિવરણ'માં નિર્દેશ્યાં છે. ગોપાલે પણુ અખાની 'અખેગીતા'
રચાયા બાદ દોઢેક મહિને 'જ્ઞાનપ્રકાશ' (ગોપાળગીતા)ની રચના કરેલી છે.
આ કવિઓ પોતપોતાની શક્તિ અનુસાર જ્ઞાનને કવનવિષય બનાવે છે.

અખાની કૃતિઓમાં 'બ્રહ્માનંદ' શબ્દ આવે છે તે કોઈ વિશિષ્ટ
વ્યક્તિ-ગુરુ માટે નથી પણુ 'બ્રહ્મનો આનંદ' એ માટે છે. ૧૬૮મા છપ્પાની
પંક્તિ 'ગુરુ કર્યા મેં ગોકુળનાથ'મા એણે શ્રી ગોકુલનાથજીની ટીકા કરી
છે એ માન્યતાને આધાર નથી બલ્કે છપ્પાનો એ આખો અંશ 'પ્રપંચ
અંગ' તે 'ગુરુપ્રપંચ' અંગેનો નહિ પણુ 'વાક્પ્રપંચ' અંગેનો છે[૩]

અખાની કૃતિઓમાં જ્ઞાનવૈરાગ્યનું નિરૂપણુ થયું છે તો એના જીવનમાં
એવા કોઈ પ્રસંગો બન્યા હોય જેને કારણે એનું મન સંસાર પરથી ઊઠી
ગયું હોય એવી ગણુતરીથી એ જાતની દંતકથાઓ એના જીવન સાથે
સંકળાઈ છે વીસ વરસની ઉંમર પહેલાં જ એના પિતા મરણુ પામ્યા એકની
એક નાની બહેન, જેના ઉપર અખાને અત્યંત સ્નેહભાવ હતો તે પણુ
ગુજરી ગઈ આ કારી ઘા જાણે ઓછો હોય તેમ નાનપણુમાં જેની સાથે
લગ્ન થયું હતું તે યુવાન પત્ની મરણુ પામી તેણે બીજી વાર લગ્ન
કર્યું તો તે સ્ત્રી પણુ મરણુ પામી કુટુંબીજનોના મરણુથી અખાને આઘાત
તો લાગ્યો હતો જ, એવામાં એકબે પ્રસંગ એવા બન્યા, જેનાથી અખાને
સંસાર ઉપર તીવ્ર વૈરાગ્ય આવ્યો અખો પોતાની કાર્યકુશળતાથી ટંકશાળનો
ઉપરી બન્યો હતો સિક્કાઓમાં તે હલકી ધાતુ ભેળવે છે એવો એના પર
આરોપ મૂકવામાં આવ્યો પણુ તપાસને અંતે અખો નિર્દોષ પુરવાર થયો.
બીજો પ્રસંગ એવો છે કે એક બાઈને તે ધર્મની બહેન ગણુતો તેણે
અખાને ત્યાં ત્રણુસો રૂપિયા મૂકેલા તે ઉપાડી લેવાની ઇચ્છાથી એની સોનાની
કંઠી બનાવી આપવા બાઈએ કહ્યું અખાએ પદરના સો રૂપિયાનું સોનું
ઉમેરી કંઠી બનાવી આપી સોની તો કોઈનું પણુ ચોર્યાં વગર રહે નહિ

૩ આ અંગેની વીગતવાર ચર્ચા માટે જુઓ 'અખો—એક અધ્યયન' (બીજી
આવૃત્તિ), પૃ. ૨૭-૪૩

એવી માન્યતાથી પ્રેરાઈને બાઈએ કંઠી તોડાવી કસ કઢાવી જોયો. કંઠી તો પૂરા ચારસોની નીકળી. હવે કંઠી સમરાવવી શી રીતે? કંઠી પર છાપ મૂકનારે તો કહ્યું કે એનો ઘડનાર જ એને હતી તેવી કરી શકે. બાઈ અખાની પાસે આવી. કંઠી ઉપરે છાપી છે એમ કહ્યું પણ અખો માને શાનો ? બાઈએ અખાને માંડીને વાત કહી. અખાને પારાવાર દુઃખ થયું. આ બધા પ્રસંગોથી એનું મન સંસાર પરથી ઊઠી ગયું. સોનીના ધંધા પર તેને તિરસ્કાર છૂટ્યો અને પોતાનાં હથિયારો કૂવામાં ફેંકી દઈ સત્યની શોધ કરવા નીકળી પડ્યો. ગોકુળ જઈ ગોસાંઈજીના શિષ્યમંડળમાં તે ફર્યો પણ એને સમાધાન મળ્યું નહિ. ત્યાંથી તે કાશી ગયો. મણિકર્ણિકાના ઘાટ ઉપર બ્રહ્માનંદ સ્વામી શિષ્ય સમક્ષ પ્રવચન કરતા. પર્ણકુટીની અંદર પ્રવેશવાનો તો પોતાને અધિકાર નથી એમ માની અખાએ બહાર બેસી ઉપદેશ સાંભળ્યો. કંચનકામિનીમાં બ્રહ્માનંદને આસક્તિ તો નથી એ વાતની અખો દિવસના ભાગમાં પરીક્ષા કરતો. એક રાતે ઉપદેશ સાંભળતાં બ્રહ્માનંદના શિષ્યને ઝોકું આવી ગયું અને તે હુંકારો ભણી શક્યો નહિ એટલે પ્રવચનમાં ભંગ પડશે એમ માની અખાએ બહારથી હોંકારો ભર્યો. બ્રહ્માનંદે ઊઠીને તપાસ કરી અને અખાને જોયો. પછી તો બન્નેનો સમાગમ વધે છે અને બ્રહ્માનંદ પાસેથી તે શાસ્ત્રજ્ઞાન મેળવે છે. આ બધી દંતકથાઓને હકીકતોનો આધાર નથી એ ઉપર કહ્યું જ છે.

અખાની કૃતિઓમાં નીચેનીનો સમાવેશ થાય છે: 'ચિત્તવિચારસંવાદ', 'ગુરુશિષ્યસંવાદ', 'પંચીકરણ' (સં. ૧૭૦૧), 'અખેગીતા' (સં. ૧૭૦૫), 'અનુભવબિંદુ', 'કૈવલ્યગીતા', અખાજીનો કક્કો, વાર અને મહિના, સંતનાં લક્ષણ અથવા કૃષ્ણ-ઉદ્ધવનો સંવાદ. આ ઉપરાંત એના પ્રસિદ્ધ 'છપ્પા', 'સાખીઓ',[૪] દુહા, ભજન અને અસંખ્ય પદો પણ છે. હિંદી ભાષામાં 'સંતપ્રિયા', 'બ્રહ્મલીલા', 'અવસ્થા નિરૂપણ', 'એકલક્ષ રમણી', અખાજીની જકડી અને અખાજીના ઝૂલણાની ગણના થાય છે.

---

૪. જુઓ, 'અખાજીની સાખીઓ', સંગ્રહકાર અને પ્રકાશક શ્રી. ભગવાનજી મહારાજ. સંશોધક, ટીકાકાર અને પ્રકાશક શ્રી. કૈંગવલાલ અંબાલાલ ઠક્કર, એમ.એ., એલએલ.બી. પ્રાપ્તિસ્થાન શ્રી. કે. અં. ઠક્કર, બ્રહ્મક્ષત્રિય નગર સોસાયટી નં. ૬, પાલડી, અમદાવાદ-૭.

## ૩. 'અખેગીતા'[૫]

અખેગીતાની હસ્તપ્રતના આરંભમાં ક્યારેક અથ અખેગીતા મહામોક્ષ-દાયિની બ્રહ્મવિદ્યા લિખ્યતે—એવા શબ્દો મળે છે. છેલ્લા કડવામાં અખેગીતામાં 'ચરણે ચરણે આત્મવિદ્યા' (૪૦.૮) છે એમ કવિએ સ્પષ્ટ કહ્યું છે. 'જીવ બ્રહ્મમાંહે ભળ્યાનો અખેગીતામાં ભેદ છે' (૩૫.૯)—એમ પણ કહેવામાં આવ્યું છે. તો, અખેગીતામાં જીવભાવ છૂટે અને બ્રહ્મભાવ વિલસે, અદ્વૈતાનુભવ દૃઢ થાય, એનું રહસ્ય બતાવવાનો ઉપક્રમ છે, અર્થાત્ આત્મવિદ્યા-બ્રહ્મવિદ્યા એ અખેગીતાનો વિષય છે.

અખેગીતાનાં ૪૦ કડવાં અને ૧૦ પદમાં કર્તાએ કરેલા વિષય-નિરૂપણનો આલેખ નીચે પ્રમાણે જોઈ શકાય:

કડવાં ૧ થી ૩ : પ્રાસ્તાવિક. અદ્વૈત અનુભવની ઇષ્ટતા
કડવાં ૪ થી ૮ : માયાનો પ્રભાવ
પદ ૨, કડવાં ૯ થી ૧૬, પદ ૪ : પરબ્રહ્મ આરાધનાની અગત્ય. ભક્તિમહિમા; જીવન્મુક્તનું વર્ણન
કડવાં ૧૭ થી ૨૩ : પરબ્રહ્મપદનું વર્ણન
કડવાં ૨૪ થી ૨૮ : પરબ્રહ્મપદપ્રાપ્તિવિષયક
કડવાં ૨૯ થી ૩૧ : અન્ય મતોની ઊણપો
કડવાં ૩૨ થી ૩૫ : ગુરુસેવનનો મહિમા
કડવાં ૩૬ થી ૩૯ : અદ્વૈતાનુભવ
કડવું ૪૦, પદ ૧૦ : ઉપસંહાર, અદ્વૈતાનુભવનો આનંદોદ્ગાર

છેલ્લા કડવામાં કવિ અખેગીતામાં નિરૂપાયેલી વસ્તુઓનો ઉલ્લેખ કરે છે:

> એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, માંહે માયાનિરીક્ષણદૃષ્ટય;
> જીવન્મુક્ત ને મહામુક્તનાં ચિહ્ન ને વળી પુષ્ટય. (૪૦.૫)

જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય, માયાનિરીક્ષણદૃષ્ટિ, જીવન્મુક્ત અને મહામુક્તનાં ચિહ્ન અને પુષ્ટિ—એ બાબતો અખેગીતામાં ચર્ચાઈ છે એ વાત ખરી, પણ એ ક્રમે તે નિરૂપાઈ નથી. આપણે અખાનો તત્ત્વવિચાર—બલકે અનુભવવિચાર સાદ્યંત સમજાય એ રીતે અખેગીતામાં નિરૂપાયેલી બાબતોનો

---

૫. 'અખો : એક અધ્યયન'(લે. ઉમાશંકર જોશી)ની બીજી આવૃત્તિના છઠ્ઠા પ્રકરણની સામગ્રીનો અહીં ઉપયોગ કર્યો છે.

પરિચય કરીએ. કવિને ચાર વાતો પ્રસ્તુત કરવાની છે :

૧. માયાનિરીક્ષણદૃષ્ટિ કડવાં ૪–૮

૨. જીવભાવ નાબૂદ થઈ બ્રહ્મભાવનું ઊપડવું

બ્રહ્મનું સ્વરૂપ ૧૭–૨૩, ૩૭–૩૮

જગતનું સ્વરૂપ ૭, ૧૯–૨૩

જીવનું સ્વરૂપ ૧૯–૨૦, પદ ૫

૩. બ્રહ્મભાવ પામવાના ઉપાય

વૈરાગ્ય ૯

ભક્તિ ૧૦–૧૧

જ્ઞાન ૧૨, પદ ૩, ૩૬, પદ ૯

ખોટાં સાધન ૨૫–૨૭, ૨૯–૩૧

૪. બ્રહ્મભાવ પામેલી વ્યક્તિઓ

જીવન્મુક્ત ૧૩–૧૬, પદ ૪

વિદેહી મહાત્મા ૨૮, પદ ૭

સદ્‌ગુરુસંત પદ ૨, પદ ૩, ૩૨–૩૫, ૩૯.

આરંભનાં ત્રણ કડવાંમાં અખો અદ્વૈતઅનુભવની ઇષ્ટતા નિર્દેશે છે અને તરત જ ચોથા કડવાથી અદ્વૈતઅનુભવ માટે જરૂરી એવી માયાનિરીક્ષણ-દૃષ્ટિ આપવા માટેનો ઉપક્રમ કરે છે. અજ્ઞાનના પડળને કારણે જીવ આત્માથી 'ઓતળાને' માયાવતો વિચરે છે. જાણે કે જાગ્રતસ્વપ્ન એ અનુભવે છે. આત્મવિસ્મૃતિ થવાથી માયાને એ સાચી માને છે. માયા પંચ-પર્વા છે—જીવમાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ નિપજાવે છે. પરિણામે માણસ પોતાનું આત્મ-ત્વ–સ્વ-રૂપ ગુમાવી બેસે છે, પરમાત્મા તરફ પીઠ ફેરવીને વિષયાભિમુખ બને છે.—'એમ આપોપું નર ખુવે'. માયા ખાટકીની પેઠે જીવને ઘણાઘણા ભક્ષ્યભોગ આપે છે પણ તે અંતે વધ કરવા માટે જ. ભિક્ષુક પાછળ રડવડતો મર્કટ માગતો ફરે છે તેવી માયાથી દોરવાતા જીવની સ્થિતિ છે. એનો દોરીસંચારો બહુ સૂક્ષ્મ હોય છે. 'ચાતુર્ય ચાતુરી ચૌદ વિદ્યા અવિદ્યા સર્વ સાધના; પંડિત જાણ કવિ ગુણી દાતા—એ માયા કેરી આરાધના.' એટલે માયાનું સાચું સ્વરૂપ સમજી લેવું જરૂરી છે.

માયા મોટી નદી છે, 'સમજી ન જાયે એવી' છે, દેખાતી નથી– વસ્તુતઃ છે પણ નહીં અને તે છતાં ભારે સામર્થ્યવાળી છે. ૧. ત્રિગુણશક્તિ

આ સચરાચર સૃષ્ટિની એ આદ્ય જનની
૨. શૂન્યસ્વામિની અને ૩. પ્રકૃતિ રૂપે આ સચરાચર સૃષ્ટિની એ આદ્ય જનની એ હતી. ૐકારની પણ પહેલાં એ હતી.
છે. ચૌદ લોકને એણે જન્મ આપ્યો છે. ૐકારની પણ પહેલાં
'પંચીકરણ'માં અખાએ દર્શાવ્યું છે એ રીતે

> વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેમાંહાં પ્રણવ ઊઠે ધૂન્ય.
> તે ઓંકાર જાણે ત્રિવર્ગ, તત્ત્વ તે તેહેનો ઉપસર્ગ.

-બ્રહ્મવસ્તુ તો સ્વભાવે શૂન્ય છે. તેમાં પ્રણવની-ૐકારની ધૂન ઊઠતાં ત્રણ
ગુણો (ઓમ્‌ના અ, ઉ અને મ્, અનુક્રમે સત્ત્વ, રજસ્ અને તમસ્) અને
તેમાંથી મહાભૂતો આદિની સૃષ્ટિ સર્જાય છે. બ્રહ્મ 'માયા-સમલિત'-માયા-
શક્તિથી શબલિત-થતાં આ નામરૂપવાળી સૃષ્ટિરૂપે વિલસે છે. જેમ ઠંડીને
લીધે પાણીમાં જડતા પ્રગટે અને એ બરફરૂપે પ્રતીત થાય. તેમ બ્રહ્મ જ
માયા-શબલિત થતાં સૃષ્ટિરૂપે પ્રતીત થાય છે.

જાગ્રત સ્વપ્ન જેવું ચિત્તે પ્રકલ્પેલું નામરૂપની સૃષ્ટિવાળું માયાશબલિત
બ્રહ્મનું રૂપ સાચા જ્ઞાનના પ્રભાવથી શમી જતાં, એ બધાથી પર 'છવીસમો
પરમાત્મા' (પરબ્રહ્મ) જેવો હતો તેવો, યથાસ્થિત, જેમનો તેમ અનુભવ-
ગોચર થાય છે. નથી એમાંથી કાંઈ જન્મતું, નથી એમાં કશું પરિવર્તન
થતું. આ રીતે અખો ગૌડપાદાચાર્યના अजातिवाद પ્રમાણેનું અને ઓમ્‌કાર
અથવા પ્રણવ અથવા શબ્દબ્રહ્મ વડે જગતનાં સર્જન-સ્થિતિ-લય નિર્દેશતા
પ્રણવાનુસન્ધાનના વિચાર પ્રમાણેનું પોતાનું દર્શન નિરૂપે છે. ગૌડપાદાચાર્યે
નિરૂપ્યું છે: न कश्चिद् वस्तु जायते । (ગૌડપાદકારિકા, ૪.૨૨)-કશું
જન્મતું નથી. एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते । (૩.૪૮)-કશાનો
જન્મ થતો નથી એ જ મોટામાં મોટું સત્ય છે. अजातस्यैव सर्वस्य
चित्तदृश्य हि तद्यतः । (૪.૭૭)-જેનો જન્મ થયો નથી તે ચિત્તને ભાસે
છે. માયાજગત ચિત્તે પ્રકલ્પેલું છે, વસ્તુતઃ નથી. माया मात्रमिदं द्वैतं
अद्वैतं परमार्थतः । (૧.૧૭)-આ દ્વૈત જે ભાસે છે તે તો માયામાત્ર છે,
વસ્તુતઃ તો એકલું બ્રહ્મતત્ત્વ જ છે. અખાના શબ્દોમાં:

> ફૂટસ્થ આત્મા બ્રહ્મ કેવલ, તેહનો સર્વ પસાર;
> જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર. (૧૮.૮)

જીવભાવ નાબૂદ થઈ બ્રહ્મભાવ ઊઘડે તે માટે આરંભમાં જ સાચી
માયાનિરીક્ષણદૃષ્ટિ સાધવી જરૂરી છે. એવી દૃષ્ટિ સાધતાં બ્રહ્મ, ઈશ્વર,
જગત અને જીવનું સાચું સ્વરૂપ સમજાશે.

> છો કૈવલ્યસ્વામી તમો, દીસો ઈશ્વર માયા જીવ;
> એ ત્રણ પ્રકારે થાઓ તદ્વત્ પણ સ્વભાવે તમો શિવ. (૧૯.૫)

કાચના મંદિરની ઉપમાથી અખો માયાની સૃષ્ટિ નિર્દેશે છે:

જેમ કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ્ર શ્યામનું;
તે ઊપરે તપિયો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ ઘણું પામનું. (૮)
ચૈતન્યસૂર તપે સદા, અને માયા તે મંદિર કાચ;
ઈશ્વર નામ તે તેહનું, જીવ થઈ માન્યું સાચ. (૯)

આ બધી સંસૃતિમાં 'અણછતો જીવ હું હું કરે' (૧૯·૧૦). અખો 'દરપણ મૂક્યે સામસામાં'—એ દૃષ્ટાન્ત દ્વારા પણ પરબ્રહ્મરૂપી અરીસામાં 'અજા આવી અણછતી આવી ભાસી' (૨૨·૬—૯) એ દર્શાવે છે. આકાશમાં વિવિધ રંગનાં વાદળો ઊપજે છે અને વિલીન થાય છે 'પણ વ્યોમ ત્યમનું ત્યમ.' બ્રહ્મવસ્તુ પણ એવી જાણવી એમ અખો કહે છે. વળી એક બીજું ઉદાહરણ આપે છે, કપૂરનું. 'એ તો અરૂપ કેરું રૂપ બંધાયે પાછું રૂપ અરૂપ થઈ જાય.' અને મૂળ વાત દર્શાવે છે: 'ભાઈ, જે છે તે તો એ જ છે, બીજો વિચાર મનનો ઘડ્યો.' (अजातस्यैव सर्वस्य चित्तदृश्यं हि तद्यतः।) પરબ્રહ્મ અને જીવને અખો અનુક્રમે નર અને પ્રતિબિંબ સાથે સરખાવે છે: 'અણછતો જીવ થાયે ઊભો,...નરને ઉર્ણાઇયો ક્યમ કહી તે દીઠે બુદ્ધિમાંહ્યાં આણવા' (૨૦·૨). મન અશેષ થઈ જાય એટલે કેવળ પરબ્રહ્મ રહે, એમ અખો કહે છે. 'મન મૂઆ તબ હૈ સબ રામા' (પદ ૫).

બ્રહ્મભાવ પામવાના ઉપાય અખાએ વારંવાર ચર્ચ્યા છે. પ્રારંભમાં જ વિરહવ્યાકુળતાનું એ મહત્ત્વ કરે છે. જળાશયની બહાર પડેલા મત્સ્યને કામદુઘાના પયમાં નાખતાં પણ શાતા વળવાની નથી. આવો 'દેહ વિરાગ' એ અધ્યાત્મસાધનાની પહેલી જરૂરિયાત છે. ભક્તિ અને જ્ઞાનને પણ સાધન તરીકે નિર્દેશ્યાં છે. ભક્તિ સજીવ અને ગતિશીલ ત્યારે જ બને જ્યારે જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિ સાથે અંગાંગી સંબંધથી જોડાયેલાં હોય. એક અદ્ભુત ઉપમાથી અખો એ સંબંધ નિર્દેશે છે: 'ભાઈ, ભક્તિ જેવી પંખિણી, જેને જ્ઞાનવૈરાગ બે પાંખ છે.' અખાને મન ભક્તિ અને જ્ઞાન એકરૂપ છે. ભક્તિનો વિશેષ જ્ઞાનરૂપે પ્રગટ થાય છે:

વળી વળી કહું ભક્તિ વિશેષણ,
તેહ ન દેખે હરિ વિના શેષણ. (૧૧.૧)

वासुदेवः सर्वमिति એવું નિરંતર જે ચિંતવે એ જ અખાને મન ભક્ત છે:

ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયા ધરે;
'સ્વામી મારા રહ્યો સઘળે,'—અહર્નિશ ચિંતન એ કરે. (૧૧.૨)

જ્ઞાન એટલે શું? જ્ઞાની તે, 'જેને પ્રગટે પરમાત્મા'

હૃદે ગુહામાં રામ પ્રગટયો, તેણે પાલટો મનનો થયો,
માયાને ઠામ બ્રહ્મ ભાસ્યો, સંસારનો સંભવ ગયો (૧૨ ૨)

અખો વચ્ચે ખોટાં સાધનની ખબર લઈ નાખે છે. ષડ્દર્શન આદિની મર્યાદાઓ ત્રણ કડવા ભરીને (૨૯–૩૧) એણે આલેખી છે ખાસ તો એને શૂન્યવાદીઓ ઉપર દાઝ ચડે છે, કેમ કે 'તે પરપંચ મિથ્યા કહે, પણ હૃદે જગત સાચું સહી' (૨૬·૨). આવા અધમ શૂન્યવાદી વિશે અખો કહે છે કે 'દે' સુધી તેની દૃષ્ટ છે' (૨૭·૧૦). તેઓ ઇન્દ્રિયોના સુખ પામવા ધસે છે (૨૬·૪) આત્માને તેઓ સ્વીકારતા નથી, એટલે આવા શૂન્યવાદીઓના કલેશ ટળતા નથી આત્મઉદ્યોત વિનાની ચિત્રામણની જ્યોતથી શુ વળે? અખો એવાઓને 'અધમ શૂન્યવાદી' તરીકે ઓળખાવીને કહે છે, 'તે શૂન્યવાદીયે પૂરા નહીં,' અને ઉમેરે છે કે સાચા શૂન્યવાદી અદ્વૈતમા રમે છે: 'ખરા શૂન્યવાદી તેહને કહીએ જે વસ્તુ વિશ્વ બે ન કરે સહી' (૨૬·૧૦).

બ્રહ્મભાવ પામેલી વ્યક્તિઓનુ વર્ણન અખો ઉલ્લસિત ચિત્તે કરે છે. અધ્યાત્મસાધનાનો ખ્યાલ છેવટે તો અધ્યાત્મ જીવતી વ્યક્તિ કેવી હોય તેના વર્ણન દ્વારા વધુ સચોટ રીતે આપી શકાય ગીતાએ સ્થિતપ્રજ્ઞ, ભક્ત અને ગુણાતીતના સુરેખ ચિત્રો આપ્યા છે અખો ઘણુખરુ કડવાને અંતે 'સેવો હરિ–ગુરુ–સંતને'એ શબ્દો મૂકે છે હરિ, ગુરુ અને સંત એમ ત્રણનો નિર્દેશ કરવા કરતા હરિ = ગુરુ = સંત એમ વધુ તો એ સૂચવે છે. અગિયારમા કડવામા 'નિત્ય રાસ નારાયણનો' જોતા ભક્તજનનું સુરેખ·ચિત્ર છે. તેરથી સોળ સુધીના ચાર કડવામા 'જીવન્મુક્ત'નું વીગતે વર્ણન છે

જીવન્મુક્ત સમુદ્રમઝધારના મહામત્સ્ય જેવો છે એ થોડીક વાર સપાટી ઉપર દેખા દે, પણ ચાનુ અગાધ બ્રહ્મભાવમા વર્તતો હોય. સાપ કાંચળી ઉતારી દે એમ સંસારભાવને એ ખખેરી દે છે અગ્નિમાંના લોઢાની પેઠે શિવભાવમાં જીવ સમાઈ જાય છે અને 'ભગે અણુજ્ઞા' જેવો થઈ રહે છે એને દેહભાવ ન હોઈ બ્રહ્મભાવ આડે કશો અવરોધ રહેતો નથી. મીનને 'નીર મધ્યે અચાહાર' હોય છે. મૂષક બરફના ગિરિમાં પોતાની જ ઉષ્ણતાને બળે પોતાના નિવાસ માટેનું દર કરી રહે છે તેમ સ્વભાવે વનવાની 'અકલ કલા માહતને' સહજ છે. સ્ફટિકમણિ પાસે મૂકેલા વિવિધ રંગ એમાં ભળી ગયેલા જેવા ભાસે પણ મણિ સ્વયં રંગવિહોણો હોય છે, તેમ તત્ત્વ-

દર્શી પુરુષ પણ બાહ્ય ઉપાધિઓમાં 'ભળ્યા સરખા ભાવ દેખાડે' પરંતુ પોતે ઉદાસીન જ રહે છે. ચશ્માંના પડથી દૃષ્ટિ રૂંધાવાને બદલે ઊલટી પોષાય છે, તેમ આત્મતત્ત્વસિદ્ધિ પૂર્ણ રીતે પોષક છે. અંજનવિદ્યા જેને સિદ્ધ છે તેને જમીનમાંના ધનનું દર્શન થાય છે તેમ જે દેહદર્શી નથી તેવા તત્ત્વદર્શી સર્વત્ર આત્માને જ જુએ છે. આવા તત્ત્વદર્શી પુરુષ જગતને કલ્પવૃક્ષ જેવા નીવડે છે. તેમનું ધ્યાન નિરંતર પરબ્રહ્મ-ધ્રુવતારા ઉપર લાગ્યું હોય છે. જેમ બરફ ઓગળીને પાણી થઈ જાય છે તેમ એ પરમાત્મતત્ત્વમાં સમાઈ જાય છે. (ક. ૧૩–૧૬, પદ ૪.) અઠ્ઠાવીસમા કડવામાં 'વિદેહી'નું વર્ણન છે. જુદાં જુદાં જળપાત્રમાં સૂર્યનાં પ્રતિબિંબ પડે છે. કોઈમાં તપેલું પાણી હોય, કોઈમાં ઠંડું, કોઈમાં ગંદું, કોઈમાં રાતું, કોઈમાં પીળું, કોઈમાં ઝેરવાળું, કોઈમાં અમૃતમય, પણ સૂર્યને તે તે પાણીની કોઈ પણ ઉપાધિ વળગતી નથી. એવું જ વિદેહીજનનું છે.

અખો સાચા અધ્યાત્મસાધક માટે અનેક શબ્દો પ્રયોજે છે. ભક્ત, જીવન્મુક્ત, વિદેહી, ઉપરાંત યોગેશ્વર (૧૦-૭), 'સંતસુજાણ' (૧૪-૧) 'વિરલા સંત' (૧૪-૪), 'મહાનુભાવ મહંત' (૧૪.૪), 'તત્ત્વજ્ઞાની' (૧૪-૧૦), 'તત્ત્વદર્શી પુરુષ' (૧૫.૪), 'અનુભવી પુરુષ' (૧૫-૯), 'મહાપુરુષ' (૧૬-૨), 'જ્ઞાતા' (૧૬-૬), 'મહંત' (૧૬-૧૦), 'નર જ્ઞાની' (પદ ૪-૧), 'સંતજન' (૩૩-૩), 'મહાજન' (૩૪-૧), વગેરે શબ્દપ્રયોગો મળે છે.

જીવન્મુક્ત સંતજન બીજા મુમુક્ષુઓને 'મહાપદ' (૨૮-૮) અથવા 'તત્ત્વવેત્તાપદ' (પદ ૮-૪) પામવામાં સહાયભૂત થાય છે. મમતાની ધાણીએ જોતરેલા જીવની નાથ કાપીને સંત એને મુક્તિ અર્પે છે. જેમ સિંહની ગંધમાત્રથી હાથીઓ ભાગી જાય તેમ સંતના શબ્દથી બંધન દૂર થાય છે. સંત 'દૃષ્ટિ ઉપદેશ' આપે છે. અગ્નિથી દીવો પ્રગટાવવા કરતાં દીવે દીવો પેટાવવો સહેલો પડે છે એ રીતે સંતની મદદથી 'ભગવાન ભેટે જ વહેલો'. નિર્ગુણ બ્રહ્મ એ જ સગુણ સંત રૂપે વિચરી રહે છે. 'પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે' (પદ ૮-૪). તેથી અખો વારંવાર હરિ = ગુરુ = સંત એ સમીકરણ ઠસાવી સંતને સેવવાનું કહે છે. 'હરિ હરિ તે કરી મૂકે, એહવી સંતસંગતિ સાર.'

સંતજન પોતે કશો વહેરોઆંતરો કરતા નથી. પણ સામી વ્યક્તિ કેવું ક્ષેત્ર છે તે ઉપર આધાર રહે છે, 'ક્ષેત્રનો વહેરો પડે' છે ખરો. મેઘ

તો વરસે છે, પણ જવાસો પ્રફુલ્લિત થતો નથી તેનમા રહેનો કાકરો સુવાસિત થતો નથી સલિલમા રહેતી શિલા ભીતર ભીજાતી નથી ચદનને પડખે ખીલેના આકડાને-ખાખરાને સુગધનો પાસ લાગે છે પણ વાંસની માંહ્યમાં એ સુગધ પ્રવેશ પામતી નથી સ્વાતિનક્ષત્રમા વરસેના મેઘબિદુ છીપમા મુક્તા બને છ પણ સાપના મુખમા પડે તો હલાહલરૂપ નીવડે છે ખરી રતિ ઊપજે તો ભગવાન સતજનરૂપે કયાય દૂરથી પણ ખેચાઈ આવે છે એમ કહી અખો જીવાત્માની આરતનુ અપૂર્વ મહત્ત્વ કરે છે

જયમ છીપને રત્ન ખરી ઊપજે, તો ઉપર આવે જળમાહેથી,
તેહની સૂરતનો તાણ્યો તે પરજન્ય આવી વરસે કયાહેથી. (૩૪ ૩)

વળી બીજી ઉપમાથી ગુરુ કેવી રીતે બ્રહ્મભાવ દઢાવવામા સહાયભૂત થાય છે તે અખો બતાવે છે કુજી ઈડા મૂકયા પછી દૂર દૂર ચારો કરવા વિચરે છે પણ 'તેહની સુરત રહે સરખી માહોમાહા તો અપત્ય ત્યાંહાં ઊછરે વણસેવ્યે સેવાયે બાળક, ત્યમ કૃપા આવે ગુરુ તણી' (૩૪૯-૧૦) સક્ષેપમાં અખો સમજાવે છે 'જયમ ભક્તને ભગવાન વહાલા, ત્યમ ભક્ત વહાલા ભગવાનને' (૩૫ ૩)

આમ, 'જીવ બ્રહ્મમાહે ભળ્યાનો અખેગીતામા ભેદ' નિરૂપાયો છે

અભેદભાવનુ રહસ્ય અખાએ કાવ્યવાણીમા ગાયુ છે દૃશ્યજગત વસ્તુત છે નહી એ ઠસાવવા માટેની એવિવાણી દૃશ્યજગતને કેટકેટલા વિવિધ બિદુએ સ્પર્શે છે। ઉપમાઓ અને દૃષ્ટાન્તો અખાને એવાં હાથવગાં લાગે છે કે કયારેક કયારેક એની કલમ એકયો ન અટકતા બે ત્રણ ચાર ઉપમા-દૃષ્ટાત ધરી દે કે કાચના મદિરની ઉપમાનુ અગ્રેજ કવિ શેલીની એની ઉપમા સાથેનુ સામ્ય નરસિહરાવે ચીધ્યુ જ છે વિષય છે અમૂર્ત વિચારણાનો, તેને અખો એની ઉપમા આદિની શક્તિને જોરે જ મૂર્ત કરી શકયો છે અખાની હાસ્યવૃત્તિ, ભેદગી વસ્તુ વરતી જવાની ફાવટ અને એમાથી નીપજતો કટાક્ષ એ પણ રચનાને સજીવ બનાવવામા ફાળો આપી રહે છે અનેક વાક્પ્રયોગો—ખાસ કરીને ક્રિયાપદો, વાકયખડો, કયારેક આખી પક્તિઓ ધ્યાન ખેંચે છે ભક્તજનનુ વર્ણન અને અભિનવા આનદનુ અતિમપદનુ ગાન—એમા અખાની વાણી ઉલ્લાસ-ઊછળતી જોઈ શકાય છે

'અખેગીતા'ને ગુજરાતી જ્ઞાનાશ્રયી કવિતાધારાના સંદર્ભમાં પણ જોવી જોઈએ એના પુરોગામી નરહરિની સસ્કૃત શ્લોક, કડવાં, પદ-મા ચાલતી 'જ્ઞાનગીતા'નું અને 'અખેગીતા'નુ કાઠુ સરખાવવા જેવુ છે

અખાએ પોતાની રચનામાં શ્લોકો આપવાનું રાખ્યું નથી. વિચારબિનાર પણ બંનેના સરખાવવા જેવા છે. નરહરિકૃત 'જ્ઞાનગીતા' અને 'વસિષ્ઠસાર-ગીતા'ની પંક્તિઓને મળતી પંક્તિઓ 'અખેગીતા'માં ઠીક ઠીક મળશે. 'જ્ઞાનગીતા'ના કડવાને અંતે સામાન્ય રીતે 'ગુરુભક્તિ કરતાં સંતસંગે વિરસે જ્યોગેન્દ્રે લહ્યું' આવે છે તેમ 'અખેગીતા'માં 'સેવો હરિગુરુસંતને' આવે છે. નરહરિના અંતિમ પદમાં પણ 'હરિગુરુસંતે કૃપા કરી એ'માં એ ત્રિપુટિ એકસાથે નિર્દેશાઈ છે. ગ્રંથરચના અંગે 'નાથ નિરંજન ગ્રંથ કરતા...અખાને શિર નિમિત્ત દેવા ઇચ્છા હુતી અનંતને' એમ 'અખે-ગીતા'માં કહેવાયું છે, તો 'મુને હરિએ કહેવરાવ્યું તે કહ્યું'...નરહરિને તે નિમિત્ત દીધું' એમ 'જ્ઞાનગીતા'(ક. ૧૬·૧૯–૨૦)માં પણ નિરૂપાયું છે. અખાએ પુરસ્કારેલા ગોડપાદાચાર્યના અજાતિવાદને નરહરિએ પણ 'જ્ઞાન-ગીતા'માં 'જ્યમ છે ત્યમ' (ક ૧૨·૮, ૧૫·૧૯), 'ઇમ યથાર્થ જ્યમ-ત્યમ થયુ' (ક. ૧૪·૨) આદિ દ્વારા સ્વીકારેલો છે. પાણીમાંથી બરફ જામવાનું ને ફરી બરફ પાણી થવાનું અખાનું દૃષ્ટાન્ત પણ એની અગાઉ નરહરિમાં જોવા મળે છે· 'જ્યમ પાણીથી પાલો હોયે, પાલો તે પાણીરૂપ' (ક. ૧૬·૯) શબ્દો, વાક્યખંડો, ઉપમાદૃષ્ટાન્તો, બાનીની આખી ઇબારત એ બધાં ઉપર પુરોગામી નરહરિની મુદ્રા 'અખેગીતા'માં જોવી મુશ્કેલ નથી. તેમ છતાં કોઈ ગુજરાતી કૃતિ અનુભવની ઉત્કટતા અને સ્પષ્ટતા — અને એને લીધે પ્રતીત થતી મૌલિકતા — વડે મંડિત હોઈ ભગવદ્‌ગીતાના કુળની એક સ્વતંત્ર ગીતારચના તરીકે સ્વીકારાવાને પાત્ર હોય તો તે નિઃસંશય 'અખેગીતા' છે, ભગવદ્‌ગીતાની પેઠે 'અખેગીતા'માં કાવ્ય અને તત્ત્વજ્ઞાનનું આસ્વાદ્ય સંમિશ્રણ થયેલું છે. 'અખેગીતા' એ ગુજરાતી તત્ત્વજ્ઞાનકવિતાનું એક ઉચ્ચ શિખર છે

— સંપાદકો

# અખેગીતા[૧]

## કડવું ૧

રાગ ધનાશ્રી[૨]

ૐ નમો ત્રિગુણપતિ રાયેજી,
સર્વે પહેલો જે પૂજાયેજી;
અગમ અગોચર જેને વેદ ગાયેજી,
તેનાં ચર્ણું ચીતવી હું લાગું પાયેજી. ૧

ઊથલો[૩]: ચર્ણું ચીતવી સ્તુતિ કરું ચિદશક્તિ બ્રહ્મનંદની;[૪]
અણુજતો અખો અધ્યારોપ કરે[૫] તે[૬] કથા નિજ આનંદની. ૨

ગુરુ ગોવિંદ[૭], ગોવિંદ[૭] ગુરુ, નામ જુગમ[૮] રૂપ એક;
તેને સ્તવું[૯] નીચો નમી, કરું બુધ્યમાને[૧૦] હું વિવેક. ૩

પરાત્પર પરબ્રહ્મ જે, તે મનવાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે તે, તે માટે ગુરુ તે બ્રહ્મ. ૪

---

૧ ખ. અખિગીતા; ગ. અખેગીતા; ઘ. અક્ષેગીતા
૨ ક. ધ્યંનાશ્રી; ગ. ધન્યાશ્રી; ઘ.માં નથી
૩ ઘમાં સર્વત્ર 'ઢાલ' છે
૪ ખ.ગ. બ્રહ્માનંદની
૫ ઘ. કહે
૬ ક.ખ.ઘ.માં નથી
૭ ક.ખ. ગોવ્યંદ
૮ ક.ખ. જુગ્મ; ગ. જ્યુગમ; ઘ. યુગમ
૯ ક. સ્તવ્યૂં; ગ. સ્તવૂં
૧૦ ક. બૂધ્યમાન્યેં; ખ. બુધ્યમાંનિ; ગ. બુધ્યમાન

શ્વાન શુકર બિડાલ ખર, તેના ટોળામનિો[11] જે જંત;
તેને મૂકે હરિ[12] કરી, જેને મળે સદ્‌ગુરુ સંત. ૫

ગુરુમહિમા છે અતિ[13] ઘણો, કો સમઝે સંત સુજાણ,
તે ગુરુ ગોવિંદ એકતા ભજે, જેને લાગ્યાં[14] સદ્‌ગુરુ બાણ ૬

જ્યમ રવિ દેખાડે રવિધામને, ત્યમ ગુરુ દેખાડે રામ,
તે માટે હરિ તે ગુરુ, ગુરુગોવિંદ એનું નામ. ૭

ચાંહીન[15] સમી તે સતની, જે ગુરુગોવિંદ એકતા ભજે;
જ્યમ બીબામાહે રસ ભર્યો, વણુઘડપે રૂપ નીપજે. ૮

જ્યમ સોવર્ણ કેરી મોહોર મહિ, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
ત્યમ ગુરુભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરુ ચર્ણ ભણી ૯

જ્યમ બધિર ન જાણે નાદસુખ, સ્વાદ નોહે રસના વિના;
ત્યમ ગુરુ વિના હરિ નવ[16] મળે, જ્યમ ભોગ ન પામે નિર્ધના. ૧૦

[17]કહે અખો સહુ કો સુણો, જો ટાળવા હીડો જંતને,
એ આરતશુ[18] ઉરમાં ધરો અને સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

## કડવું ૨

કવિજને આગે ગ્રથ બહુ કર્યા,
વિધવિધ કેરા જુગતે[1] વિસ્તર્યા,
ખટદર્શનના મત[2] બહુ ઊચર્યા,
પૂર્વના જે કવીતા [3]તે નવે બહોળા ધર્યા ૧

---

૧૧ ક ટોલાનો, ખ ઘ ટોલાનો, ગ ટોલામાંહોનો
૧૨ ઘ હર
૧૩ ક.ગ અત્ય ઘ અતી
૧૪ ક ખ ગ લાગા, ઘ. લાગા
૧૫ ખ ચેહીન, ગ ચિંહન, ઘ ચિહ્ન
૧૬ ક ખ ગ નવ્ય
૧૭ ખ કેહે અખો કહુ વધીવશી, ગ કહે અખો કહૂ વધીવથી, ઘ. કેહે અખો કહુ વધીવતી
૧૮ ક આત્યંશ; ખ આત્યંસ, ગ આરત્ય શું, ઘ. આરતશ
૧ ક, જગત્યે; ગ જુક્તે, ઘ જુગતે
૨ ક મત્ર
૩ ગ તેણે નામ, ઘ તે નવ્ય

ચોપાઈ: [૪]બહોળા ધર્યા બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત્ય છે;
કહ્યું[૫]: "સૂર્ય આગળે ખદ્યોત કશો?"—એવી બોલ્યાની નીત્ય છે. ૨

"જાહ્નવી આગળ[૬] જેમ વહેંકળો,[૭] સુરતરુ ને બદરી જથા;
પારિજાતક[૮] પાસ અરણી, મહાકવિ આગળ હું તથા. ૩

ગરુડ આગળ જથા કુરરી, સાગર આગળ જેમ કૂપ;
મેઘ આગળ જથા ઝાકળ. ક્યાં તેલ, ક્યાં તૂપ? ૪

બાવનાચંદન બેહેક આગળ કશો શોભે કરીર?
કશું નીર નવાણનું, જ્યાં રસકૂપિકાનું નીર? ૫

પારસના પ્રતાપ આગળ અન્ય વિદ્યા કેહી માત્ર?
ક્યાં ક્ષુદ્ર દેવ ઉપાસના, ભાઈ, જેને કરે અખેપાત્ર[૯]?" ૬

—એવાં કવિજન ગ્રંથ આદ્યે ગલિત વચન બોલતા હવા,
કહ્યું: "કોપ ક્રોધ કરો રખે, હીંડું બાળકબુધ્યે બોલવા." ૭

તેણે ગ્રંથ પહેલું એમ જણાવ્યું: "અમો મગણ જગણ નથી જાણતા;
તુક ચોજ ને [૧૦]ઝડઝમક, અમો[૧૧] લહ્યા વિના નથી આણતા." ૮

—એમ ગલિતપણે[૧૨] ગરુઆ[૧૩] થયા, કરુણા ઉપજાવી કવિજને;
હુંયે એટલું કહી સ્તવું, જો કવીતા જાણું હું મુજને: ૯

"હું તો જેમ દારની[૧૪] પૂતળી, [૧૫]તે ચાળા કરે અપાર;
પણ કાષ્ઠમાં કાંઈયે નથી, એ તો કળ ચાંપે સૂત્રધાર." ૧૦

---

૪ ખ. અધકા કીધા સ્તુત્ય—
૫ ક. ઘમાં નથી; ખ. કહૂ; ગ. કહ્યું
૬ ક. આગલ્યેં
૭ ખ. વેટ્રી(?)કલો; ગ.ઘ. વેહેકલો
૮ ક.ગ. પારિજાત્યક; ખ. પારજાત્યેક; ઘ. પારજાતીક
૯ ક. અષપાત્ર; ખ. અક્ષિપાત્ર
૧૦ ઘ. પદઝડઝંમક
૧૧ ક.ઘ. અહરયો; ખ. આંહ્રો; ગ. અરયો
૧૨ ખ. ગલિતવચને
૧૩ ઘ. ગરુવા
૧૪ ખ.ગ. દારુક
૧૫ ઘ. લટકા કરે અપાર; ખ ગ.માં 'ચાળા'ને બદલે 'ચાળો'

કહે અખો: સહુ કો સુણો, એમ સમઝો નિજ જંતને;
[11]પરમપદને પામવા તમો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

## કડવું ૩

અણુછતો આતમા તે શું ઊચરે,
આપનું[1] વર્ણવ[2] તે આપે કરે;
જીવતણું પદ તે જોતાં નહિ ઠરે,
સાંખ્યયોગ જોતાં જે હરિ ઊગરે[3]. ૧

ઊથલો: ઊગરે જે વિચાર કરતાં બ્રહ્માદિક જે ગ્રહી રહ્યા;
તમો[4] તે હરિને ઓળખો, જે આદ્ય પુરુષે અજને કહ્યા. ૨

જે પદ શિવના તંન પ્રત્યે[5] દત્તે કહ્યું વિશદ કરી,
આકાશવત્ કેરી કથા, ભાઈ,[6] ષડાનને ઉરમાં ધરી. ૩

વિધે વસિષ્ઠે કહી કથા રઘુનંદનને[7] જેહ,
અર્ણવ બ્રહ્મવિદ્યા તણો, ભાઈ, દેખાડ્યો છે તેહ. ૪

અનંત પ્રકારે અચ્યુતે ભારતને કહ્યું જ્ઞાન,
ગીતા ગાઈ ગોવિંદે[8] કર્મયોગ[9] નિદાન. ૫

---

૧૯ ગ. હીંડો પર્મપદને પામવા તો—
૧ ઘ. આપણું
૨ ખ. વર્ણન; ઘ. વરણવ
૩ ખ. ઉચરિ, ગ. ઘ. ઉચરે
૪ ઘ. અહંગ્યો
૫ ક. પરત્યે; ખ. પ્રતિ
૬ ગ.ઘ માં નથી
૭ ઘ. રઘુનાથને
૮ ક. ગોવ્યંદે; ખ. ગોવિંદિ; ગ. ગોવ્યંદે; ઘ. ગોવિંદો
૯ ક કર્મયોગ; ખ. કર્મજોગ

સમઝાવ્યા સાને ફરી જનકે જે[૧૦] શુકદેવ,
[૧૧]મહામુક્ત થઈ સંચર્યા[૧૨] જ્યારે પ્રીછ્યો અંતરનો ભેવ. ૬

ભીષ્મે ભગવાન સાંનિધ્ય પાંડવ પ્રત્યે જે કહ્યુ,
શાંતિ પર્વે શાંત કીધા,[૧૩] હત્યાનું હારદ ગયું. ૭

વેદવ્યાસે વેદ વહેચ્યા,[૧૪] કર્મધર્મ પોખ્યા[૧૫] જીવને;
પણુ[૧૬] દાઝે લાગ્યા દાઝવા, ભાઈ,[૧૭] [૧૮]જો જાણ્યો નહિ શિવને. ૮

પછે નારદે નારાણુ[૧૯] કેરુ[૧૯] નિજ જ્ઞાન કહ્યુ મહાદ્વિજને;
ત્યારે દ્વીપાયનની દાઝ ભાગી, જ્યારે[૨૦] કિંપા કીધી[૨૧] સંતજને ૯

શિવે કહ્યું જે[૨૨] શિવા પ્રત્યે,[૨૩] નિરાલંબ નિજ ધામ;
અમર કીધો આતમા અદ્યાપિ સહસ્ર નામ. ૧૦

કહે અખો' વસ્તુ જ્ઞાન વિના કુશલ [૨૪]ન હોયે જંતને,
નિજ ધામ[૨૫] દીઠા[૨૬] જાણુવા[૨૭] તો[૨૮] સેવો હરિ ગુરુ-સતને ૧૧

---

૧૦ ઘ જે કહ્યુ —
૧૧ ખ તે મહામૂક્ત
૧૨ ગ પરવરયા
૧૩ ગ કીધા ત્યારે —
૧૪ ઘ વેહેચ્યો
૧૫ ક પોક્ષા, ઘ પોતા
૧૬ ક. પછે, ખ પછિ, ગ તેણી
૧૭ ખ ગ ઘ મા નથી
૧૮ ગ જો ન જાણ્યા નિજ શિવને
૧૯ ખ નારાયણુનુ
૨૦ ખ જારે, ઘ ત્યારે
૨૧ ખ કરી
૨૨ ખ ગ ઘ મા નથી
૨૩ ખ પ્રતિ
૨૪ ક નોહે એ જતને, ખ નોહે જ તનિ, ગ નોહે જ તને, ઘ ન હોએ જતને
૨૫ ખ આત્મા, ઘ આતમ
૨૬ ઘ દીઠે
૨૭ ખ ગ પામવા
૨૮ ઘ તે.

## કડવું ૪

જતે ન જાણ્યો જેણે નિજ આતમા,
[1]ભટક્યો ભમિયો માયા સાથમાં;
જ્યમ રયણીનો ભૂલ્યો ઘર પામે આતમાં,
પણ[2] દિવસે[3] જે[4] દશ મોડયો[5] તે ઘણું ભમે રાતમાં. ૧

ઉથલો- [6]રાતમાહે રડવડે, અજ્ઞાને આવર્યો[7] હુતો;
તે નિજ આતમથો ઓતગીને[8] વિચરતો માયાવતો. ૨

જ્યમ સૂતો નર નિદ્રા વિષે માયા બહુ બીજી રચે;
તે[9] કાર્યકારણ પોતે થઈને નિદ્રાવશ માંહિ પચે. ૩

આપ થકી ઓતજ્યે[10] થકે અસંભાવના ઊપજે,
પછે[11] વિપરીત ભાવના [12]મન આણે, [13]દુઃખ પામે થોડે ગજે. ૪

પંચ-પરવા માયા અવિદ્યા, જ્યાં[14] હું-મારું આવે સહી;
તે ફરે ફેરા ભવ વિષે, જ્યમ મણિ નિગમ્યે આંધળો અહી ૫

---

૧ ખ.ગ. તે—
૨ ઘ મા નથી
૩ ગ દહાડે
૪ ખ ગ ઘ મા નથી
૫ ક મોટયો, ખ મોડો, ગ મોટો, ઘ મોરયો
૬ ગ રાત્યમાહી ઘણુ રડવડયો
૭ ઘ. આવરે
૮ ક. ઉતરીને
૯ ગ મા નથી
૧૦ ક ઉતર્યે, ખ. ઓતલિ
૧૧ ગ. તે
૧૨ ખ.ગ ઘ. આચરે
૧૩ ગ પડે દુખ—
૧૪ ખ ગ ઘ માં નથી

તે ભોગ દેખીને ક્રૂર થાયે, લડાવા ઇન્દ્રી વિષે,
સંસારનાં સુખ અધિક[૧૫] જાણી,[૧૬] [૧૭]કર્મ માદક નિત્ય ભખે.[૧૮] ૬*

કર્મજડને કર્મ[૧૯] વહાલાં, પણ મર્મ[૨૦] ન પ્રીછે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહિ દેહચર્મનો.[૨૧] ૭*

પરમાત્માને [૨૨]પૂઠ દેઈ આતમા ઇંદ્રી જુએ,
[૨૩]ઇંદ્રીની દ્રિષ્ટિ વિષય[૨૪] સામી, એમ આપોપુ નર ખુએ. ૮

વિષે વગૂતો[૨૫] કરે હરિથી, નીચપણું દે જીવને,
અજ્ઞાને અવળો ફર્યો તે સન્મુખ નોહે શિવને ૯

સસારના સુખ અધિક દેખી કિપા માને ઈશ્વરી,
પણ અતરમાહેનું જાન ન જાણે, જે પ્રાણપતિ ગયો વીસરી. ૧૦

કહે અખો . સહુ કો સુણો, જો આણો જીવના અંતને,
હીંડો[૨૬] પરમાનદ પામવા, તો સેવો હરિ-ગુરુ સંતને. ૧૧

## પદ ૧

રાગ સામેરી

જીવની આદિ વિચારો રે પંડિતો,
આદિ જોતાં તે અનાદિ દીસે,
દેહ તણી છાયા સમાયે તે દેહ વિષે
જ્યારે મધ્ય આવે સૂર શીષે
હો જીવની—૧

---

૧૫ ગ સત્ય
૧૬ ઘ દેખી
૧૭ ક. કર્મ માદક, ખ કર્મ માદ્રક, ગ કર્મોદીકને, ઘ. કર્મસાદિક
૧૮ ક ભજે, ખ ભખિ, ગ ભખે, ઘ ભવે.
* ક પ્રતની આ છઠ્ઠી કડી ખ પ્રતમા સાતમી છે
૧૯ ગ કર્મ જ
૨૦ ગ. ના સમજે, ઘ ન શમઉ
૨૧ ખ. દેહચરમનો
* ક પ્રતની આ સાતમી કડી ખ પ્રતમા છઠ્ઠી છે
૨૨ ક પૂંઠ્ય દેઈ, ખ પૂઠિ દેઈ, ગ પુઠ્ઠ દેઈને
૨૩ ખ અને ઇદ્રીની
૨૪ ખ વિખિ
૨૫ ક વ્યગતો, ખ વગનો, ગ વ્યકતો
૨૬ ઘ. તે હીડો

તનમનને ઓળખ્યા વિના ઓતગે[1],
જયમ સૂત્રધાર નિજ નાવ નિર્મે,
તે જ સૂત્રધાર તે[2] નાવે બેઠે થકે
પછે પરવશ પડયો પથ[3] ક્રમે
હો જીવની—૨

તનમન નૌકા જીવ ગણે આપણું,
પણ ભવસાગર મધે કાળ[4] ખેડે[5],
કર્મના વાયુને[6] વશ લાગ્યો ડોલવા,
ત્યારે હાથથી વાત વટકી[7] જ નેડે
હો જીવની—૩

ભર્મે ભર્મ ભટકે ઘણા ભવ વિષે,
ગુરુ ગોવિંદના શર્ણ પાખે,
[8]માયા રૂપિણી માજ વા'લી અખા,
તે જાણીને જન્તુની ભેદ રાખે,
હો જીવની—૪

## કડવું ૫

મર્મ ન સમજે[1] જે માયા તણો,
*તે નર જાણે હું તે ઘણ બોલણો,
તેહને જાણે જન્તુની આપણો,
તે ભવ ભટકે સહુથી અતિ ઘણો. ૧

---

૧ ક આકૃતે; ખ ઓતલિ, ગ. આકૃતે
૨ ખ તેણિ, ગ ડ તેણે
૩ ગ જીવપથ
૪ ખ જીવ
૫ ખ ધડે
૬ ક વાએને, ખ વાયુનિ, ઘ વાયને
૭ ઘ વિટકી
૮ ક માયા રૂપ્યણી માજ, ખ માયા જ રુપણી માજ, ગઘ માયારૂપણી માજ
૧ ખ પ્રીછે
* 'તે બોલણો" ઘમા નથી

ઊથલો : ભવમાંહિ ભટકે ઘણું પોતાનો કરી ઠગે,
જ્યમ વિશ્વાસીને વધે વેરી દીન થઈ મારે દગે. ૨

જ્યમ પાળે ખેરીને ખાટકી તેને ભક્ષ ભોગ[2] આપે[3] ઘણું,
પછે[4] વધ કરે વારુ[5] કરીને એ લક્ષણ અજા તણું. ૩

મીંઢો જાણે એ માહરો પાલક પોષક છે ધણી,
તેને આપ જાયે અર્પવા મોટમ મનમાં અતિ ઘણી. ૪

વાત્સલ્ય જાણીને વામદક્ષણ વણદોર્યો કેડે ફરે;
તેને મહાજન મુકાવા કરે તો સાથે જવનને સંચરે. ૫

હાથ ફેરવે થકે મનમાંહાં હીતુ[6] જાણે તેહને;
પણ સુનાને મન વાત અળગી, ભારે ભાળે દેહને. ૬

અળગા આશય બેહુ તણા લોભે લાગ્યો અજ હળે[7];
તેહને જવન જાણે ભક્ષ કરું, જે ઘણેરું વપુએ વળે. ૭

ચર્ણ ઊંચે અધોમુખે નેટ તે રાખે સરે;
માયા કેરી રીત એવી, જે અંતે જંતને એમ કરે. ૮

વિવેક[8] દેખાડે વિશ્વને વિશ્વ ચિત્રવિચિત્ર[9] તે ચિત્ત ધરે;
પછે[10] પંડિતને [11]પૂછે: 'પ્રભુજી [12]માહાભોગ કેમ પામું સરે?' ૯

ત્યારે પંડિત રૂપે બોલે માયા કર્મની કીરત્ય[13] ઘણી;
વિત્ત હરીને વાટ દેખાડે નાનાવિધ કહે ભણીભણી. ૧૦

---

૨ ગ. ભોજન
૩ ખ. આસે
૪ ખ.માં નથી
૫ ખ. વેરી; ગ. વરી
૬ ખ. હેતુ; ગ. હેત; ઘ. હીતૂં
૭ ઘ. લહે
૮ ક. વ્યષે; ખ. વીષિ
૯ ક. ચીત્રવચીત્ર; ખ. વચીત્રવચિત્ર; ઘ. ચીત્રવિચીત્ર
૧૦ ક. પછં; ખ. પછિ; ગ. તે
૧૧ ગ. ત્યયે પૂછવા જે—
૧૨ ખઘ. હું ભોગ—
૧૩ ઘ. કીરત

કહે અખો : રૂપ ઊપજે એવું પોષે જંતને;
જો[14] કર્મ ગેહેન[15] હીંડો વામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

## કડવું ૬

એમ એ માયા વેશ નાના ધરે,
કર્મ ધર્મના શબ્દ બહુ ઊચરે;
જીવ કેરા મનને[1] અતિ ઘણું[2] આવરે,
તેણે પુરંજન બહુ[3] ફેરા ફરે. ૧

ઊથલો : ફરે ફેરા ભવ વિષે, વિષયનો[4] તાણ્યો વહે;
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતા રહે. ૨

કર્મનાં ફળ લખે માયા, માયા[5] બેઠી તે કથે[6];
શબ્દ કેરે[7] બાંધણે ભાઈ[8], બાંધ્યા જીવ[9] રાખે જથે. ૩

અંતરમાંહેથી મન રૂપે સંકલ્પ વિકલ્પ સુત જણે,
નિમેષમાંહે નવનવા, જ્યમ ઈંદ્રજાલ ગોટકા ગણે. ૪

કર્મફળ ને જીવ કેરો[10] જોગ માયા ગેળવે;
વિષય તૃષ્ણા માંહે મૂકી[11] એમ જગતને ભેડવે. ૫

---

૧૪ ગ.માં નથી
૧૫ ક ગહેન, ખ. ગહિન, ઘ. ગહન
૧ ઘ. મને
૨ ઘ. ઘણી
૩ ખ.માં નથી, ઘ બહુ
૪ ક. વ્યષેનો; ખ. વીષિનો; ગ. વિષેનો; ઘ. વીષેનો
૫ ઘ. વળી માયા
૬ ઘ. થકે
૭ ઘ. કરે
૮ ખ.ગ.માં નથી
૯ ખ.ગ જીવને
૧૦ ઘ. કેરું
૧૧ ઘ. મૂકીયે

[12]સ્વર્ગ કેરા ભોગ વખાણે,[13] અને[14] બીક દેખાડે નર્કની;
[15]કામનાએ લાગ્યો ફરે, ગતિ જેહેવી કૂપચક્રની. ૬

કામ ધામ ને ધન દારા માતપિતા સુત બંધવા;[16]
વર્ણ વેષ ને રૂપ મુદ્રા નમણુ ઠમણુ દેવ વંદવા.[17] ૭

આલ્પ ચાતુરી ચૌદ વિદ્યા અવિદ્યા સર્વ સાધના;
પંડિત જાણુ કવિ ગુણી દાતા એ[18] માયા કેરી આરાધના ૮

રમે રમાડે આપ માયા, ઊંચો નીચો[19] લેઈ ચડે;
જેમ મર્કટ હીડે માગતો, પેલા[20] ભિક્ષુક કેડે રડવડે ૯

એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કો લહે નહી,
દોરી[21] સંચારો માંહે માયાનો, ભૂલવણુ મોટી[22] અહી. ૧૦

કહે અખો: સહુ કો સુણો,[23] તમે જુઓ અંતરના તંતને;[24]
એ જાળમાહેથી[25] તો નીસરો, જો સેવો હરિ ગુરુ-સંતને. ૧૧

## કડવું ૭

માયા મોટી જગમાંહે નદી,
તે આગળ કો[1] જઈ ન શકે ખડી;
હરિહર અજથી જે આધી વડી,
સમઝી ન જાયે એવી માયા[2] નદી ૧

---

૧૨ ગ માયા સ્વર્ગ
૧૩ ખ દેષાડિ
૧૪ ગ વલી
૧૫ ગ તેણી કામનાયે
૧૬ ગ બાંધવા
૧૭ ખ ગ વંદના
૧૮ ક એહે, ખ ગ ઘ. સર્વ
૧૯ ક ગ નીચો ઉંચો, ઘ. વલી ઉંચો નીચો
૨૦ ગ. તે, ખ ઘ મા નથી
૨૧ ઘ દોરા
૨૨ ગ મોટી યે
૨૩ ઘ સહુ સાંભલો
૨૪ ક ગ. તંતુને, ઘ અંતરતંતુને
૨૫ ગ ૦માંથી તો
૧ ગ કોઈ
૨ ખ ઘ.મા નથી

ઉથલો : સમઝી ન જાયે એવી માયા, દીસે નહીં ને બલવતી;
ચૌદ લોકની આદ્ય માતા, ૐકાર પહેલી હતી. ૨

ત્રિગુણ પહેલી શૂન્ય સ્વામિની, તેણે ગુણ જનમી ઊભા કર્યા,
જનુનીની થઈ યોષિતા[3] પછે,[4] બ્રહ્મ પોષી પોતે વર્યા. ૩

ચિદ્‌શક્તિ ચતુરા ચરાચર ગુણ સાથે ભજે ભવી;
દેવદાનવ નાગ માનવ રમે રમાડે એકલી. ૪

ઊર્ણનાભ જ્યમ ઊરણ્ય[5] [6]મૂકે, મૂકીને પાછી ભખે,
ત્યમ માયા ચિદ્‌શક્તિ માટે મોટુ સામર્થ્ય એ વિખે ૫

ત્રિગુણ થઈ ચોવીસ રૂપે, તેહેનો ભેદ કહુ કથી,
જ્યમ જલ જમાયે શીત યોગે, તેહને જડતા પ્રગટે માંહેથી. ૬

સત્ત્વ-રજ-તમ રૂપે થઈ માયા, પછે અકેકાના બહુ થયા;
પંચભૂત ને પંચમાત્રા[7] તામસના નીપજી રહ્યા. ૭

રાજસના ઇંદ્રિ દશે અને દશે તેના દેવતા,
ઇંદ્રિ ઇંદ્રિયે તે વસ્યા, આપ-આપણો[8] સ્થલ સેવતા[9] ૮

મન બુધ્ય ચિત્ત અહંકાર જે, તે સત્ત્વ ગુણથી ઊપના,
એ સૃષ્ટિના ચોવીસ કારણ માયા સમન્વિત રૂપના ૯

પ્રકૃતિ તે પંચવીસમી, પરિવાર[10] સર્વ તેનો કહ્યો,
પણ છવીસમો પરમાત્મા, તે જથાબધ[11] જ્યમત્યમ રહ્યો ૧૦

કહે અખો સહુ કો સુણો, એ કહ્યું છે ધીમતને;
એ સમઝતા[12] કારજ સરે નરનું, જો સેવે હરિ ગુરુ-સંતને ૧૧

---

૩ ક યોક્ષતા, ખઘ જોક્ષતા, ગ જોષીતા
૪ ઘ અને, ખ મા નથી
૫ ક ઊરણી, ખ ઉરણિ
૬ ખ મૂકિ મૂકીનિ, કગ મૂકેને, ઘ મૂકીને
૭ ખ તનમાત્રા, ઘ તનમાત્રા
૮ ખ આપણા, ગ આપણા, ઘ આપાપણે
૯ ક સેવના
૧૦ કખ પરવાર, ઘમા "પરિવાર પરમાત્મા" એ ભાગ નથી
૧૧ ક. યથાબધ્ય, ખ યથાબૂધ, ગ જયથા બધ, ઘ. યથાબધ
૧૨ ક સમઝતે, ખ સમઝે તો, ગ સમઝયે

## કડવું ૮

એણે અનુક્રમે જગત જ જાણીએ,
ત્રણ ભુવનમાં એ પરમાણીએ;
સ્થૂલ ને સૂક્ષ્મ જે કહ્યું જાયે વાણીએ,
તેટલું સર્વે માયા વખાણીએ. ૧

ઊથલો : માયા વખાણીએ માટ એણે, જે દૃષ્ટ પદારથ જેટલો;
શ્રુત્ય[1] પદારથ જે જે કાહાવે, પાછો વણસે તેટલો. ૨
ઊપન્યો તે અપાય નિશ્ચે, બ્રહ્મા આદે કીટ જે;
જે જાયો તે જાય જાણો, અમર સંશે મેટ જે. ૩
અમર દાનવ ધ્રુવ તારા ચંદ્ર સૂર્ય જાયે વલે;
જાયે યોગ અષ્ટાંગ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભલે? ૪
લીલાવપુ જો ધરે નિર્ગુણ, તો તે નેટ પાછો વળે;
કાલમાયાનું નાટક એવું, જે ઉપજાવી અહર્નિશ ગળે. ૫
જ્યમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વ ભખે;
ત્યમ જગત કરસણ કાલમાયાનું, ન મૂકે ખાધા પખે. ૬
જ્યમ મેઘનાં બિંદુ નાનાં મોટાં રેલાયે પૃથ્વી પડયાં;
ત્યમ માયાને મન સહુ જર[2] સરખું, જે પ્રાયે પોતાનાં ઘડયાં. ૭
જ્યમ અર્ણવ ન જાયે ઊઘલી[3], જો નવસેં નવાણું નદી ભળે;
એ તો સિંધુ જ થયો છે સરિતા[4] સ્વરૂપે, તે માટે બાધી ગળે. ૮
ત્યમ માયાનું જગત નિર્મ્યું કાલયોગે સર્વથા;
પણ પરમાત્મા વિવેક કારણ, તેની કલ્પમાં નાવે કથા. ૯
મા'લે માયા અનંત રૂપે, પણ અપત્યને ભાસે ભલી;
જ્યમ બાળકીનાં ઘંઘોલીઆં[5] રમે અનંત પ્રકારે એકલી. ૧૦

---

૧ ક. સત્યં; ખ. શ્રુત્ય; ગ. શ્રુતિ; ઘ. સ્તુત્ય.
૨ ખ. સર્વ
૩ ઘ. ઉલટી
૪ ક.સ. સલીતા; ખ. સલના; ગ. સરીતા
૫ ક. ઘોલીઆં; ખ. ઘોલીયાં; ઘ. ભોલીયાં

કહે અખો : સહુ કો સુણો[૬], જે આણો માયાના અંતને;
તો જ[૭] આપોપું ઓળખો, જે સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

## પદ ૨

રાગ આસાવરી

માયા પીડતી જાણી, પરબ્રહ્મ આરાધીએ;
સાધીએ સ્વામીને અંત પૂરે;
સદ્‌ગુરુ કેરાં ચરણ આદર કરી,
મારગ ઝાલીએ મન સૂરે[૧].
માયા પીડતી૦ ૧

મનકર્મવચને ગુરુ તે ગોવિંદ ખરા,
ભિન્ન ન જાણીએ ભાવ બીજે;
જાત ને વર્ણ અધ્યયન[૨] આશ્રમનું,
માન મૂકી બ્રહ્મ દ્રવ્ય[૩] પીજે
માયા૦ ૨

જેમ અગ્નિને સંગે શીત વ્યાપે નહીં,
જ્યોત દેખાડે ને તિમિર ત્રાસે;
ત્યમ ગુરુ પ્રતાપે પરબ્રહ્મ ભેટીએ,
માયારૂપિણુ ઘેન નાસે
માયા૦ ૩

જેમ કાષ્ઠ આવી પડે વહ્નિ જ્વાલા વિષે,
તે દારુ ફીટીને અનલ થાયે;
ત્યમ અનન્ય આરાધના જે કો કરશે અખા,
તેહેનાં માયા ફરી[૪] ચરણ સાહે
માયા૦ ૪

---

૬ ઘ સહુ શાંભળો
૭ ખ ગ.મા નથી
૧ ઘ મનશૂરે
૨ ક. અધેન, ખ અધ્‍ન, ગ. અધ્યેન, ઘ અધ્યન
૩ ક. દ્રવ
૪ ગ ફરીફરી

## કડવું ૯

દેશી ચાલતી

નરને[1] ઊપજે દૃઢ વૈરાગજી,
તેહેના ટળે દ્વેષ ને રાગજી,
આરત કેરી મન વિષે આગજી,
નહી આતુરતા કહેવા લાગજી. ૧

ઊથલો : આતુરતા મન અતિ ઘણી, જ્યમ મીન વિછર્યું નીરથી,
અજ્ઞાન સીચાણો લેઈ ઊડ્યો, તેણે દૂર નાખ્યુ તીરથી. ૨

તે તડફડે તલપે ઘણુ, વ્રેહનો સૂર ઉપર તપે,
સંસાર રૂપી ભૂમિ તાતી, નીર નીર અહર્નિશ જપે. ૩

કાલ સીચાણો શિર ભમે, તે તેની દૃષ્ટે પડે,
નીર વિહોણ[2] વપુ દાઝે, ફાળ ભરે ને ફડફડે. ૪

નયણે નીર દેખે નહી, કળકળે કાળજ બળે,
પેટે પૂંઠે કે પસૂઆડે જ્યમ પડે ત્યમ દાઝે ઝળે ૫

કામધેનુના પય વિષે જો કોઈ મૂકે તેહને,
તોયે આપન્યા નોહે મકરને, વારિ વહાલુ જેહને. ૬

વૈરાગ ઘણુ ઊપન્યો શરીરે, તેણે કાળજ કોર્યું માહેથી,
વ્રેહ તણો તાપ[3] તપે તનમાહે, તે નર જીવે ક્યાહેથી ? ૭

નાના વિધનાં ભક્ષ ભોજન તેહને દીઠા નવ ગમે,
સંસાર રૂપી ભૂપ ભાગી, ઊભા થાતા તન ભમે ૮

નિર્વેદ ઊપન્યો તન વિષે, તે જીવપણે જીવે નહીં,
મરી જીવે તે મન વડે,[4] જ્યમ કીટ ભમરી હોયે સહી ૯

---

૧ ગ જે નરને

૨ ક. વ્યહોણૂ, ખ વહોણૂ, ગ વ્યહોણૂ, ઘ. વોહોણો

૩ કઘ તાવ

૪ ખ વીધિ

જેમ ખાયે ઉધેઈ[5] કાષ્ઠને, તે કુચ્છગાગર થઈ પરવરે;
તેમ મોહ વિરાગ જેહને ભખે,[6] તે નર હરિ થાયે સરે. ૧૦

કહે અખો: સહુ કો સુણો,[7] નિર્વેદ ટાળે જંતને;
જે નરને ઊપજે ચેતના, તે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

## કડવું ૧૦

[1]મોહ વૈરાગ્ય જેનું મન તપે,
રૂંરૂં માંહિ તે નર હરિ જપે;
સદ્‌ગુરુ-ચરણે આપોપું અરપે,
પરબ્રહ્મ રહે ને પોતે તે ખપે. ૧

ઊથલો: પરબ્રહ્મ રહે પોતે ખપે, તેહનો[2] ભેદ કહું સુણો;
તે વચન માને ગુરુ તણું, અને ભાવ ભરોસો અતિ ઘણો. ૨

ગુરુ કહે: 'રામ રમે સકલ, સર્વાવાસ સ્વામી ભર્યો',
—એવું સાંભળતામાં વચન માન્યું, અને ભક્તિ ઉપરે આદર્યો. ૩

તે હરિ હરિ દેખે સકલ, જેહને જીવ જીવ દેખતો;
તે[3] હરિ જાણી હેત કરે સઘળે, પહેરે[4] જે ઉવેખતો. ૪

હરિ જાણ્યે થકે ભક્તિ થાયે,[5] તે જ ભક્તિ જાણો ખરી;
અણજાણ્યે જે આદરે, તેણે દ્રોહ થાયે પાછો ફરી ૫

ભાઈ, સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેને ઊપજે;
તે અચિર કાલમાં પામે આતમા, સદ્‌ગુરુ વચને[6] જે ભજે. ૬

---

૫ ક. ઉધેઈ
૬ ધ. ડસે
૭ ધ. શદ્દ સાંભળો
૧ ક. મહે વૈરાગ્યે; ખ મેહે વેરાગે; ગ મેહે વૈરાગ્યે
૨ ધ. ભાઈ તેહનો
૩ ક માં નથી
૪ ધ. પેહેલો
૫ ધ તે જન ભક્ત
૬ ધ. વચનને

ભાઈ, ભક્તિ જેની પંખિણી,[૭] જેને જ્ઞાનવૈરાગ બે પાખ છે,
ચિદ આકાશમા તે જ ઊડે, જે સદ્‌ગુરુ રૂપિણી[૮] આખ છે ૭

[૯]દેખે નેત્ર સર્વ પરબ્રહ્મનાં, પરબ્રહ્મના કણ માન,
પાદુપાણિ પરબ્રહ્મના, પરબ્રહ્મ દાતા ને પાત્ર ૮

જલે પરબ્રહ્મ સ્થલે પરબ્રહ્મ સ્વર્ગ મૃત પાતાલ;
ગિરિગહેવર વનવાટિકા પરબ્રહ્મ જાન ને માલ ૯

પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો, એમ દેખે ભરપૂર;
જ્યાહા ત્યાહાં દેખે હરિ, ભાઈ, જેના પડળ થયા[૧૦] દૂર ૧૦

કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જતને,
શુદ્ધ[૧૧] ભજનને પામવા[૧૨] સેવો હરિ-ગુરુ-સતને ૧૧

## કડવું ૧૧

વળી વળી કહું ભક્તિ વિશેષજી,
[૧]તેહ ન દેખે હરિ વિના શેષજી,[૨]
[૧]પેખે સઘળા હરિના વેષજી,
તે જન કેનો ન કરે ઉવેખજી ૧

ઉવેખે નહી કોઈને, એ તો આતમા વિશ્વસી રહ્યો,
જેહને [૩]ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જે કહ્યો ૨

[૪]ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયા ધરે
'સ્વામી મારો રહ્યો સઘળે',–અહર્નિશ ચિંતન એ કરે ૩

---

૭ ક ગ પખ્યણી, ખ. પખણી, ઘ પપીણી
૮ ક રુપ્યણી, ખ ગ રુપાણી, ઘ રુપીણી
૯ ખ મા નથી ગ. નેત્ર દેખે, ઘ નેત્ર સરવ
૧૦ ઘ થાએ
૧૧ ગ એહેવા શુદ્ધ
૧૨ ખ પામવાનિ
૧ ખ મા બીજુ ત્રીજુ ચરણ ઉલટાસુલટી છે 'સઘળા' ને બદલે 'સઘરે' છે
૨ ખ રેખજી
૩ ખ ભાગવત ગાય ગીતા, ગ ગાયે ગીતા ભાગવત, ઘ ભાગવતે ગાએ ગીતા
૪ ખ. ભાઈ ભક્ત, ઘ ભાઈ ભગત

'ભુવન નાભમાં રહ્યો પૂરી પૂર્ણ રહે પરમાતમા,
પોતે[૫] તે પિંડજી નિરંતર, ભેદ દેખું હું આતમાં ૪

મારો રામ રમે છે સર્વ જીવિષે'—એમ દેતે દીસે મન,
હરિ કહે, હરિ સાંભળે, હરિને સોંપે તન. ૫

નિત્ય રાસ નારાયણનો[૮] દેખે તે અનંત અપાર,
જ્યાં જેવો ત્યાં તેવો નારાયણ નર–નાર ૬

ગદગદ કંઠ ગાતે થકે રોમાંચિત હોયે ગાત્ર,
હર્ષઆંસુ દેત વહે, પ્રેમ કેરું તે પાત્ર ૭

નવનીત સરખું હ્રદે કોમળ, કહ્યું ન જાયે દેત,
[૯]આંખમાં અમૃત ભર્યું, ભક્તિ[૧૦] કેરું તે ક્ષેત્ર[૧૧] ૮

ખાતો પીતો બોલતો [૧૨]દેખે તે સઘળે રામ,
વેધ્યું મન રહે તેહનું, શિથિલ[૧૩] સંસારી કામ. ૯

જ્યમ જાર–લુબ્ધી[૧૫] જુવતી, તેનું મન રહે[૧૪] પ્રીતમ પાસ,
✓ અહર્નિશ રહે આનોચની, ભાઈ, એવું મન હરિદાસ ૧૦

કહે અખો સહુ કો સુણો,[૧૬] હરિલક્ષ લાગ્યો જંતને,
મનન તેને મહાવનું, અને સેવે હરિ-ગુરુ-સંતને ૧૧

---

૫ ક પોત તે, ગ પોત તો
૬ ખ પણ ભેદ દેખું આત્મામાં, ગ પણ ભેદ દેખૂ આત્મમાહા,
ઘ પણ ભેદ દેખે હું આતમા
૭ ખ વીધિ હેતે તે
૮ ક નારાયણનો
૯ ગ તેહેની આખ્યમાહા ન આંખમાહે
૧૦ ગ હરિભક્તિ
૧૧ ક ખેત્ર ઘ ક્ષેત
૧૨ ખ દેખતો સઘળે
૧૩ ક શાથલ, ખ શીથ્યાલ, ગ શીથલ, ઘ અને શાથલ
૧૪ ઘ હદે ?
૧૫ ક લૂબધી, ખ લબધી, ગ લુબધી; ઘ લૂબધ
૧૬ ઘ શહુ શાભલો

## કડવું ૧૨

ઊદે ઉલાસો[૧] દે જ્યમ ચંદ્રમા,
કિરણ તેનાં[૨] પસરે વનૌથિમંદ્રમાં;
ત્યમ સરખો આતમા ભાસ્યો કીટ ઇંદ્રમાં,
એવું પ્રગટ્યું હૃદયાકંદ્રમાં[૨]. ૧

ઢાળ:–હૃદેગુહામાં રામ પ્રગટ્યો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામ બ્રહ્મ ભાસ્યો[૩], સંસારનો સંભવ ગયો. ૨

જ્યમ રવિને તેજે[૪] ઓગળે[૫] પાલો તે પાણી થઈ વહે;
ત્યમ જેને પ્રગટે પરમાત્મા[૬], તે માયાદોષ સહેજે દહે. ૩

ભાઈ, માયાનું બ્રહ્મ ત્યહાં લગે જ્યાંહાં આતમા જાણ્યો નહીં;
જ્યમ ગતયૌવન થઈ જુવતી, તે પ્રસવ લગણ વાધી રહી ૪

જ્યમ ગોરસમાંથી આજ્ય કાઢ્યું, [૭]તે જ્યમ તક થયું દહીં;
આતમા જાણ્યે એમ માયા વિચાર્યે દીસે નહીં. ૫

ભાઈ, કર્મ ગહેન તે ત્યાં લગે, જ્યાંહાં સદ્દવિચાર[૮] નથી ઊપનો;
નવનીત [૯]વણસે ત્યાં લગે[૧૦], જ્યાંહા ભેદ ન જાણ્યો તૂપનો. ૬

તાવ્યું માખણ ઘૃત થયું, પછે વણસે નહીં કયમે;
ત્યમ આતમા જાણ્યે નહીં પ્રાભવ, અણજાણ્યે માયા દમે. ૭

ભાઈ, અંધારું દુખ દે ઘણું, અર્ક વિહોણું ચક્ષુને;
ત્યમ આતમા ઊંઘે ગહેન પલાયે, માયા દમે નહી પુરુષને. ૮

૧ ક. ઊલાલો હે; ખ ઉજાલો, ઘ. ઉલાલી લે.
૨ ક.ખ. કપ્રમા; ઘ કદમા
૩. ગ ભાસ્યું
૪ ક તે તે
૫ ક. ઉગતેં; ખ. ઓગલિ
૬ ઘ. આતમા
૭ ગ. તે જ તક
૮ ઘ. સુધ વિચાર
૯ ક. ત્યાં હાં લગે વણસત; ખ તાહાં લગિ વણસત; ઘ તિહાં લગે વિણસતું
૧૦ ઘ જહાં લગે ભેદ

જ્યમ નિદ્રાવાનને સ્વપ્ન હોયે, ભોગ નાના ભોગવે;
અણુછતા આણી કરે ઊભા, ગહેને મ.યા જાગવે. ૯

જાગ્યો તો થઈ ચેતના, નિદ્રા સાથે સર્વ પડ્યુ,
ત્યમ તુરીયા વડે તિમિર ત્રાસે[૧૧], ચિત્ત ચમક્યું તુ તે ટળ્યુ ૧૦

કહે અખો : સહુ કો સુણો, જ્યમ દરિદ્ર[૧૨] નહી શ્રીવંતને,
જો મહાધન હીંડો પામવા, તો સેવો હરિ ગુરુ-સંતને. ૧૧

## પદ ૩

રાગ રામગ્રી

ગુરુભેવ પામ્યો, ગુરુભેવ પામ્યો,
તે નરે[૧] માયાનું જાળ વામ્યો. ધ્રુપદ

જ્યમ પારસ પરસે જે ધાતુને, આપ ટાળી તે થાયે સોનુ,
ત્યમ સદ્ગુરુ પારસ વડે નર નીપના, કારણ પ્રાછિયુ જેણે ગોનુ[૨]
ગુરુભેવ પા૦ ૧

શબ્દ રૂપી વતોળ[૩] છે વાયુનો, તેમા પડયા થકા જીવ ભમેં[૪],
રાજસ તામસ તણી રજ પડે નેત્રમા[૫], ત્યાથી સદ્ગુરુ બાળ તે દૂર વ્યમેં[૬]
ગુરુભેવ૦ ૨

આપ વિના ઉદ્દેશ કેનો કરે, જો ઈશ અજાતણો માહે દોરો,
સદ્ગુરુ કલા તે નાવે કલ્યા વિષે, મુખ વિના સ્વાદ [૭]કહે ખાટો મીરો.
ગુરુભેવ૦ ૩

---

૧૧ ક. ત્રાહાસે, ખ ત્રાસિ, ગ ત્રાસ્યું, ઘ ત્રાસે
૧૨ ગ દારિદ્ર
૧ ક જન
૨ ઘ ગોરનૂ, ખ ગુરુનૂ, ગ ગુરનુ
૩ ઘ વતન
૪ ઘ ભરમે
૫ ખ આંખમા
૬ ક ધ્યમેં, ખ વિરમિ, ગ વ્યરમે, ઘ વીરમે
૭ ગ તે કયમ કહે ખાટો કે મીરો

ઉપલો : ભિન્ન[3] ટળે ને[4] વસ્તે[5] મળે, ગોરો મહિમા હરિજનનો;[6]
ચૈતંન સાગરમાંહે[7] ભળે, અભ્યાસ ટળે એ[8] તનનો[9]. ૨

શોભે જીવિતવ્ય[10] સંતજનનું,[11] ભવમાંહે તે અતિ,
સુખદાયક તેહને હોયે સહુ કો, જેહને સંત સાથે રતિ. ૩

[12]આપ સરીખો કરી મૂકે, એહવી સંતની રીત;
જ્યમ[13] વહેરો ન કરે વરસનાં, એહવી[14] ઘનની નીત[15] ૪

ગીચે[16] સરખા સહુ જને, તેણે ફળે[17] તે બાર અઢાર;
હરિ હરિ તે કરી મૂકે, એહવી સંતસંગતિ સાર ૫

સૂકે જવાસા[18] તેણી[19] રત્યે, તો મેઘનો શો વાંક?
[20]પરજન્ય પાયે પય ઘણું, પણ પી ન શકે તે ટાંક. ૬

ત્યમ[21] અસંત સંતસંગતિ કરે, [22]પણ લાગે નહિ તેહને સંગ;
મેલ ન દે માયા મધ્યેથી, જ્યમ ત્યમ પડે[23] તેહને[24] ભંગ. ૭

---

૩ ક વચન, ખ. ભીન, ઘ. ભીન
૪ ખ ગ.મા નથી
૫ ખ ગ વસ્તુ
૬ ખ સતનો
૭ ખ ॰માહા
૮ ગ આ
૯ ખ જ તનો
૧૦ ક પીવતવ્ય, ખ.ઘ જીવતવ્ય, ગ જીવન તે
૧૧ ખ સતજન કેરુ
૧૨ ગ સત આપ
૧૩ ખ મા નથી
૧૪ ખ જમછિ, ગ ત્યમ છે, ઘ જેમ છે
૧૫ ક નાસ્ય
૧૬ ઘ સરખે રાખ્યા—
૧૭ ઘ ફૂલે
૧૮ ખ.ગ. જવાસો
૧૯ ગ તેણી જ
૨૦ ગ. પર્જન્ય તો પય પાયે—
૨૧ ગ જે
૨૨ ગ. તેહને ન લાગે—
૨૩ ગ.ઘ. પાડે
૨૪ ગ.ઘ માં નથી

જ્યમ તેલ કુસુમે[૨૫] કરી[૨૬] વાસીએ,[૨૭] તેણુ[૨૮] સઘળે તે[૨૯] લાગે વાસ;
તે મધ્યે આવે કાંકરો તેહને[૩૦] ન લાગે આભાસ.[૩૧] ૮

જ્યમ સલિલ મધ્યે શિલા રહે, પણ[૩૨] અંતરે ન ટળે આગ,[૩૩]
તો નીર તેહને[૩૪] શુ કરે, [૩૫] જો ભેદવા નહિ જાગ. ૯

જ્યમ ચંદનને ગંધે કરી થાયે ચંદન આક પલાશ;
પણ ગાંઠ્ય હોયે રદે[૩૬] વાંસને[૩૬] [૩૭] તેહને ન લાગે વાસ. ૧૦

કહે અખો: હરિ કૃપા હોયે, તો જ[૩૮] સમુ પડે [૩૯] જંતને;
દોષદરશન નોહે તેહને [૪૦] સેવે હરિ-ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૪

અંતસંગ કરતા વિલંબ ન કીજેજી,
જ્યમ ત્યમ કરીને હરિરસ પીજેજી,
મહાજન સંગે કાર્ય સીઝેજી,
વસ્તુરૂપ થૈને તો જીજે જી

---

૨૫ ધ કુશુમ
૨૬. ધ. કેરી
૨૭ ગ. પાસીએ
૨૮ ગ. તેહને
૨૯ ગ ઘ. આ નથી
૩૦ ક. તેંણું; ખ. તેહનિ; ગ.ઘ. તહેને
૩૧ ગ. પાસ
૩૨ ખ. પણ તેહનિ અંત; ગ. તેહને અંત
૩૩ ક અગ્ય, ખ ગ. આગ્ય
૩૪ ધ. દેહને
૩૫ ગ. ભાઈ ભેદવાનિ —
૩૬ ધ. તે રદે વાસની
૩૭ ખ તેહનિ લાગિ નહી; ધ. તેહને લાગે નહી
૩૮ ગ.ધ માં નથી
૩૯ ગ. તે જંતને
૪૦ ગ જે સેવે; ધ. અને સેવે

ઊધયો : વસ્તુરૂપ થૈને છીપીએ — તે કણ[1] * આપે માહંત;
તત્ત્વ સધર્યાં એમ દીસે, જ્યમ પટ વિષે તંતુ[2]   ૨

જ્યમ છીપને રત્ય [3]ઉપજ્યાં ઊપજે,[4] તો ઉપર આવે જળમાંહિથી;
તેહની[5] [6]સુરતનો તાણ્યો તે[7] પરજન્ય [8]આવી વરસે કયાંહિથી.   ૩

તેહનાં મુખ વિકસીં[9] રહે[10] [11]સેવા કાજે બિંદુને,
તો[12] મુક્તા નીપજે મનોહર,[13] [14]પામે નિજઆનંદને.[15]   ૪

જે મહેરામણથી બહાર નાવે, તે તાં ઠાલી રહે ખરી;
ત્યમ હરિ-હરિજનને[16] જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરિ   ૫

તે જ વર્ષાના બિંદ બીજાં [17]પડે અહિના મુખ વિષે;
તેહનું હલાહલ થૈ નીમડે,[18] તેણે અંત[19] પામે જે કો[20] ભખે[21]   ૬

---

૧ ગ કણા
૨ ખ ગ વત
૩ ગ. ઉપજે ધરી
૪ ઘ ઊજે
૫ ઘ આ નથી
૬ વ. સુરતનુમાપનુ તે
૭ ગ. આ નથી
૮ ગ તે આવી —, ઘ આવે ક્યાહાથી
૯ ખ. વલસી
૧૦ ગ રહ્યા
૧૧ ગ લેવા તે—
૧૨ ગ તો જ
૧૩ ગ મહામનોહર
૧૪ ગ. તે પામે
૧૫ ક નિજયાન દને, ખ નીજ આન દનિ, ઘ નીજ આ૦
૧૬ ખ. હરી ગુરુ સ તનિ
૧૭ ગ. તે પડ્યાં—
૧૮ ગ. નીમડ્યુ, ઘ. નીપજે
૧૯ ગ ઘ. મૃત્યુ
૨૦ ગ. કોઈ
૨૧ ગ ભખે, ઘ ભક્ષે

સંત વચન તે કહે જથારથ; જો[૨૨] વાંકું ગ્રહે ખલ બુધ્ય વડે,
તો[૨૩] પાત્રયોગે ભભુંભૂંડું; [૨૪]ક્ષેત્રનો વહેરો પડે. ૭

ભાઈ, નિર્મલ[૨૫] બુધ્યે[૨૬] હરિ[૨૭] સેવીએ, તો ઊપજે નિર્મલ જ્ઞાન;
મનસા વાચા કર્મણાએ રાખો હરિ વિષે[૨૮] ધ્યાન. ૮

જેમ કુંજ્ઝ મૂકે ઈંડાં, તે દૂર જઈ ચારો કરે;
તેહની સુરત [૨૯]રહે સરખી માહોમાંહાં, તો[૩૦] અપત્ય ત્યાંથાં ઊછરે. ૯

વણુસેવ્યે સેવાયે બાળક, ત્યમ[૩૧] કૃપા આવે ગુરુ તણી;
એમ[૩૨] સલક્ષણાને[૩૩] મળે શ્રીહરિ, જેહનું[૩૪] મન રહે ગુરુચર્ણ ભણી. ૧૦

કહે અખો : સહુ [૩૫]ડાહ્યા સુણો, એ[૩૬] કહ્યું છે બુધ્યવંતને;[૩૭]
જે સુણતામાં [૩૮]ઝડપે વચનને [૩૯]સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૨૨ ગ પણ
૨૩ ગ પણ
૨૪ ગ. તે ક્ષેત્રનો—
૨૫ ક નિર્મેલ, ખ નીર્મલ, ગ નીરમળ
૨૬ ક. બૂધે, ખ બુધિ
૨૭ ખ. સત
૨૮ ગ સાથ્યે
૨૯ ગ સરખી રહે—
૩૦ ગ મા નથી
૩૧ ગ જો
૩૨ ખ ગ ત્યમ, ઘ. તેમ
૩૩ ખ સલક્ષણા
૩૪ ઘ તેહનુ
૩૫ ખ.ક સાભલો
૩૬ ગ એહેનુ
૩૭ ઘ. ધીમ તને
૩૮ ગ વચન ઝડપે
૩૯ ગ જે સેવે

## કડવું ૩૫

સંત [1]સેવે તો સર્વ સુખ પામેજી,
મન ન લાગે બીજે ભામેજી,
જનમ મરણ ને[2] સુખદુઃખ વામેજી,
જ્યમ જલ ઢળી આવે નીચે ઠામેજી 1

ઢાળ · જ્યમ[3] નીચી ભૂમે જલ ઢળી આવે, ત્યાંહી ખામા માટે રહે ભર્યું;
ત્યમ રામ રદેમાં રહે વાસે,[4] ત્યાં[5] ગુરુ ગોવિંદે [6]ઘર કર્યું. ૨

જ્યમ ભક્તને ભગવાન વહાલા, ત્યમ ભક્ત વહાલા ભગવાનને,
અંતર માંહેનો આશે જાણી, શકે ન મૂકી ધામને ૩

જેવા[7] ભક્તને ભગવાન દુર્લભ, એવો[8] ભક્ત દુર્લભ રામને,[9]
ભક્ત બીજા છે[10] ઘણા,—ઇચ્છે ધર્મ અર્થ મોક્ષ કામને[11] ૪

સકામ[12] જે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહીં કશું;
નિષ્કામ વહાલા નાથને, હેત[13] તેનું[14] મન વસ્યું. ૫

જે અણુનિગની ભક્તિ ઉપાશીમી, હો એક જાણે તે ફરી,
ત્યાં ધ્યેય ધ્યાતાનું કારણ ન રહે, તે[15] જાણે,[16] જેણે આચરી[17]. ૬

---

૧ ખ. શેવિ ને, ગ સેવતા
૨ ખ ૦નિ, ગ ૦ના ઘ ૦નુ
૩ ગ ઘ મા નથી
૪ ખ વાસિ, ગ વાસો
૫ ખ ગ ઘ મા નથી
૬ ખ તાહા ઘર—, ગ જ્યાહા ઘર—, ઘ ત્યાહા ઘર—
૭ ગ જ્યમ
૮ ખ ૮. તેહવો, ગ ત્યમ
૯ ક ગ રામ, ઘ રામ
૧૦ ઘ.મા નથી
૧૧ ક ઘ. કામ ગ. કામ
૧૨ ખ સકામી, ગ સકામે
૧૩ ખ હેતે, ગ હેતે
૧૪ ગ. જેહેનુ
૧૫ ઘ એ તે
૧૬ ઘ જાણ
૧૭ ગ. આદરી

ભાઈ,[૧૮] સંતસંગ પ્રતાપ મોટો,[૧૯] રસના તે બાપડી શું કહે ?
જેહને વીતશે[૨૦] તે જાણશે, [૨૧]અખો તાં એટલું લહે. ૭

જેહને કૃપાનિધાન કૃપા કરે, તેહને[૨૨] સંત ને સદ્‌ગુરુ મળે;
સદ્‌ગુરુ [૨૩]મળે તો પાર પામે, [૨૪]જીવ બ્રહ્મમાંહે ભળે. ૮

જીવ[૨૫] બ્રહ્મમાંહે ભળ્યાનો અખેગીતામાં[૨૬] ભેદ છે;
એ[૨૭] અનુભવતાં[૨૮] અદ્વૈત[૨૯] થાયે, અવિચ્છન્ન વાણી વેદ છે.[૩૦] ૯

કાયક્લેશ કીધા વિના, કૃષ્ણમાં[૩૧] તે[૩૨] જન[૩૩] ભળે;
એ ગીતાનો[૩૪] ભેદ[૩૫] સમજે[૩૬], તે નર[૩૭] જીવ તત્ક્ષણ ટળે. ૧૦

કહે અખો : એ ગીતા કેરી [૩૮]ગમ થાયે તે જંતને,
તેહને રામ રદયા ધરે પ્રતાપ હરિ-ગુરુ-સંતને.[૩૯] ૧૧

---

૧૮ ગ.મા નથી
૧૯ ક. મોટા
૨૦ ક. ચીચરે, ખ. વીત્ય (?) સિ; ઘ. વીચરે
૨૧ ઘ. બાઈ અંબા —
૨૨ ગ. તે; ખ. તેહનિ
૨૩ ક.ઘ. મલતે; ખ. મલિ તે
૨૪ ગ. અને જીવ
૨૫ ગ. જીવને
૨૬ ઘ. અખેગીતામાહે
૨૭ ગ. એહેવું
૨૮ ગ. અનુભવતામાંહા
૨૯ ક. અદ્વીત
૩૦ ઘ. વદે છે
૩૧ ગ. શ્રી કૃષ્ણમાહે
૩૨ ગ.માં નથી
૩૩ ગ. જંતુ
૩૪ ગ. નું
૩૫ ગ. દાગ્દ
૩૬ ગ. પ્રીછે
૩૭ ગ.માં નથી
૩૮ ગ. ગમ્ય છે માંહે તને
૩૯ ગ. સદ્‌ગુરુસંતને

## કડવું ૩૬

અદ્વૈત[1] પદ તે વાણીમાં નાવેજી,
જે આવે તે દ્વૈત[2] જ કહાવેજી,
એ ગીતા તે દ્વૈત[2] સમાવેજી,
વાગજ્ઞલ વામે [3]ન્યારો લક્ષ આવેજી ૧

ઢાળ
[4]વાગજ્ઞન તે વિશ્વમાંહે[5], એ[6] અણુજુ જાણો સહુ;
નાનાવિધની વાણ્ય ચાલી, મનના મત બોલ્યા બહુ. ૨

[7]વસ્તુ વિચાર્યે વિશ્વ નહીં, તો કૃત્ય તેના શાં ખરા?[8]
એ તો વંધ્યાપુત્રે પોતા કેરા ચરિત્ર લખી સાચા[9] કર્યા. ૩

સંસાર સુત વંધ્યા[10] તણો [11]જાણજે નિર્ધાર,
[12]પોતે કહે, પોતે સાંભળે [13]વાણ્યનો વિસ્તાર ૪

[14]ધર્મ અર્થ મોક્ષ કામ લખિયા ભૂત ભવિષ્ય ને વર્તમાન,
બ્રહ્મચારી[15] ગૃહસ્થ વાનપ્રસ્થ સન્યાસી એ વંધ્યા[16]સુત નિદાન ૫

---

૧ ક અદ્દ્વીત
૨ ક. દ્વીત
૩ ક ને ન્યારુ લક્ષ આવિજી
૪ ખ ક બાઈ વાગજ્ઞત
૫ ક જ્યાહા
૬ ગમાં નથી
૭ ખ ગ બાઈ વસ્તૂ
૮ ક શીખરા
૯ ખ ઉભા
૧૦ ક બ્યંજ્યા, ખ. વંધ્યા
૧૧ ગ તે જાણ્યો ઘ. બાઈ જાણજે
૧૨ ગ અને પોતે
૧૩ ગ. એ વાણ્યનો, ઘ એ વાણનો
૧૪ ગ તેણે ધર્મ
૧૫ કઘ બ્રહ્મચાર
૧૬ ક બિધ્યા, ખ વંધા

અંડજ ઉદ્‌ભિજ્જ સ્વેદ જરાયુજ,—ચાર ખાણ, ચોરાશી લક્ષ,
સ્વર્ગમૃત્યુ પાતાલ દશે દિશ[૧૭],—સર્વ[૧૮] વંધ્યા[૧૯]-સુતની પક્ષ. ૬

જન્મ મૃત્યુ ને દેહકર્મ ગુણ [૨૦]નથી કાંઈ પ્રાય,
મંત્ર જંત્ર ને યજન-યાજન એ વંધ્યા[૨૧]-સુતની કાય ૭

દાતા ભોક્તા[૨૨] દેશકાલ કર્મફલ સર્વ જાણો એહ,
—થયું નથી તેનો થાપ શાનો?—એ તો [૨૩]મિથ્યા પુરુષનો દેહ ૮

ભાઈ, વસ્તુ વિચાર્યે[૨૪] કાંઈ[૨૫] નથી; એ તો અણછતું[૨૬]
થાય, રહે, જાય,

પણ[૨૭] શિવ તો ત્યમનો[૨૮] ત્યમ[૨૯] સદા, [૩૦]જેહને લિંગ
નહીં પ્રાય ૯

જેહને[૩૧] ગ્રાહ્ય ગ્રાહક[૩૨] ભાન નહીં [૩૩]અન્ય વિના ગ્રહે તે કોણ?
આરોપણ[૩૪] એ વિશ્વ સઘળું,[૩૫] એ તો સ્ફુર્યાં છે ત્રણ ગુણ ૧૦

કહે અખો · એ વસ્તુ વિચાર્યે ન મળે [૩૬]કાંઈ સ્થલ જંતને,
જ્યમ છે ત્યમ તે શિવ સદા નિજ સ્ફુરણ માહંતને ૧૧

---

૧૭ ક. દસે દશ, ખ. દસિદસ્ય, ગ. દશોદિશ
૧૮ ગ. એ
૧૯ ક. વ્યઝા
૨૦ ગ. તે નથી
૨૧ ક. વ્યજ્યા
૨૨ ક.ખ. ભૂક્તા, ઘ ભુક્તા
૨૩ ગ ૦તરનો, ઘ વંધ્યા સુતનો
૨૪ ગ. ૦ વિચે, ઘ. ૦ વીચે
૨૫ ગ. કાંઈ યે, ઘ. કેહેવા
૨૬ ઘ. અણછતો
૨૭ ગ.મા નથી
૨૮ ક. ત્યમનૂ, ઘ. તેમનો
૨૯ ઘ. તેમ
૩૦ ખ. ભાઈ જેહને
૩૧ ખ. ત્યાહાં
૩૨ ક. ધ્રહાજય ગ્રાહક, ખ ગૃહાય ગ્રાહક, ઘ. ગ્રાહાય ગ્રાહક
૩૩ ખ. ત. અન્ય વ્યણ—
૩૪ ખ આરોપીન
૩૫ ઘ શાનો
૩૬ ઘ સ્થલ કાંઈ—

## પદ ૯

રાગ મારુ

એ ચિદ[1] જ્યુંકા[2] ત્યુંહી સદાઈ,
જ્યાંહા આપાપર ન મગે અહનિંશ,
બેહદ હદ ન કદાઈ.
એ ચિદ[3] ૦ ૧

દ્વન્દ્વાતીત અપર[4] નિર્ગુન ગુન
એ સમ કહેવે[5] તાઈ;
આપાપર બીચ[6] રમત નિરંતર,
નહી પંચભૂત ન કાંઈ.[7]
એ ચિદ ૦ ૨

જાતાયાત[8] નહી તાહા[9] રહેણી,
ગયા સકે[10] નહી આઈ;
[11]થોભણ થોભ સ્થલ બિન સ્થિરતા,
નહીં ઇચ્છક ઇચ્છાઈ.
એ ચિદ ૦ ૩

---

૧ ઘ વેદ
૨ ક ચુંકા, ખ જ્યૂકા, ગ ? [છેકછાક છે], ઘ જૂકાં
૩ ખમા નથી
૪ કખઘ અપરસ
૫ ક. કહેબે, ખ કહેબે, ગ. કેહેબે, ઘ કહેબે
૬ ગ વીન, ઘ. બિન
૭ કખ.ગ કાઈ
૮ ક. જાતા આયાત, ખ જાત અયાન, ઘ ઝાતા આયાત
૯ ગ જ્યાંહાં
૧૦ ક સકે, ખ સકિ, ગ સકત
૧૧ ક. થોભ એ થોભ, ગ થોભણ સ્થોભ

[12]જ્ઞાતા જ્ઞાન જ્ઞેય બિન જે ઘર,
[13]જ્યાં પહોંચત નહીં ગીરાઈ[14];
લક્ષાલક્ષ અખા જ્યાંહાં નાહીં,
સદા સદોદિત સાંઈ.
એ ચિદ્ ૦ ૪

## કડવું ૩૭

દેશી ચાલતી

વસ્તુ કેરું વક્તવ્ય કીધું ન જાયજી,
જેહનો મહિમા મોટો પ્રાયજી;
જયમ અર્ણવતું નીર જમાયજી,
પણ બાધે[1] સાયર[2] ત્યમ રહ્યો જાયજી. ૧

ઊથલો : સાયર જયમનો[3] ત્યમ સદા,[4] ત્યમ માહાપદની મોટમ ઘણી;
તીરે કહીં એક લવણ જામ્યું, તો શી ઓછમ સાગર ભણી ? ૨

જમાતાં[5] કાંઈ જાન નોહે,[6] [7]નીર નથી ઓછું થતું;
સહજ ઐશ્વર્યમાંહે નીપજે,[8] ન જણાયે જતું આવતું. ૩

ત્યમ જગત જગદીશ માંહિ, ઉત્પત્ય સ્થિત્ય [9]દીસે ખરી;
[10]ઓછું અદકું કાંઈ ન થાયે, સાગર[11] દ્દષ્ટાંતે કરી. ૪

---

૧૨ ક. જ્ઞાતા જ્ઞે ગ્યાંન બીન યે ઘર, ખ. જ્ઞાંતા જ્ઞાન જ્ઞે વણ જ ઘર;
ગ. ૦ બીન૦; ઘ. ૦ જ્ઞે બીન૦
૧૩ આટલું ઘ.માં નથી; ગ.માં 'જ્યાં' નથી
૧૪ ખ. ગ્યરાઈ
૧ ક. બાધુ, ખ. બાંધો; ઘ. વાધે
૨ ઘ. અરણવ
૩ ક.ખ.ઘ. ત્યમનો
૪ ખ. છિ; ઘ. છે સાઈ
૫ ક. જમાતેં; ખ. જમાતિ; ઘ જેમાતે
૬ ક. ન હોંઅ
૭ ગ. અને નીર
૮ ક. નીપય: ગ. નીપજ્યે; ઘ. નીપજ
૯ ગ. લય દીસે
૧૦ ખ. તાંહાં ઓછૂ; ગ. ખત્રુ૦
૧૧ ઘ. સમુદ્રે

અતિ[૧૨] મોટમ સ્વામી[૧૩] કેરી, રસનાએ [૧૪]નથી કહી જતી,
સુરતે[૧૫] જે સમઝી શકે છે, તે વાણીમા નથી આવતી ૫

ભાઈ, મોટી દશા[૧૬] જો પ્રગટે, તો[૧૭] [૧૮]કાઈ એક મોટમ લહે,
મોટા અનુભવ પામે એ બુધ્ય કાંઈતું કાઈયે કહે ૬

જો અનત કોટિ બ્રહ્માડ છે, તો તેણી મોરે તજો[૧૯] નથી,
એ તો[૨૦] મહા મોટમ મહારાજ કેરી, તે ચાલી શકે મન[૨૧] હદથી ૭

રસનાએ કહ્યાથી[૨૨] જાણવામા ભાર, ભાઈઓ, છે ઘણો,
બ્રહ્માડ કેરી ભાવના મૂકી કરે વિચાર જો[૨૩] એ તણો ૮

[૨૪]જો મહાપદમાહાં[૨૪]સ્થિત્ય કરીને પછે જુએ બ્રહ્માડને,
તો બ્રહ્માડને ઠામ અણુ ન દીસે,–તો પરમાણું શુ પડને[૨૫] ૯

જ્યમ આકાશે કો નર ચઢે અતિશે તે આઘો જાય,
અવનીના અંકુર[૨૬] નાના ન દેખે તે પ્રાય ૧૦

કહે અખો [૨૭]સહુ સાભળો, આકાશ સ્ફુર્યું મોહતને,
પડ બ્રહ્માડ સતતર થઈને દેખે તેહના અતને ૧૧

---

૧૨ ગ માહા, ખ ત્યમ
૧૩ ગ મહારાજ
૧૪ ગ કહી નથી જતી
૧૫ ક સુર્ત્યે, ખ સુત્ય, ગ સુર્ત્યે, ઘ સ્તુત્ય
૧૬ ગ ઘ દિશા
૧૭ ક ખ ગ તે
૧૮ ક કાઈ એક મોટપરય, ખ કાઈ અક માહાત્મ ગ કાઈક મોટમ્ય, ઘ કાઈ મોટિમ
૧૯ ગ કાઈ
૨૦ ક ખ ગ મા નથી
૨૧ ગ ઘ બુધ્ય
૨૨ ઘ ક્યાહાથી
૨૩ ઘ જે
૨૪ ક પે પદમાહે ખ જે કો પદમાહા, ઘ જે પદમાહે
૨૫ ખ માડનિ, ગ મડને, ઘ મડને
૨૬ ગ અકુર
૨૭ ગ સહુકો સુણો, ઘ શહુકો શુણો

## કડવું ૩૮

એ અનતને બોલ્યો ન જાયેજી,
મહતા નાવે વાણી માહેજી,
વચન ન લાગે તો કપમ કહેવાયેજી,
મહા ચૈતનઘન નહી મન કાયેજી[1] ૧

ઊથલો કાયા મન કોણ કહે તેહને, જ્યા કહણુહાર કહેનુ નથી?
અધઊર્ધ્વ તે શુ શાથી, જ્યાં ગ્રહણુહાર ગ્રહેનુ નથી? ૨
દૂર નિકટ તે શા થકી શુ,[2] જે મધ્યે પદારથ નહી કશો?
સદા નિરતર છે જ સરખો, વસ્તુ વિચાર્યે એ અશો ૩
[3]પૂરણુ બ્રહ્મ પૂરી રહ્યો છે, જગત નથી નિર્ધાર,
પરહણુહાર [4]પ્રહવુ નથી, નહી વિચારાવિચાર[5] ૪
ચક્રાતીત ચિંતવ્યે થકે, [6]રહે તે અદભદ વસ્ત[7],
અતુલ આશે અનત મોટો, ત્યાં[8] નહી ઉદે ને અસ્ત ૫
[9]ઉદે અસ્ત બ્રહ્માડ માહે [10]દિનકર વડે દિનરાત,
[11]દિનરાતે કરી કાલમાપન, મરણુજીવણુ ભાત ૬
એ સ્થૂલ ભોગ બ્રહ્માડ માહેનો,[12] ચૌદ લોક કેરી વૃત્ય,
અનિર્વચની ત્યા વચન[13] ન લાગે,[14] નથી ત્યાહાં સસૃત્ય ૭

---

૧ ક કાઇયી, ખ કાયજી, ઘ કાએજી
૨ ગ મા નથી
૩ ખ, એ તો પૂર્ણ
૪ ખ પરડવૂ નથી, ગ વીના પરહવૂ, ઘ પરહવુ નથી
૫ ઘ વિચાર વિચાર
૬ ન બાઈ રહે
૭ કખગ વસ્તુ
૮ ગ જ્યાદા
૯ ઘ બાઈ ઉદિ
૧૦ ખ જમ દિનકર
૧૧ ગ દીનરાત્ય કીધી કાલમાપન એ મરણ જીવન બહુ ભાત્ય
૧૨ ક માહેલ્યે, ખ માહેલો ઘ માહે
૧૩ ખ વાણુ, ગ વાચા, ઘ વાણુ
૧૪ ખ પોહોચે, ગઘ પોહોચે

સતંતર સ્વામી સદા, ત્યાં જ્યમ છે ત્યમનું ત્યમ,
થયું ગયું કંઈયે[15] નથી, [16]સહેજે જ એ છે એમ ૮

આપાપર કોયે[17] નથી, નથી[18] જીવ જીવવિગ્રહે કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, [19]વસ્તુ વિચાર્યે એ અશો. ૯

જ્ઞાન જ્ઞેય[20] જ્ઞાતા વિના, [21]જ્યમનું ત્યમ સદાય,
એ પૂરણની પૂરણતા, [22]વેત્તા વેણ વિનાય ૧૦

કહે અખો બ્રહ્મ અનિર્વચની, વચન નહીં અનંતને,
અક્ષરાતીત આનંદ પદની[23] ગમ છે મહંતને ૧૧

## કડવું ૩૯

સત સયાણા મહાપદ જાણેજી,
તે આપ ન દેખે, અન્ય ન વખાણેજી,
આપ અણુચન્યુ તે પરમાણેજી,[1]
ગુણ નિર્ગુણને ઉરમાં નાણેજી[2] ૧

ઉથલો · ગુણ નિર્ગુણ [3]કાંઈયે નથી, [4]સમતત્ત્વ સમઝયા સહી
માયે નહીં તેનો પ્રભાવ શાનો? [5]રજુએ નહીં તો શો અહિ? ૨

---

૧૫ ક ઘ કાંઈ
૧૬ ક સહેજે જ એ છે યમ, ખ સદા છિ એમ, ગ સહેજે એ જ છે એમ
૧૭ ખ કોય, ગ કાંઈયે
૧૮ ખ મા નથી
૧૯ ગ ભાઈ વસ્તુ૦, ઘ કારજ કારણ વિન અશો
૨૦ ક ખ ઘ જ્ઞે
૨૧ ખ ભાઈ જમનૂ૦, ગ ત્યાંહાં જ્યમ છે ત્યમ સદાયે
૨૨ ગ ભાઈ વેત્તા વેણ વીણાયે
૨૩ ગ અનંતપદની
૧ ખ ન પ્રમાણિજી
૨ ગ ન આણેજી
૩ ખ કાંઈ ન દીશે, ગ કાંઈ ના કહે તે
૪ ગ જે સમતત્વ
૫ ગ ભાઈ રજૂયે

એ તો અણુછતાને અણુછતું ભાસ્યું"તું ભ્રમે કરી,
તે જથારથ જયમાત્યમ થયું; પ્રાય જયમ છે ત્યમ હરિ. ૩

[૬]પરપંચ કેરું પેખતું, [૭]મરીચી જલવત સદા;
તે ઉલેચ્યે ઓછું ન થાયે, સમઝ્યે શ્રમ ગયો તદા. ૪

ભાઈ,[૮] સમઝ્યે સાધન થાયે સર્વે, પાર આવે પંથનો;
જયમ રંચ[૯] વહ્નિ વન દહે, ત્યમ મહા વિચાર માહંતનો. ૫

એ અંધ ધંધ[૧૦] ત્યારે ટળે, જ્યારે ગુરુગમ હોયે ખરી;
બ્રહ્મવેત્તા મળે જ્યારે, ત્યારે જ[૧૧] મન[૧૨] બેસે ઠરી. ૬

સદ્‌ગુરુ વિના [૧૩]બહુ મરે કાચા, આપ ઉદ્યોત થયા વિના;
સતસંગ પ્રતાપ મોટો,[૧૪] અવેવ ફરી જાયે જંતના. ૭

જયમ શરદકાળે અંબર ઓપે, નીર[૧૫] નિર્મલ હોયે ઘણું;
[૧૬]ત્યમ સદ્‌ગુરુ સંત પ્રતાપ પ્રાયે, એહવું[૧૭] કરે મન જનતણું. ૮

[૧૮]ભવદુઃખ વામે, મહાસુખ પામે, અંતરથી આમય[૧૯] ટળે;
જીવ શિવ તે એક[૨૦] હોયે, [૨૧]જયમ સલિલમાં શર્કરા ભળે ૯

---

૬ ગ. એ પરપચ
૭ ગ. એ મરીચી; ધ. તે મગીચી
૮ ગ માં નથી
૯ ખ. રચિક
૧૦ ખ. મૂધ, ગ. મૂધ
૧૧ ગ.માં નથી
૧૨ ખ.ગ. જત
૧૩ ખ. બેહુ મરિશ જ કાચા; ગ. મલે બહૂ કાચા
૧૪ કધ. મોટા
૧૫ ક. નિરે; ખ. વલી નીર; ગ. અને નીર
૧૬ ગ. ત્યમ સંતસગ પ્રતાપ—
૧૭ ગ. મન કરે
૧૮ ગ. એ ભવ૦
૧૯ ક. આંમેં; ગ. આંમે; ધ. અહંમે
૨૦ ક. એંમ
૨૧ ગ. જ્યમ સરીતા સાગરમાંહાં ભલે

નરનારાયણ એક વરતે, વંદનીક[૨૨] તે નર સદા;
દુસ્તરતારક નાવ[૨૩] હરિજન, નિઃકારણમાંહિ[૨૪] મુદા. ૧૦

કહે અખો: [૨૫]સુખે ટાયે યોગક્ષેમ મહંતને;
દેહધારી [૨૬]સરખા તે દીસે, પણ રહે પદ અનંતને. ૧૧

## કડવું ૪૦

અખેગીતા[૧] જે નર[૨] ગાયેજી,
અણુ આયામે[૩] નર હરિ[૪] થાયેજી,
સાંભળતામાં ગેહેન પળાયેજી,
એવો ગ્રંથનો છે મહિમાયેજી. ૧

ઊથલો: ગ્રંથનો મહિમા તે[૫] મોટો, સાંભળતામાં સઘ ફળે;
જો[૬] મનસા વાચા કર્મણાએ, સૂરત[૭] દઈને સાંભળે ૨

રામ તારકમંત્ર જે, તે[૮] જ[૮] [૯]અખેગીતાનો ભાવ,
જનમ છેદ્યો [૧૦]જેને હોયે, તેને મળે પ્રસ્તાવ. ૩

---

૨૨ કખઘ વદની
૨૩ ઘ નામ
૨૪ ઘમાં 'માંહે' નથી
૨૫ ગ. એ સુખે
૨૬ ગ તે સરખો દીસે, ઘ. શરીર તે ભાસે
૧ ઘ. અક્ષેગીતા
૨ ખઘ. જન
૩ ખ અણ આસિ
૪ ખ. હરચ; ઘ. હર
૫ ગ. જે
૬ કખઘમાં નથી
૭ ક. પે સુત્યં; ખ. જે સૂત્ય, ઘ. જે શૂત્ય
૮ ગ. એ
૯ ઘ અક્ષેગીતાનો
૧૦ ગ. હોય જેહને

સંસારરૂપી મોહ[११]-નિશાને નિવર્તાવવા[१२] કાજ[१३]
દિનમણિ છે અખેગીતા,[१४] પામે સદા[१५] સદોદિત રાજ[१६] ૪

એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, માહે[१७] માયાનિરીક્ષણ દષ્ટય,[१८]
જીવન્મુક્ત[१९] ને મહામુક્તના[२०] [२१]ચિહ્ન ને વળી પુષ્ટય[२२] ૫

પદ દશ ને ચાલીસ કડવાં છે પરમપદની વાટ,
સંસારસાગર ઉપરે એ સેતુ બાંધ્યો ઘાટ ૬

એણે ઘાટે જે આવી ચઢશે, તે સુખ પામશે[२३] પાર
ન બૂડે તે બિરદ બાંધી કહે અખો નિર્ધાર ૭

[२४]બાર ઊણા પાંચસે છે અખેગીતાના[२५] ચરણ
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરું શરણ ૮

નાથ નિરંજન ગ્રંથ કરતા, [२६]અખો તે નિમિત્ત માત્ર,
જેમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણપાત્ર ૯

જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે ઘટઘટ બોલણહાર,
તેણે આપે આપનું વર્ણન[२७] કીધું,—સ્વસ્વરૂપ નિર્ધાર ૧૦

---

११ ક મોહો
१२ ક નિવર્તાવા ગ નિવર્તાવ ન નિવરતાવા
१३ ઘ કાયે
१४ ન અક્ષેગીતા
१५ ખ સાદા
१६ ખ રાય ન રાયે
१७ ક માહો ખ માહી ન માહે
१८ ખ દષ્ટ છિ
१९ ક જીવનક્ત
२० ઘ આહા મુક્તને
२१ ગ માહે ચિહ્ન
२२ ખ પૂષ્ટ છિ
२३ ગ પામે
२४ ખ બારે૦ ગ પચીસ આગના પાચશો ઘ૦ પાચશેહે ૪૮૮
२५ ઘ અક્ષેગીતાનાં
२६ ખ પણ અરે
२७ વર્ણવ ન વરણવ

[28]સંવત સત્તર પંચોતરો, શુક્લપક્ષ ચૈત્રમાસ,
સોમવાસર,[29] રામનવમી,—[30]પૂરણ ગ્રંથ પ્રકાશ. ૧૧
કહે નિરંજન અખેગીતા,[31]—સ્વસ્વરૂપ નિજ સંતને;
અખાને શિર નિમિત્ત દેવા, ઇચ્છા હુતી અનંતને. ૧૨

## પદ[1] ૧૦

રાગ ધનાશ્રી[2]

ઢાલ[3] વધામણાંનો[4]

અભિનવો આનંદ આજ,
અગોચર ગોચર [5]હવું એ,
જે[6] પરપંચ પાર મહારાજ,
તે પૂરણ બ્રહ્મ[7] હું જાવું એ. ૧

હરિહર અજ ભુવનેશ,
તે તણો ઈશ અજાપતિ એ,
તે જાણ્યો[8] અગ[9] ઈશ,
જેને ગાયે નિત્ય શ્રુતિ એ ૨

---

૨૮ ક સવત સતર પચોતરો ॥ ૧૭૫॥, ખ સવત ૧૭૭૫ પંચોતરો, ગ. સવત સતર ૧૦૫ પચમે ('પચોતરો'નુ છેકી અને બદલીને), ઘ. સંવત્ સતર પચોતરે ૧૭૭૫.

૨૯ ખ. સોમવાસ, ગ સોમવાસર, ઘ સોમવાસરે

૩૦ ગ. હવો પૂરણ

૩૧ ઘ અક્ષેગીતા

૧ ખ.માં નથી

૨ ક.ઘ ધન્યાશી, ગ. ધન્યાશ્રી

૩ ક. ઢાલ, ખ.મા નથી

૪ ક વધામણાનોં, ખ માં નથી

૫ ગ જે હવૂ એ

૬ ગ મા નથી

૭ ગ બ્રહ્મને

૮ ઘ જાણ્યો

૯ ગ. અંગે

[10]રવે ચેતન ઘન રાય,
શન્યમા સોહામણો એ;
તે નાવે વાણીમાહે,
તે[11] નહીં વિરાટ ને વામણો[12] એ. ૩

તે જાયે ન આવે ક્યાંહિ,
સ્થિર પૂરણ અવિનાશ છે એ;
લિંગભગ તે માહે,
જે વડે આકાશ છે એ ૪

તે જાણ્યે ગયુ[13] જંજાળ,
જથારથ જ્યમત્યમ થયું એ,
જ્યાં કર્મ ન લાગે કાળ,
સભર[14] ભરાઈ તે રહ્યુ[15] એ ૫

ત્યા હવુ[16] મન લેલીન,
[17]જે ચૈતન સભરા ભર્યું એ
નહી કો દાતા [18]દીન,
તન્મયસહેજે[19] સહેજ[20] કર્યું એ ૬

પ્રગટ્યા કોટિ કલ્યાણ,
આપાપર વિના રવે રહ્યુ એ
[21]સદા સદોદિત ભાણ,
ઉદે-અસ્ત કારણ ગયુ એ. ૭

---

૧૦ ગ. તે ગ્વે
૧૧ ગ ત મા નથી
૧૨ ઘ. વામણૂ
૧૩ ખ ૫ ગયો
૧૪ ખ. સુભર
૧૫ ખ. રહ્યો
૧૬ ક ગે ૬
૧૭ ગ. ચૈતન્ય સમરા ભરાઈ રહ્યૂ એ, ઘ. જે ચૈતન્ય સભરા ભરો એ—
૧૮ ખ. દેન, ઘ. ને દિન
૧૯ ખ સહેજ
૨૦ ગ. સજ
૨૧ ખ ત્યાહા સદા

કહે અખો આનંદ
અનુભવીને લહેવા તણો[૨૨] એ.
પૂરણ પરમાનંદ
નિત્ય સરાહો[૨૩] અતિ ઘણો[૨૪] એ.

---

૨૨ ગ તણું
૨૩ ક સરાહો, ખ. સરાયુ, ગ સહરાઓ, ઘ સરાહી
૨૪ ગ ઘણું

# વિવરણ

અખેગીતા—અખાકૃત ગીતા. 'અક્ષયગીતા' અને 'અક્ષેગીતા' પાઠાન્તર પણ મળે છે. અક્ષયતત્ત્વ–બ્રહ્મતત્ત્વ એ 'અખેગીતા'નો વિષય છે એ અર્થ પણ લઈ શકાય એમ છે. 'ભગવદ્‌ગીતા'નાં પદ્ય રૂપાન્તર આપણી ભાષામાં ધનદાસ આદિએ આપેલાં છે. તે ઉપરાંત પણ સ્વતંત્ર ગીતાઓ કવિઓએ આપી છે. અખાના પુરોગામી નરહરિએ 'ભગવદ્‌ગીતા' ઉપરાંત બીજી સારાત્મક અનુવાદની કૃતિ 'વસિષ્ઠસારગીતા' આપી છે અને સ્વતંત્ર 'જ્ઞાનગીતા'ની રચના પણ કરી છે.

## કડવું ૧

## હરિ, ગુરુ અને સંતની સ્તુતિ

ગ્રંથારંભે ગણપતિ, સરસ્વતી, ગુરુ આદિની સ્તુતિ કરવાની પ્રણાલિકા હોય છે તેને અખો પહેલા કડવામાં અનુસરે છે, પણ પોતાની રીતે. ગણપતિને નહિ પણ ત્રિગુણપતિને (પરબ્રહ્મને) એ પાયે લાગે છે. સરસ્વતીની સ્તુતિ કરવા વખતે તે બ્રહ્મતત્ત્વની આનંદદાયિની ચિત્-શક્તિની સ્તુતિ કરે છે અને ગુરુને સ્તવવા પ્રસંગે પણ ગુરુ એ જ ગોવિંદ છે, પરબ્રહ્મ છે, એવી ગુરુ અને બ્રહ્મની એકતા સમજીને તેમની સ્તુતિ કરે છે. ગુરુ એ પ્રત્યક્ષ અનુભવાતી બ્રહ્મની મૂર્તિ છે અને ગુરુ–ગોવિંદની એકતાબુદ્ધિ કેળવનાર સહેજે હરિને પામે છે એમ કહી અખો હરિ અને ગુરુની જ નહિ પણ હરિ, ગુરુ અને સંતની એકતા કડવાને અંતે ગાય છે.

૧. ત્રિગુણપતિ–ત્રણે ગુણો(સત્ત્વ, રજસ્, તમસ્)નો સ્વામી. સામાન્ય પરંપરા કાવ્યારંભે ગણપતિનું સ્તવન કરવાની છે. પણ અખો તો એક જ બ્રહ્મતત્ત્વને સ્વીકારતો હોઈ, 'ગણપતિ'ના નામનો અણસાર આવે એવા શબ્દપ્રયોગ દ્વારા, બ્રહ્મતત્ત્વને જ સ્તવે છે.

૨. ચિદશક્તિ બ્રહ્મનંદની: ૧. બ્રહ્મતત્ત્વની આનંદદાયિની ચિત્-શક્તિ; ૨. બ્રહ્માની પુત્રી, સરસ્વતી. સરખાવો અખાકૃત 'અનુભવબિંદુ'ના આરંભની સ્તુતિમાંના 'ચિદશક્તિ મહાસરસ્વતી'—એ શબ્દો, જે 'બ્રહ્મનંદની' શબ્દ

'મહાસરસ્વતી'ને સ્થાને યોજયાનું સૂચન કરે છે વળી પ્રથારંભે અનુક્રમે ગણપતિ, સરસ્વતી અને ગુરુ એ ત્રણની સ્તુતિ કરવાની પ્રણાલિકા પણ 'બ્રહ્મનંદની'ના ઉપર કરેલા અર્થને પુષ્ટિ આપે છે બીજી બે પ્રતોનો પાઠ 'બ્રહ્માનંદની' છે, તે સ્વીકારાય તોપણ 'બ્રહ્મા-નંદની'—બ્રહ્માની પુત્રી—સરસ્વતી એ અર્થ ઇષ્ટ છે અત્યાર સુધી 'બ્રહ્માનંદની' પાઠ જ પ્રચલિત હતો અને એ શબ્દમા અખાના બ્રહ્માનંદ નામના ગુરુનો શ્લેષથી ઉલ્લેખ થયો છે એવો અર્થ ઘટાવવામાં આવતો, પણ તેને અવકાશ નથી એ જોઈ શકાશે આ અગે જુઓ 'સસ્કૃતિ' સપ્ટેબર ૧૯૬૫મા ઉમાશકર જોશીનો લેખ "'બ્રહ્માનંદ-ની' નહી પણ 'બ્રહ્મ-નંદની'" અણુછતો—જે હકીકતમા છે જ નહી એવો—અખો સ્તવનના શબ્દો આરોપે છે તે તો બ્રહ્મતત્ત્વની પોતાની લીલા જ છે

૩. ગુરુની સ્તુતિ અહી અખો 'ગુરુ ગોવિંદ, ગોવિંદ ગુરુ' એમ કહે છે, અને પછી ચોથી કડીમા 'ગુરુ તે બ્રહ્મ' એમ સ્પષ્ટતા કરે છે જુગમ-યુગ્મ, જોડકુ બુધ્યમાને-બુદ્ધિના માન (માપ) વડે

૮. ચાહીન-ચિહ્ન સમી-સરખી

૧૧. હીડા-ચાનો માગો જતને-પ્રાણીભાવને, જીવભાવને આરતશુ-આર્તિપૂર્વક હરિગુરુસતને-અખો ગુરુને હરિથી અભિન્ન લેખે છે એટલુ જ નહિ સતમાત્રમા પણ ગુરુ અને હરિને જુએ છે અને ત્રણેની એકતા અનુભવે છે 'અખેગીતા'ના કડવાને અતે બહુશ અખો આ એકતામત્રનુ પુનરુચ્ચારણ કરે છે ગ્રથરચનામા આવી નિરૂપણરીતિ પ્રચલિત લાગે છે સરખાવો પુરોગામી નરહરિની જ્ઞાનગીતા'ના કડવાને અતે બહુશ જોવા મળતા 'વિરને જોગીન્દ્રે લહ્યું'-એ શબ્દો 'હરિગુરુસત' એ સમાસ પણ પ્રચલિત લાગે છે જુઓ નરહરિકૃત 'વસિષ્ઠસારગીતા' 'હરિગુરુસત પ્રતાપથી ટળે તે કર્મક્લેશ' (૧-૫) 'તે સેવે હરિગુરુસતને એમ કહે નરહરિદાસ' (૧-૨૨)

## કડવું ૨

## નવા કવિઓની ઔપચારિક નમ્રતા: અખાની કેફિયત

અમાઉ ઉત્તમ કવિઓ થઈ ગયા છે તેમની આગળ પોતે કાંઈ વિસાતમાં નથી એવુ નવકવિઓ કહે છે અને એવાં વચનો દ્વારા પોતે કેવા

નમ્ર છે એવુ એક રીતનું આત્મગૌરવ કરે છે અખો એકરાર કરે છે કે પોતે તો માત્ર કાષ્ઠપૂતળી છે અને કોઈ સૂત્રધાર (ભગવાન) કળ ચાંપે તે પ્રમાણે નાચે છે–બોલે છે

૧. આગે–આગળ જુગતે–યુક્તિપૂર્વક ખટદર્શન–સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાસા અને ઉત્તરમીમાસા એ છ દર્શનો કરીતા–કવયિતા, કવન કરનાર, કવિ નવે–નવા(કવિ)ઓએ બહોળા ધર્યા–મોટા કરીને આગળ ધર્યા

૨. ખદ્યોત–આગિયો નીત્ય–નીતિ

૩. વહેકળો–વોકળો, નાનો વહેળો સુરતરુ–કલ્પવૃક્ષ બદરી–બોરડી પારિજાતક–હારસિગારનું વૃક્ષ અરણી–એક વૃક્ષ, જેને ઉનાળામા ફૂલ આવે છે એમાથી અગ્નિ પ્રગટાવતા

૪. કુરરી–ટીટોડી તૂપ–ઘી

૫. બાવનાચંદન–ઉત્તમ ચદન, બાવના 'બાવના' એ કન્નડ ભાષાનો શબ્દ છે અને એનો અર્થ 'ચદન' એવો થાય છે * બેહેક–મહેક, સુગંધ કરીર–કેરડાનુ કાટાળુ ઝાડ રસકૂપિકા–ધાતુને સુવર્ણથી રસતું પ્રવાહી ધરાવતી કુપ્પી

૬. કેહી–કઈ, શી અખેપાત્ર–અક્ષયપાત્ર

૭. ગલિત–ગળેલુ નમ્ર બાળકબુધ્યે–બાળક જેવી બુદ્ધિએ

૮. મગણ–ત્રણે ગુરુ શ્રુતિવાળો ગણ, દા ત 'માતાજી' જગણ–અનુક્રમે લઘુ, ગુરુ લઘુ શ્રુતિનો ગણ, દા ત 'જગાત' મગણજગણ–પિંગળશાસ્ત્ર તુક–અંત્યાનુપ્રાસ ચોજ–વ્યગ્ય, રહસ્ય (?) લહ્યા–સમજ્યા

૯. ગલિતપણે–નમ્રતાથી ગુરુઆ–ગૌરવવાળા, ભારેખમ જે કોઈ નવો કવિ આવે છે તે ગ્રંથના આરભે બીજાથી આદમી કરીમા છે તે જાતનાં વચનો જોને છે અગાઉ થઈ ગયેલા કવિઓ મોટા છે, તેમની આગળ પોતે અલ્પ છે અને પોતે પિંગળશાસ્ત્ર જાણતા નથી અને અલકારશાસ્ત્રનો ઉપયોગ

*જુદી જુદી ભાષાના બે શબ્દો ઉપરથી થયેલા અનુવાદસમાસ જૂની ગુજરાતીમા પ્રચલિત હતા વિશેષ માટે જુઓ ડો ભોગીલાલ સાંડેસરાકૃત 'શબ્દ અને અર્થ', પૃ ૧૫૧–૧૫૨

સમજ્યા વિના જેમ તેમ પોતે કરતા નથી — એવા શબ્દો દ્વારા આભાસી નમ્રતા દાખવીને ઊલટા પોતાનું એક રીતનું આત્મગૌરવ કરે છે અને પોતાની કાંઈ ઊણપો હોય તે માટે દયા યાચવાની ભૂમિકા તૈયાર કરી લે છે. પણ અખાની વાત તો સીધી છે. હું વળી જો મને કવિ માનતો હોઉં તો મારે તો ચોખ્ખી આટલી જ એક સ્તુતિ કરવાની છે —

૧૭. — કે હું તો દાર(કાષ્ઠ)ની પૂતળી છું અને ઘણાં નખરાં કરું છું, પણ એ બધું તો સૂત્રધાર (ભગવાન) કળ દબાવે છે એના પ્રતાપે.

સરખાવો : 'જ્ઞાનેશ્વરી'ના પહેલા અધ્યાયને આરંભે જ્ઞાનેશ્વરની ઉક્તિ :

आतां देइजो अवधान ।
तुम्हीं बोलविल्या मी बोलेन ।
जैसें चेष्टे सूत्राधीन ।
दारुयंत्र ॥ ८१

— "હવે ધ્યાન આપો. તમે (શ્રીગુરુ નિવૃત્તિનાથ) મને બોલાવો છો ને હું બોલું છું. જેમ કઠપૂતળીના અભિનય સૂત્રધાર દોરી ખેંચે તેને આધીન હોય છે—."

૧૧. જંતને–દેહભાવને, જીવભાવને. આપણે જીવભાવે વર્તીએ છીએ તે પણ પાછળથી સૂત્રધારે દબાવેલી ચાંપથી નાચતી પૂતળીની પેઠે જ. આ રીતે કડવાને અંતે કર્તા પોતાના વિષય ઉપર આવે છે.

આ કડવામાં બીજીથી આઠમી કડીમાંના ઉદ્‌ગારો અખાએ પોતાને વિશે કર્યા છે અને પોતે મગણુજગણુ જાણતો નથી વગેરે પોતાને વિશે એ કહે છે એ રીતે કરવામાં આવતા અર્થઘટનને અવકાશ નથી. આ કડવું યોગ્ય અવતરણ ચિહ્નો સાથે છાપ્યું છે તે ઉપરથી એ પ્રતીત થશે.

## કડવું ૩

## વેદાંતજ્ઞાનની પ્રાચીન પરંપરા : વસ્તુજ્ઞાનની અનિવાર્યતા

આપણાં ધર્મશાસ્ત્રોમાં નિરૂપાયેલી જુદી જુદી સાધનાઓનો વીગતે ઉલ્લેખ કરીને અખો આ કડવામાં વસ્તુજ્ઞાન — પરબ્રહ્મનું જ્ઞાન — મેળવવા ઉપર ભાર મૂકે છે.

૧. શરે-સરે, અંતે. છેવટ જોતાં જીવાત્માનું કોઈ પદ (સ્થાન) છે નહિ, તો બોલે શું? જે કાંઈ વર્ણવાય છે તે પોતે જ કરેલું પોતાનું વર્ણન છે. સાંખ્ય અને યોગ તપાસતાં પણ છેવટ તો હરિ જ ઊગરે છે—શેષ રહે છે.

૨. અજ—બ્રહ્મા

૩. શિવના તન કાર્તિકેય એ જ ષડાનન—છ મુખવાળા. સ્કંદ, ગુહ વગેરે નામોથી પણ એ પ્રચલિત છે. દત્તાત્રેયે 'ગુરુગીતા' રૂપે કાર્તિકેયને આપેલા ઉપદેશનો ઉલ્લેખ છે.

૪. શ્રીરામને વસિષ્ઠે બોધેલા અધ્યાત્મગ્રંથ યોગવાસિષ્ઠનો ઉલ્લેખ.

૫. 'ભગવદ્‌ગીતા'માં શ્રીકૃષ્ણે નિષ્કામ કર્મયોગનું શાસ્ત્ર ભારતને—અર્જુનને સમજાવ્યું એનો સંદર્ભ.

૬. કૃષ્ણદ્વૈપાયન વ્યાસનો પુત્ર શુકદેવ, જેમણે જનક પાસેથી જ્ઞાન મેળવ્યું હતું. ભેવ-ભેદ, સાચું તત્ત્વનું જ્ઞાન.

૭. મહાભારતના શાંતિપર્વમાં ભીષ્મે શરશય્યા પરથી આપેલો તત્ત્વબોધ. હારદ—હાર્દ, રહસ્ય, મર્મ; અહીં મર્મવેદના.

૮–૯. શ્રીમદ્ ભાગવતની રચનાનો ઉલ્લેખ છે. (જુઓ શ્રીમદ્ ભાગવત પ્રથમ સ્કંધ અધ્યાય ચોથો-પાંચમો.) વ્યાસે પ્રજાના બધા વર્ગોને સુગમ પડે એ દષ્ટિએ એક વેદમાંથી ચાર વેદ કર્યા અને ત્યાં સુધી પણ ન પહોંચી શકે એવાઓ માટે ઇતિહાસ તથા પુરાણનો પાંચમો વેદ રચ્યો અને મહાભારત આખ્યાન રચ્યું છતાં તેમને સંતોષ થયો નહિ. તેમના આશ્રમમાં આવેલા નારદજીને તેમણે પોતાના આત્માના અપરિતોષનું કારણ પૂછ્યું. નારદજીએ જણાવ્યું કે તેમણે (વ્યાસે) વેદ-મહાભારતની રચના કરી હોવા છતાં હજુ ભગવાનના ગુણાનુવાદ ગાયા નથી. આ ઉપરથી વ્યાસે ભાગવતની રચના કરી.

૧૦. શિવે શિવાને—પાર્વતીને જે ઉપદેશ આપ્યો એનો ઉલ્લેખ છે.

૧૧. અખાને આપણી અધ્યાત્મ-પરંપરાનો અને જુદી જુદી સાધન-પ્રણાલીઓનો કેવો પરિચય હતો તે ટૂંકાણમાં પણ સચોટતાપૂર્વક ઉપર ઉલ્લેખાયો છે. પણ અખો ભાર મૂકે છે 'વસ્તુતાન' ઉપર—મૂળ પદાર્થ ઉપર—પોતાને ઓળખવા ઉપર. મનુષ્ય જ્યાં સુધી પોતાને ન ઓળખે—આત્મતત્ત્વને ન પિછાને ત્યાં સુધી બીજી ધાર્મિક વિધિ-પરંપરા એને સાચી શાંતિ-કૃતાર્થતા-સાંપડાવી શકે નહિ.

## કડવું ૪

## માયાનો પ્રભાવ : જીવની સ્થિતિ

માયા વડે મોહિત થઈને મનુષ્ય જીવભાવે વર્તે છે. પોતાનું સાચું સ્વરૂપ વીસરી જઈને ઇન્દ્રિયનાં ભ્રામક, આભાસી સુખો પાછળ એ દોટ મૂકે છે. આવશ્યકતા છે માત્ર મોઢા-ફેર કરવાની. પોતાનું અસલ રૂપ ઓળખીને પરમાત્મા પ્રત્યે વળવું જોઈએ એમ આ કડવામાં સૂચવાયું છે.

૧. જંત–જીવ. દશ–દિશા. મોડથો–ભૂલ્યો. જેણે પોતાનો આત્મા જાણ્યો નથી એ માયાના સંગમાં ભટક્યા–ભમ્યા કરે છે. જે રાત્રે (અજ્ઞાનરૂપી નિશામાં) ભૂલો પડ્યો હોય તે પ્રાતમાં (જ્ઞાનોદયરૂપી સવારમાં) પોતાનું ઘર (અસલ સ્વરૂપ) પામે, પણ જે દિવસે જ દિશા ભૂલ્યો હોય તે તો ઊલટું રાત્રે ઘણું ભમ્યા કરે! અખાની અભિવ્યક્તિની વેધકતા અહીં જોવા મળે છે. માયાની ભ્રાન્તિમાંથી અને માની લીધેલા જ્ઞાનમાંથી નિર્ભ્રાન્ત થવાનું એ સૂચવે છે. કડવાનો મુખ્ય વિષય આ એક પહેલી કડીમાં અસરકારક રીતે સ્ફુટ થયો છે.

૨. આતમથી–આત્માથી. માયાવતો–માયાવાળો. અજ્ઞાને આવર્યો–અજ્ઞાનથી ઢંકાયેલો. સરખાવો : अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः । (ગીતા, ૫–૧૫.) ઓતગાને–દૂર જઈને.

૩. પચે-ભ્રમ થાય. સરખાવો : 'રચ્યોપચ્યો.'

૪. અસંભાવના બે પ્રકારની હોય છે : (૧) પ્રમાણગત અને (૨) પ્રમેયગત. આ વિશે નર્મદાશંકર મહેતા કહે છે : "અસંભાવના વેદાન્તશાસ્ત્રમાં બે પ્રકારની વર્ણવી છે. વેદાંત વાક્યો એટલે ઉપનિષદ જે પ્રમાણવાક્યો છે, તે જીવ-બ્રહ્મના અભેદને જણાવે છે, કે બીજા કોઈ તાત્પર્યને—સેવ્ય સેવકભાવને અથવા ઉપાસનાને—જણાવે છે—એવો સંદેહ તે પ્રમાણને લગતી અસંભાવના તે ઉપનિષદોને બરાબર અવલોકવાથી એટલે શ્રવણ કરવાથી દૂર થાય છે. પ્રમેય એટલે જાણવા યોગ્ય જીવબ્રહ્મનો અભેદ, જે ચાર વેદનાં ચાર મહાવાક્યો (૧) પરમેશ્વર જ્ઞાનમય છે (प्रज्ञानं ब्रह्म), (૨) હું બ્રહ્મ છું (अहं ब्रह्मास्मि), (૩) તું તે છે (तत्त्वमसि), અને (૪) આ દેહમાં રહેલો આત્મ બ્રહ્મ છે (अयमात्मा ब्रह्म) જણાવે છે. તેનો એટલે પ્રમેયનો સંદેહ ઉપરના સિદ્ધાન્તની ઉપર

મનન કરવાથી દૂર થાય છે. આ બંને અસંભાવના 'હું સંસારી બ્રહ્મરૂપ શી રીતે હોઉં?' એવી અવળી ભાવનાને નિદિધ્યાસન અથવા શુદ્ધ ધ્યાનયોગ દૂર કરે છે." ('અખાકૃત કાવ્યો'-ભાગ ૧, પૃ ૬૪)

થોડે ગજે-ઓછી શક્તિને લીધે.

૫. પંચ-પરવા-"પાંચ પેરવારી, પાંચ ભાગ વાળી, જેમ આંગળીના વેઢા હોય, જેમ શેરડીનો પેર હોય, તેમ મૂલ માયા-અવિદ્યાના પાંચ વિભાગ હોય છે. પહેલા મૂલને અવિદ્યા કહે છે. તેમાંથી 'હું કોઈ જુદો પદાર્થ છું'. - એવી ભાવના સ્ફુરે છે, તેનું નામ અહંકાર અથવા અસ્મિતા; ત્યાર પછી હું જુદો અભિમાની છું તેને અનુકૂલ તે પ્રતિ રાગ અને જે પ્રતિકૂલ તે પ્રતિ દ્વેષ એવા બે પર્વો ત્રીજાં-ચોથા ઊગે છે. છેવટે હું જે સ્વતંત્ર અભિમાની છું તે અજરામર રહું અને મારો નાશ ન થાય એવી ભાવના અથવા મરણભાવ પ્રગટે છે તેને અભિનિવેશ નામનું પર્વ કહે છે આ પ્રમાણે મૂલ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશવાળી 'પંચ પર્વા' અવિદ્યા કહેવાય છે. સાંખ્યયોગની આ સંજ્ઞા છે, અને તેને શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં ( શ્વે શ્વ અ ૧-૫) સ્વીકારી છે, તેથી વેદાંતીઓ તેને સ્વીકારે છે." ('અખાકૃત કાવ્યો'-૧, પૃ ૬૫.) મણિ નિગમ્યે-મણી નીકળી જવાથી અહીં - સાપ

૬. મૂર-મૂર્ખ, અબુધ

૮. આપોપું-પોતાપણું, આત્મત્વ, સ્વ-રૂપત્વ પરમાત્મા પ્રત્યે મોહું કરવાને બદલે જીવાત્મા ઇન્દ્રિયો પ્રત્યે મોઢું ફેરવે છે અને પરમાત્મા સામે તો પૂંઠ જ કરે છે પરિણામે દિનપ્રતિદિન ઇન્દ્રિયો વિષય તરફ એને ખેંચ્યે જાય છે અને જીવાત્મા પોતાના મૂળરૂપને વીસરે છે

૯. વિષે-વિષય. વગૂતો- ગૂચવાયેલો સરખાવો વિગુતણે

૧૦. જાન-નુકસાન પ્રાણપતિ-પરમાત્મા

## પદ ૧

## જીવદશા

આ પદમાં જીવનું મૂળ વિચારવા કહ્યુ છે માયાથી મોહિત થયેલો જીવ પોતાનું સાચું સ્વરૂપ વીસરીને ભવસાગરમાં ભટક્યા કરે છે.

૧. ઘર—સર્પ.

૨. ઓતજે—દૂર જાય. સત્રધાર—સુથાર.

૩. હાથથી વાત વટકી—વાત કાબૂ બહાર ગઈ. નેડે : નેડો આ શબ્દના ૧. પાસે, ૨. સ્નેહ, ૩. બારીક તપાસ, એ અર્થ મળે છે. પ્રસ્તુત સંદર્ભમાં આ અર્થ બંધબેસતા નથી. 'નક્કી'એ અર્થ અહીં લઈ શકાય? સરખાવો 'નેટ'=નક્કી.

૪. ગુરુ અને ગોવિંદનું શરણુ લેવું સૂઝતું નથી. માયારૂપી મા ઘણી વહાલી લાગે છે. પણ એ મા એવી છે કે જન્મ આપીને પછી આંતરો રાખે છે.

## કડવું ૫

## દગાખોર માયાની મોહશક્તિ

માયાના મોહપાશમાં જીવ કેવો સપડાય છે તે આ કડવામાં ઘેટા અને ખાટકીનું દૃષ્ટાન્ત આપી સમજાવ્યુ છે. ઘેટો (ઍરી, મીંઢો) ખાટકી ઉપર વિશ્વાસ રાખી જેમ મરણુ નોતરે છે તેમ જીવ પણુ માયા ઉપર વિશ્વાસ રાખી સંસારમાં ભટક્યા કરે છે અને એના રઝળપાટનો અંત આવતો નથી. માયાનું સ્વરૂપ પ્રગટ કરવાનો પ્રયત્ન અહીં થયો છે. જીવને ઘેટા કે બકરા સાથે સરખાવ્યો છે અને માયાની મોહ પમાડવાની શક્તિનું—એના પ્રભાવનું વર્ણન કર્યું છે. કસાઈ જેમ વધ કરતાં પહેલાં બકરાને ખવડાવી પિવડાવીને ખૂબ તાજોમાજો કરે છે. ખાટકી બકરો કેવો હૃષ્ટપુષ્ટ થયો છે એ જોવા માટે એના ઉપર હાથ ફેરવે છે ત્યારે બકરાને તો એમ લાગે છે કે એ પોતાના ઉપર કેવું વહાલ કરે છે! ગામનું મહાજન બકરાને છોડાવવા જાય છે ત્યારે પણુ બકરો તો પેલા ખાટકીની સાથે જ જાય છે. બકરો જેમ પોતાનો વેરી કોણુ અને હિતસ્વી કોણુ એ સમજી શકતો નથી તેમ જીવ પણુ પોતાનું સાચું હિત જોઈ શકતો નથી. લોભનો માર્યો વિષયગર્તમાં તે ઊંડે ઊતરતો જ જાય છે. જીવની ભોગતૃપ્તિને અંત નથી. અનેક ભોગ ભોગવતો તે મહાભોગ શી રીતે પમાય એવો પ્રશ્ન કહેવાતા પંડિતને કરે છે. માયા પંડિતનું રૂપ ધારણુ કરીને એને કર્મની જટાજાળમાં ગૂંચવી દે છે. આ બધામાંથી છૂટવા માટે અખો હરિ-ગુરુ-સંતને સેવવાનું કહે છે

૩. વારુ—સારુ. ઍરી—ઘેટો. ખાટકી—કસાઈ. અજા—માયા.

આ કડવામાં ખાટકીને હાથે વધ પામતા- ઘેટા-બકરાનું ચિત્ર છે. જૈન આગમ સાહિત્યના ગ્રંથ ઉત્તરાધ્યયન સૂત્રના સાતમા અધ્યયન(ઔરભ્રીય અધ્યયન)ની ગાથા ૧ થી ૪ માં આ દૃષ્ટાન્ત વિસ્તારપૂર્વક આપેલું છે.

૪. મીંઢો—ગોળ શીંગડાંવાળો ઘેટો. અખો ઘેટા માટે 'ખેરી', 'મીંઢો' એ શબ્દો યોજે છે. વધ્ય પ્રાણી માટે 'અજ'-બકરો શબ્દ પણ તે યોજે છે. મોટમ-મોટાઈ

૬. હીતુ—હિતસ્વી. સૂતા-કસાઈ.

૭. વપુએ-શરીર વડે.

૮. નેટ-ચોક્કસ, નક્કી.

૯. સરે-અંતે.

૧૦. કીરત્ય-કીર્તિ.

૧૧. ગેહેન-ઘેન. વામવા—નાખી દેવા. વહાણ ડૂબતું હોય ત્યારે તેને બચાવવા સામાન દરિયામાં ફેંકી દે તે ક્રિયાને 'વામવું' કહે છે.

## કડવું ૬

## માયાજાળમાં જીવની ફસામણી

ભવચક્રમાં જીવ માયાથી કેવો છેતરાઈ જાય છે એ અહીં બતાવ્યું છે. માયા અનેક રૂપો ધારણ કરીને જીવાત્માને એના ફંદમાં સંડોવે છે. માનવીના મનમાં ઊઠતા સંકલ્પ-વિકલ્પો એ પણ માયાના જ પુત્રો છે. અને આ સંકલ્પ-વિકલ્પ અનેક રીતે જીવને ફોસલાવે છે સ્વર્ગની લાલચ આપીને અને નરકની બીક બતાવીને માયા કૂવાના રેંટની જેમ જીવને ફેરવે છે. માયાના હાથમાં જીવ એક સાધન બની જાય છે. કર્મ, ધામ, લક્ષ્મી, સ્ત્રી, માતપિતા, પુત્ર, ભાઈ, જાતિ, વેશ, રૂપ, દેવવંદના, પૂજાઅર્ચન આદિ તેમ જ પંડિતાઈ, કવિપણું, વ્યવહારુ ગુણજ્ઞતા કે ઉદારતા એ સૌ માયાની આરાધનાનું પરિણામ છે. ભિક્ષુની પાછળ મર્કટ તણાતો આવે છે એમ અનેક ભવોમાં માયાથી ભ્રાન્ત થયેલો જીવ ભટકયા કરે છે. માયાનું સ્વરૂપ યથાતથ સમજી શકાય તો જ એની જાળમાંથી જીવ છૂટી શકે એ બને હરિગુરુસંતને સેવવાથી.

૧. પુરંજન-દેહરૂપી નગરીમાં જન્મેલો જીવ. જુઓ, 'ભાગવત', ચતુર્થ સ્કંધ, અધ્યાય ૨૫થી ૨૯.

૩. જથે-અક્ષય જીવને માયા બંધનમાં જ રાખે છે.

૪. ઇન્દ્રજાલ-ઐન્દ્રજાલિક, જાદુગર. ગોટકાં-ગોળીઓ ઐન્દ્રજાલિક જેમ ન હોય ત્યાંથી પદાર્થો રજૂ કરે છે તેમ જીવાત્માને ભરમાવતી માયા મનરૂપે સંકલ્પ વિકલ્પ જન્માવે છે સંકલ્પ વિકલ્પમાં અટવાતો જીવ મૂળ પદાર્થ પ્રત્યે અભિમુખ થઈ શકતો નથી

૫. માયાની ઐન્દ્રજાલિક પ્રવૃત્તિઓ વિશે વધુ માયા જીવના મનમાં અમુક કર્મનું અમુક ફળ આવે એમ ખોટું ખોટું સ્થાપે છે એમાં વિષયનુષ્ણાનું તત્ત્વ ઉમેરાય છે. આખા જગતને માયા એ રીતે ભેડવે-ટકરાવે છે ભેડવે-ભીડવવું (જોડવું, ટકરાવવું) ઉપરથી

૭. કમશુ-કમણી, ઠવણી, વાચતી વખતે ધર્મપુસ્તક મૂકવાની ઘોડી

૮. ચૌદ વિદ્યા ન્યાય, મીમાંસા, પુરાણ, ધર્મશાસ્ત્ર અને શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ, છંદ એ ૭ વેદના અંગો અને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ મળી ચૌદ વિદ્યા ગણાય છે

## કડવું ૭

## માયાનું સ્વરૂપ : બ્રહ્માંડની ઉત્પત્તિ

માયાનું સ્વરૂપ કેવું છે, બ્રહ્માંડની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને પરબ્રહ્મ તત્ત્વ તો કેવું યથાવત્ અપરિવર્તિત છે એ ત્રણ બાબતો આ કડવામાં રજૂ થઈ છે માયા મોટી નટી છે, 'સમઝી ન જાયે એસી' છે દેખાતી નથી, વસ્તુત છે પણ નહીં અને તે છતાં ભારે સામર્થ્યવાળી છે, ૧ ચિત્‌શક્તિ, ૨ શૂન્યસ્વામિની, અને ૩ પ્રકૃતિરૂપે આ સચરાચર સૃષ્ટિની એ આદ્ય જનની છે આ નામરૂપવાળી સૃષ્ટિ તે બ્રહ્મનું માયાશક્તિથી શબલિત (વિવિધ રંગે રંગાયેલ) રૂપ છે, વસ્તુત પચીસ તત્ત્વોથી બનેલી એ સૃષ્ટિ કરતા નિરાળો એવો 'છવીસમો પરમાત્મા' છે બ્રહ્મતત્ત્વ તો એ બધાથી પર છે અને તે જેમનું તેમ છે નથી એમાંથી કાંઈ જન્મતું, નથી એમાં કંઈ પરિવર્તન થતું આ વાત સમજવામાં આવે તો માણસનું કામ સરે——માયાનું સામર્થ્ય એની સામે લેશ પણ ચાલે નહીં અને એ બ્રહ્મભાવથી વર્તી શકે

૧. હરિહર અજથી ૦ ——વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્માથી પણ એ આગળ પહોંચેલી છે જુઓ કડી ૩નું વિવરણ

૨. ચૌદે લોકને પ્રથમ જન્મ આપનારી એ માયા જ છે ૐકારની પણ પહેલાં એ હતી અખાએ પોતાના 'પંચીકરણ'મા બતાવ્યુ છે કે બધી સૃષ્ટિ ૐકારમાથી થયેલી છે

વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય તેમાહા પ્રણવ ઊઠે ધૂન્ય
તે ઓંકાર જાણે ત્રિવર્ગ, તત્ત્વ તે તેહેનો ઉપસર્ગ ૪

બ્રહ્મવસ્તુ તો સ્વ-ભાવે શૂન્ય છે તેમા પ્રણવની-ૐકારની ધૂન ઊઠતા ત્રણ ગુણો (ઓમ્ ના અ, ઉ અને મ્ અનુક્રમે સત્ત્વ, રજસ્ અને તમસ્) અને તેમાથી મહાભૂતો આદિની સૃષ્ટિ સર્જાય છે

૩. અખો માયાને ત્રણ સ્વરૂપે ઓળખાવે છે

૧ ચિદશક્તિ બ્રહ્મચૈતન્યની સ્વ-ભાવ સામર્થ્યવાળી સ્ફુરણશક્તિ, 'ચિદશક્તિ ચતુરા ચરાચર'

૨ શૂન્યસ્વામિની માયા બ્રહ્મવસ્તુ જે સ્વભાવે શૂન્ય છે તેની સ્વામિની—પત્ની—નુ રૂપ આ શૂન્યસ્વામિની એ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણની પહેલા હતી, એટલે કે ૐકારની પહેલા હતી ગુણોને એણે જ જન્મ આપ્યો ત્રણ ગુણમૂર્તિવાળા દેવો—બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ—ને પણ એણે જ જન્મ આપ્યો પણ પછી આવરણના પ્રભાવે એ જ માયાશક્તિ સરસ્વતી, લક્ષ્મી અને કાલીના રૂપ ધારણ કરે છે અને તે દેવોની યોષિતા-પત્ની બને છે આમ જનનીરૂપે પોતે જેને ઉછેર્યા હતા તેમને જ એ વરે છે

૩ પ્રકૃતિ કડી ૬–૧૦ સુધીમા જેનુ વર્ણન છે તે

નર્મદાશકર મહેતા('અ કા '–૧ પૃ ૬૬–૭૦)ના આધારે આ નોધ લખી છે તેઓ 'ગુણજન્મી'ને સમાસ ગણી તેનો અર્થ ગુણોમાથી જન્મેલાઓ—બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર એવો કરે છે

૫. જેમ કરોળિયો પોતાની અદરથી જ તતુ કાઢી જાળ ગૂથે છે એમ માયા (બ્રહ્મની સ્ફુરણશક્તિરૂપ ચિદશક્તિ, શૂન્યસ્વામિની અને પ્રકૃતિ એ ત્રણ રૂપે) બધુ પોતાનામાથી ઉત્પન્ન કરવા અને પોતાનામા લય કરવા સમર્થ છે

૬–૯ બ્રહ્મ 'માયા સમલિત'—માયાશક્તિથી સમન્વિત—થતા આ નામ રૂપવાળી સૃષ્ટિરૂપે વિલસે છે જેમ ઠડીને લીધે પાણીમા જડતા પ્રગટે અને એ બરફરૂપે પ્રતીત થાય તેમ બ્રહ્મ જ માયા સમલિત થતા સૃષ્ટિરૂપે પ્રતીત થાય છે

• ત્રણ ગુણમાંથી ચોવીસ તત્ત્વ પ્રગટે છે. તમોગુણમાંથી પાંચ ભૂત અને પાંચ તન્માત્રા, રજોગુણમાંથી પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો (તે તેના દેવતાસમેત) અને સત્ત્વગુણમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણ પ્રગટે છે.

આ ચોવીસ તત્ત્વો ઉપરાંત 'પ્રકૃતિ તે પચવીશમી'. એ રીતે કુલ પચ્ચીસ તત્ત્વો અખો ગણાવે છે.

૧૦. સૃષ્ટિના કારણરૂપ પચ્ચીસે તત્ત્વો બ્રહ્મનું માયાશબલિત રૂપ બતાવે છે. પણ જાગ્રત સ્વપ્ન જેવું ચિત્તે પ્રકલ્પેલું નામરૂપની સૃષ્ટિવાળું માયાશબલિત બ્રહ્મનું રૂપ સાચા જ્ઞાનના પ્રભાવથી શમી જતાં, એ બધાથી પર 'છવીસમો પરમાત્મા' (પરબ્રહ્મ) જેવો હતો તેવો, યથાસ્થિત, જેમનો તેમ અનુભવગોચર થાય છે. નથી એમાથી કાંઈ જન્મતું, નથી એમા કશું પરિવર્તન થતું આ રીતે, અખો આ કડવામા ગૌડપાદાચાર્યના અજાતિવાદ પ્રમાણેનું અને ઓમ્કાર અથવા પ્રણવ અથવા શબ્દબ્રહ્મ વડે જગતનાં સર્જન સ્થિતિ લય નિર્દેશતા પ્રણવાનુસન્ધાનના વિચાર પ્રમાણેનું પોતાનું દર્શન નિરૂપે છે. જુઓ ગૌડ-પાદકારિકાનુ પ્રથમ આગમ પ્રકરણ.

## કડવું ૮

## માયાનો પ્રભાવ : કાલમાયાનું નાટક

જગતમા જે કાંઈ દેખાય છે અથવા તો જેનુ આપણને જ્ઞાન હોય છે તે સઘળું માયા વડે ઉત્પન્ન થયુ છે અને અંતે એના વડે નાશ પામે છે સામાન્ય કીટથી માંડીને બ્રહ્મા સુધી જે કાંઈ ઉત્પન્ન થયુ છે એનો નાશ નિશ્ચિત છે. દેવ, દાનવ, ચંદ્ર, સૂર્ય કશુ જ સ્થાયી નથી. મોટા મોટા સાધકની પણ જ્યારે આ જ ગતિ છે ત્યારે સામાન્ય માણસનું તો પૂછવુ જ શું? મેઘ, અર્ણવ, કુવિકારના દૃષ્ટાન્તો આપીને અખો પ્રતિપાદન કરે છે કે સમગ્ર સૃષ્ટિ અને એમા થતી રહેતી હલચલ માયાને કારણે છે પણ એ બધાથી બ્રહ્મ તો અસ્પૃષ્ટ જ રહે છે માયાની આ આભાસી લીલાનો અંત આવે તો જ પોતાનું સાચું સ્વરૂપ—બ્રહ્મસ્વરૂપ ઓળખી શકાય.

૨. માટ—માટે શ્રુત્ય૦—શ્રુતિનો, સાંભળજો.

૩. જાયો—જન્મ્યો. મેટ જે—મિટવુ, મટવુ ઉપરથી? 'અમર સંશે મેટ જે'નો અર્થ સ્પષ્ટ થતો નથી

૪. જાયે વલે-જન્મે અને પાછાં વળે. યોગ અષ્ટાંગ ૦—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ યોગનાં આઠ અંગો.

૫. લીલાવપુ—"સ્વેચ્છાથી વિશ્વની વ્યવસ્થા અર્થે જગતના આરંભમાં જે શરીર પ્રગટ થઈ બ્રહ્મદેવને આમ્નાયજ્ઞાના સ્ફુરણ વડે પ્રબોધ આપે છે તેવા ઈશ્વરના શરીરને લીલાવપુ કહે છે." ('અ.કા.'–૧, પૃ. ૭૭.)

૬. કરસણી–કૃષિકાર, ખેડૂત. કરસણ–કૃષિ, ખેતી. પખે–સિવાય.

૮. ઊઘલી–ઊછળી.

૯. વિત્રેક કારણ—"વ્યતિરેક કારણ...જે અધિકરણમાં અથવા આધારમાં કોઈ જાતનો ફેરફાર થયા વિના બીજો પદાર્થ ભાસે તે આધાર અથવા અધિષ્ઠાનને 'વ્યતિરેક કારણ' કહે છે. તેનું બીજું નામ 'વિવર્ત કારણ' છે... માયા જગતનું અન્વયી અથવા ઉપાદાન કારણ છે; પરમાત્મા વ્યતિરેક અથવા વિવર્ત કારણ છે." ('અ.કા.'–૧, પૃ. ૭૭.)

૧૦. મા'લે–માહાલે. અપત્ય–સંતાન. ધંધોલીઆં–નાનાં ઘર. 'હેમચંદ્રકૃત દેશીનામમાલા'(૨–૧૦૫)માં ઘંઘ (= ઘર, ગૃહ) નોંધાયેલો છે. પ્રાકૃતકોશ 'પાઇઅસદ્દમહણ્ણવો'માં ઘઘસાલા (=અનાથમંડપ) મળે છે. 'ધંધ'ને 'ઓળિયું' પ્રત્યય લાગીને 'ધંધોલિયું' શબ્દ થયેલો છે. સરખાવો: બચ્ચું–બચોળિયું; ડાભ–ડાભોળિયું; સાપ–સાપોલિયું વગેરે.

## પદ ૨

## માયામાંથી છૂટવા પરબ્રહ્મની આરાધનાની આવશ્યકતા

માયાનો પ્રભાવ વર્ણવ્યા પછી આ પદમાં અખો સર્વાત્મભાવે સદ્‌ગુરુ-સંતનો આશ્રય લઈ પરમાત્માની આરાધના કરવાનું કહે છે. જેમ અગ્નિની હાજરીમાં ઠંડી લાગે નહિ તેમ ગુરુપ્રતાપે પરબ્રહ્મનો ભેટો થાય તો માયારૂપી ઘેન જતું રહે. પરબ્રહ્મની અનન્ય આરાધના કરવાથી માયા પરાસ્ત થઈ જાય છે અને કશી પીડા કરી શકતી નથી.

૧. ચંત–ચિત્ત. પૂરે–પૂર્ણરૂપે. આદર–સન્માન. મંન સૂરે–શૂરા મનથી.

૨. માન મૂકી બ્રહ્મદ્રવ્ય પીજે—માનાપમાનને દૂર કરી બ્રહ્મરૂપી દ્રવ્ય પીવાનું અહીં કહેવાયું છે. બ્રહ્મનો અનુભવ, અખો નિરૂપે છે એ પ્રમાણે,

સ્પન અનુભવ છે અને એ અનુભૂતિમાં રસના ઘૂંટડા જ રહ્યા છે એ અર્થ લઈ શકાય 'અકાદવ'–અકારૂપી પ્રવાદી—એ પાઠ પણ મળે છે.

૩. જોત–જ્યોત માયારૂપિયુ ઘેન–આભાગી અજ્ઞાન તિમિર

૪. સાહે–પકડે, ગ્રહે

## કડવું ૯

## આંતર અભીપ્સાનું સ્વરૂપ : તીવ્ર વિરહવૈરાગ્ય

સાધનામા પરમાત્મા માટેની તીવ્ર ઝંખના કે તાલાવેલીનું ઘણું મહત્ત્વ છે આ વસ્તુ સૃષ્ટિના પદાર્થો પ્રત્યે સાચો વૈરાગ્ય જન્મે ત્યારે જ શક્ય બને છે દૃઢ વૈરાગ્યવાળી મન સ્થિતિમા રાગદ્વેષ ટકી શક્તા નથી આ આરતનો–પરમેશ્વરથી હું વિખૂટો છે એવા દુખભાનનો—આંતર અભીપ્સાનો અગ્નિ એ ઘણી મોટી વસ્તુ છે અખો 'આતુરતા મન અતિ ઘણી' એ શબ્દોમા એ સ્થિતિને વર્ણવે છે માછલાને બાજપક્ષી ઉપાડીને કિનારા ઉપર નાખે ત્યારે પાણી વગર એને કેવી વેદના થાય! કોઈ એને કામધેનુના દૂધમા મૂકે તોપણ એને શાતિ મળે નહિ એ તો બસ પાણી જ ઝંખે છે સર્વભાવે પરમાત્મા માટેની ઝંખના–પરમાત્માનો વિરહ 'તડફડે', 'તલપે', 'ફડફડે', 'કળકળે' જેવાં ક્રિયાપદોના ઉપયોગ દ્વારા અસરકારક રીતે નિરૂપાયો છે

૧. આરત–આર્તિ, દુખ લાગ–અવસર, પ્રસગ નહી આતુરતા૦–એ આતુરતાનું વર્ણન કર્યું કરાય એવુ નથી

૨. વિછર્યું–છૂટું પડયુ બિછર્યું–સરખાવો હિંદી વિછડા ભી ચાણો–બાજપક્ષી

૩. વેહ વિરહ સૂર–સૂર્ય

૫. પાસ્આડે–પડખે પસ્આડું–પસવાડુ, પાસુ.

૬. આપન્યા–શાતા મકર–માછલુ

૭. ઘણુ (સ ઘુણ)–કાષ્ઠ કોરી ખાતો કીડો, ઊધઈ

૮. પરમાત્માના વિરહથી અધિક સૃષ્ટિપદાર્થોમા ઉદાસીન રહેતા જીવની સ્થિતિનું ચિત્ર ભૂખ ભાગી–ભૂખ શમી ગઈ, તૃપ્તિ વળી ગઈ

૯. ઊપન્યો–ઊપજ્યો.

૧૦. કૃષ્ણાગર–કાળું અગર–ચંદન. વિરાગ–વૈરાગ્ય.

૧૧. નિર્વેદ ટાળે જંતને–નિર્વેદ–વૈરાગ્ય જંતને–જીવભાવને ટાળે છે.

## કડવું ૧૦

## ભક્તિસ્વરૂપ, ભક્તિમહિમા

ભગવાન માટેની તીવ્ર ઝંખનાની વાત આ કડવામાં અખો આગળ ચલાવે છે અને એની સાથે ભક્તિને જોડી દે છે. એ રીતે અખાએ નિરૂપેલો વૈરાગ્ય નિષેધાત્મક નથી પણ એક પરમ વિધેયાત્મક મૂલ્ય બને છે. સાંસારિક પદાર્થો પ્રત્યેનો દૃઢ વૈરાગ્ય પરમાત્મા પ્રત્યેના અભિસારમાં એકાગ્રતા લાવે છે. વળી હરિનું–પરમાત્માનું સાચું સ્વરૂપ ઓળખીને જે ભક્તિ થાય તેને જ અખો ખરી ભક્તિ ગણે છે. જ્ઞાન અને વૈરાગ્યનો ભક્તિ સાથે અંગાંગી સંબંધ છે એ અખો ભક્તિને પંખિણી તરીકે ઓળખાવીને અને જ્ઞાન-વૈરાગ્યને તેની બે પાંખો સાથે સરખાવીને દર્શાવે છે. અને સદ્ગુરુ તો અખાને મન એ પંખિણીની આંખને સ્થાને છે. આવી શુદ્ધ ભક્તિ જેનામાં પ્રગટે તે સર્વત્ર સમ્યક્ વિલસતા પરબ્રહ્મની સઘન અનુભૂતિ કરવા પામે છે.

૩. ઉપરે આદર્યો–૦ના વિષયમાં પ્રયત્નશીલ થયો.

૫. આદરે–આરંભે, પ્રયત્નશીલ થાય.

૭. નરસિંહરાવ પોતાનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાં અખાની આ કડી સાથે દયારામની 'રસિકવલ્લભ'માંની નીચેની પંક્તિઓ સરખાવે છે:—

> 'એ ભક્તિના બે પુત્ર છે, જ્ઞાન વૈરાગ્ય કહાવે,
> જ્યાં ગાય ઘરમાં આવી, સહેજે વત્સ ચાલ્યાં આવે.'

અને એ ઉપરથી દ્વૈતવાદી અને અદ્વૈતવાદી કવિઓની ભક્તિ વચ્ચે રહેલા ભેદનો નિર્દેશ કરે છે.

૮. પાદુપાણિ–પગ-હાથ.

૯. અખાની આ કડીમાં પરબ્રહ્મની વ્યાપકતા વિશેના નીચેના સુભાષિત-ની છાયા રહેલી છેઃ

जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके।
ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत्॥

જાલ ને માલ—ઉપરના સુભાષિતમાં પણ 'જ્વાલામાલાકુલ' શબ્દનો અર્થ ચર્ચાસ્પદ બનેલો છે. તૈત્તિરીય આરણ્યક(૧૦, ૧૧, ૨)માં આ શબ્દ 'જ્વલંત તેજે પ્રકાશતુ' એવા અર્થમાં વપરાયો છે, એ જોતાં ધખધખતી અગ્નિજ્વાલામાં પણ વિષ્ણુ રહેલા છે, એવો અર્થ લઈ શકાય. અખાએ 'જાલ' અને 'માલ' એ શબ્દો અલગ અલગ યોજ્યા છે તે કદાચ છંદ અને પ્રાસની દૃષ્ટિએ હોય. ન. દે. મહેતા કહે છે, "જાલ અને માળનો અગ્નિની જ્વાલાપંક્તિ એવો અર્થ કેટલાક સ્થળે વર્ણવ્યો છે તે બરાબર નથી. આખી પંક્તિનો ભાવ એવો છે કે વનમાં અને ઘરમાં પરબ્રહ્મ ઓળખાય છે." ('અ.કા.'–૧, પૃ. ૭૮.)

૧૦. પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો—પ્રચલિત ઉદ્‌ગાર. સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા', (પદ ૬-૯): 'પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો, ઠાલો નહિ અણુ ઠામ.'

## કડવું ૧૧

## સર્વાત્મભાવયુક્ત પ્રેમલક્ષણાભક્તિ

ભક્તિનું સ્વરૂપ અને એનો મહિમા વર્ણવ્યા બાદ આ કડવામાં અખો સર્વત્ર પરમાત્માનું દર્શન કરતા ભક્તનું હૃદયસ્પર્શી ચિત્ર આલેખે છે. બધે જુદે જુદે રૂપે પરમાત્માને જ વિલસી રહેલો એ જુએ છે, પછી કોઈનીય ઉપેક્ષા કરવાનું એને માટે શક્ય જ નથી. પોતાનો પ્રિયતમ જ બધે રહેલો એ જુએ છે. જેનું હૃદય નવનીત સમું સુકોમલ છે, જેના હૃદયમાં હેત ઊભરાય છે, જેની આંખોમાં પ્રેમામૃત ભર્યું છે એવા, 'નિત્ય રાસ નારાયણનો' જોતા ભક્તજનનું સુરેખ ચિત્ર અહીં અપાયું છે. આવો ભક્ત સંસારનાં પ્રવાહપ્રાપ્ત કર્મો તો કરે જ છે પણ એના અભિગમમાં મોટો ફેર પડી ગયો છે. સંસારી કામો કાંઈક શિથિલ બને છે પણ જે કાંઈ એ કરે છે એ પૂરા રસથી કરે છે. ફેર છે તે એ કઈ ભૂમિકા પરથી એ કામો થાય છે તેને લીધે છે. પોતાના પ્રેમીમાં લુબ્ધ બનેલી પ્રેમિકા ગમે તે કામ કરતી હોય

તોયે આખો વખત એનું ચિંતવન તો એકમાત્ર પોતાના પ્રિયતમનું હોય છે, એ રીતે ભક્તનું ચિત્ત પણ પરમાત્મામાં જ સતત વળગેલું રહેતું હોય છે.

૪. પોતે–પોતથી.

૫. હીસે–હર્ષ પામે.

૭. સરખાવો, નરહરિકૃત 'જ્ઞાનગીતા' (૧૭-૭): 'હરખાશ્રુ ગદ્‌ગદ કંઠે, તેહનાં હોય રોમાંચિત અંગ.'

૧૧. સ્યંતને–ચિત્તને. મહાવનું–મહાવ-માધવ-નું.

## કડવું ૧૨

## જ્ઞાનપ્રકાશથી ભેદદષ્ટિનો નાશ

જુદાં જુદાં દષ્ટાન્તોથી અખો સ્ફુટ કરે છે કે જ્યાં સુધી જ્ઞાનપ્રકાશનો ઉદય થયો હોતો નથી ત્યાં સુધી અજ્ઞાનાવરિત ભેદદષ્ટિ રહે છે. જ્ઞાનનો ઉદય થતાં ચરાચર વિશ્વમાં એક જ આત્મા લીલા કરી રહેલો જણાય છે, યથાર્થદર્શન શક્ય બને છે અને આવા શ્રેયાર્થીને માયા કશી પીડા કરી શકતી નથી.

૧. વનવીથિમંદ્રમાં–વનમાં, માર્ગમાં અને મંદિર(ઘર)માં. ઉલાલો–ઉછાળો. હૃદયાકંદ્રમાં–હૃદયરૂપી કંદરા-ગુહામાં.

જેમ ચંદ્રમાના પ્રકાશનો ઉછાળો થતાં એનાં કિરણ વનના માર્ગમાં તેમ જ ઘરમાં સરખી રીતે પ્રસરી જાય છે તેમ કીટ(કીડા)માં અને ઇંદ્રમાં એકસરખો આત્મા રહ્યો છે એવું જ્ઞાન હૃદયરૂપી ગુહામાં પ્રગટ્યું.

૨. પાલટો–પલટો.

૩. પાલો તે પાણી થઈ રહેઃ પાલો–બરફનો કરો સૂર્યના તેજથી પાણી થઈ જાય છે તેમ જેને પરમાત્મદષ્ટિ લાધે તે માયાના દોષને સહેજે બાળી નાખે છે. સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા' (૧૬-૯):

> "જ્યમ પાણીથી પાલો હોયે, પાલો તે પાણીરૂપ,
> ઈમ નિર્ગુણ સગુણ પરમાત્મા, સાજે તે સત્ય સ્વરૂપ."

૪. જેમ ગનયૌવન૦–યૌવને પહોંચેલી સ્ત્રી પ્રસૂતિ સુધી વધતી રહે છે,

તેમ જ્યાં સુધી આત્મા જાણ્યો હોતો નથી ત્યાં સુધી જ માયાનો પ્રભાવ વધતો લાગે છે.

૫. આજ્ય–ઘી. તક્ર–છાશ.

૬. ગઉન–ધેન. સદ્‌વિચાર–સત્ તત્ત્વનો–પરમાત્માનો વિચાર. ઊપનો–ઊપજ્યો. નવનીત–માખણ.

૭. પ્રાભવ–પરાભવ.

૮. અર્ક–સૂર્ય. ઉદ્યે–ઉદય થયે. પલાયે–જતું રહે.

૯. અણછતા–જેનું અસ્તિત્વ નથી તેવા. નાના–વિવિધ પ્રકારના. જોગવે–મેળવે, ચલાવે.

૧૦. જેમ નિદ્રા ચાલી જતાં સ્વપ્નાવસ્થાની આળપંપાળ જતી રહે છે અને જાગ્રત અવસ્થાની સભાનતા રહે છે, તેમ તુરીયાવસ્થામાં (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા, એ ચાર અવસ્થાઓમાંની છેલ્લી અવસ્થામાં) ભેદદૃષ્ટિનો લોપ થઈ જાય છે અને અજ્ઞાનરૂપી અંધકાર જતો રહે છે. આ અનુભૂતિ થતાં ચિત્ત ચમકી ઊઠે છે અને 'તું' અને 'તે' એવી પૃથક્‌દૃષ્ટિ જતી રહે છે.

૧૧. દરિદ્ર–દારિદ્ર, ગરીબી.

## પદ ૩

## સદ્‌ગુરુની કલાનો મહિમા

ગુરુ એ તો પારસમણિ જેવા છે. ગુરુનો ભેદ જે લહે છે તે માયાની જાળમાંથી છૂટે છે. શબ્દપ્રપંચથી એ દૂર રહે છે. સદ્‌ગુરુની કલાને પ્રતાપે એ પોતાની અંદર જ માયાના અધિપતિ બ્રહ્મને જુએ છે અને પોતાપણું ટાળીને બ્રહ્મભાવમાં રમે છે.

૧. ગુરુભેવ–ગુરુનો ભેદ, ગુરુનું રહસ્ય. ગોનું–વાણીનું.

૨. વંતોલ–વંટોળ. ભમેં–ભરમાય. વ્યમેં–વિરમે, દૂર જાય. સદ્‌ગુરુ બાલ–સદ્‌ગુરુનો બાળક, શિષ્ય, મુમુક્ષુ.

૪. પેરશું–યુક્તિ વડે. પરનાલિકા–પ્રણાલિકા. ધરની–મૂળની, અસલ વસ્તુની.

## કડવું ૧૩

## દેહભાવરહિત જીવન્મુક્ત

જેણે બ્રહ્મઅગ્નિમાં પોતાપણું બાળી નાખ્યું છે તે સાધક સંસારમાં રહેવા છતાં નિર્લેપ રહી શકે છે—તટસ્થ રહી શકે છે. દેહના ધર્મો બજાવતો હોવા છતાં તેનો દેહભાવ તો ક્યારનોય વર્જ્ય થયો હોય છે. જેમ સમુદ્રમાં રહેતો મગરમચ્છ સપાટી ઉપર આવીને પાછો પાણીમાં ચાલ્યો જાય છે તેમ મુમુક્ષુ સદૈવ આત્મામાં જ રમમાણ રહે છે, જીવભાવે બાહ્ય કામો કરતો લાગવા છતાં એની સ્થિતિ તો આત્મતત્ત્વમાં જ હોય છે. સાપ અને કાંચળીનું દૃષ્ટાંત આપીને પણ અખો એ વસ્તુ ઉપર જ ભાર મૂકે છે કે દેહભાવ—જીવભાવથી સાધક વેગળો થઈ જાય છે. સંસારમાં હોવા છતાં સંસારથી તે લેપાતો નથી, કર્મ કરવા છતાં કર્મના બંધનમાં આવતો નથી. જીવન્મુક્ત-દશાનું આવું વર્ણન અહીં થયું છે.

૨. જાણનહારો—જાણવાવાળો, પરમાત્મા.

૩. ધ્યે—ધ્યેય, ધ્યાનનું લક્ષ્ય. ધ્યાતા—ધ્યાન કરનારો. સુરત—સુરતા, ધ્યાન. ચળેવળે—ચાલેહાલે, હિલચાલ કરે. ઇંદ્રી આરામ—ઇંદ્રિયારામ, વિષયાસક્ત. વૃત્ય—વૃત્તિ.

૫. જેનામાં આવી તટસ્થવૃત્તિ ઊપજી હોય તે જ જીવન્મુક્ત છે. જીવનમાં રહેવા છતાં તે તો ન્યારો ને ન્યારો જ રહે છે. જેમ આકાશ જુદા આકારોમાં બધે વ્યાપેલું હોવા છતાં નિર્લેપ છે, તેમ જીવન્મુક્ત પુરુષની સ્થિતિ છે.

૬. મહાજલમાં રહેતો મગરમચ્છ આમ તો પાણીમાં ઊંડે રહે છે. કોઈ વાર સપાટી ઉપર પણ આવે તેમ છતાં એની સ્થિતિ તો જલમાં જ હોય છે, એમ જીવન્મુક્ત પુરુષ પણ ચેતનાની સપાટીથી સંસારના ધર્મો બજાવતો લાગે પણ એની આંતરસ્થિતિ તો પરમાત્મતત્ત્વમાં જ છે.

૮. જેમ સાપને કાંચળી સાથે એકતાનો સંબંધ રહેવા પામતો નથી, તેમ જીવન્મુક્તના ચૈતન્યને દેહ સાથે એકતાનો સંબંધ રહેતો નથી.

૧૦ જીવન્મુક્તને દેહ છે અને દેહ નથી. દેહના ધર્મો એ બજાવે છે એ અર્થમાં દેહ છે, પણ દેહભાવે તે વર્તતો નથી એ અર્થમાં દેહ નથી.

ફુણુંગ—ફણુંગ, ફેણુવાળો સાપ, નાગ.



## કડવું ૧૪

## આત્મરત જીવન્મુક્તની મહાકલા

સાચા સંત પુરુષો, જેમનાં હૃદયમાં સત્યજ્ઞાન ઉદય પામ્યું છે તેઓને કોઈ વસ્તુની કમીના રહેતી નથી. પરમ તત્ત્વમાં જ તેઓ જીવે છે. જેમ માછલાને પાણીમાં જ અવકાશ મળી રહે છે તેમ આનંદસાગરમાં જીવના જીવન્મુક્તોને માટે એ જ જીવનતત્ત્વ છે. તેમને કોઈ જાતની ભૌતિક ભાવના–ઐહિક જીવનની લાલસા–એના પદાર્થો પ્રત્યે આસક્તિ—હોઈ શકતી નથી. આત્મજ્ઞાન થયા પછી અભેદદષ્ટિ થઈ જાય છે અને એ દષ્ટિએ જોતાં જગત પણ બ્રહ્મમાંથી ઊપજેલું ભાસે છે અને બ્રહ્મમાં સમાઈ જતું અનુભવાય છે.

૧. જીવન્મુક્તનાં લક્ષણો આગળ વર્ણવાયાં છે. ઉદ્યો–ઉદય પામ્યો, ઊગ્યો. ભાણુ–સૂર્ય. વસ્તુ–આત્મતત્ત્વ.

૨. તેણે–તે વડે. ન્યૂનતા–ખોટ. આરો–આશય.

૩. જેમ અગ્નિમાં લોઢું નાખવાથી લોઢું પણ અગ્નિ થઈ જાય છે, તેમ શિવમાં જીવ પોતાની જાતને સમાવે ત્યારે કેવળ શિવ જ રહે છે, જીવ અને શિવનો અભેદ થઈ જાય છે.

૪. આપાપર–આપ અને અપર, પોતે અને અન્ય. પ્રીછ–(નામ) ઓળખ, જ્ઞાન.

૫–૬. ભૌતિક ભાવના–ભૌતિકતાની દષ્ટિ. જેમ પાણીમાં રહેલું માછલું રૂંધાઈ જતું નથી, પાણી એ જ એનો અવકાશ બની રહે છે, તેમ જીવન્મુક્તને ભૌતિક ભાવના ટળી જતાં સર્વત્ર ચિદાકાશ જ ભાસે છે. ઊકાસ–અવકાશ.

૭–૮. હેમ–હિમ, બરફ. ખાણુ–દર. જેમ બરફના પર્વતની મધ્યમાં ઉંદર ચાલે તો તેને ખણીને પોતાને રહેવા માટે દર તૈયાર કરવાની જરૂર રહેતી નથી, કારણ કે ઉંદરની ગરમીથી જ બરફ ઓગળી જાય છે અને એને માટે જગ્યા થઈ જાય છે, તેમ અણુલિંગી આત્માનો અનુભવ થતાં ભૌતિક ભાવનાઓ આપોઆપ નામશેષ થઈ જાય છે. ઉંદર પાસે આ મહાકલા છે. અખો પ્રાણીસૃષ્ટિમાંથી અને વનસ્પતિસૃષ્ટિમાંથી દૃષ્ટાંતો લઈને પોતાનું કથયિતવ્ય રજૂ કરે છે, એમાં મૂર્તતા પણ આવે છે.

૯. આત્મા અણુલિંગી છે. જ્યાં સુધી દેહભાવ હોય છે ત્યાં સુધી સંસારના પદાર્થો પ્રત્યે આસક્તિ રહે છે પણ આત્મામાં સ્થિતિ થતાં દેહના

રાગાવેગો ટકી શકતા નથી. લિંગ — "જે વડે કોઈ પણ પ્રાણીપદાર્થની ફૂટ થાય અથવા જુદા રૂપમાં ઊગી નીકળે અથવા જન્મે તેનું નામ લિંગ." લિંગ ચાર છે : મહાકારણ, કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ. (જુઓ 'અ. કા.'–૧, પ્રસ્તાવના, પૃ. ૫૩–૫૪.)

૧૦. જેમ બરાસ વાયુરૂપમાંથી–અરૂપમાંથી રૂપ બંધાઈને ગાંગડો થાય છે અને એ ઊડી જાય છે ત્યારે અરૂપ થઈ જાય છે, તેમ જીવન્મુક્તને સઘળું બ્રહ્મમાં નિવસી રહેલું જણાય છે અને એ પાછું નામરૂપાત્મક જગતથી ભિન્ન એવું કેવળ બ્રહ્મ થઈ રહે છે.

## કડવું ૧૫

## જીવન્મુક્તની અસંગ દશા

આત્મજ્ઞાનીનું પોતાપણું બ્રહ્મમાં ગળી જાય છે અને સૃષ્ટિના પદાર્થોમાં એને મારાપણાનો કે પરાયાપણાનો ભાવ નહિ હોવાને કારણે દેહમાં રહ્યા છતાં દેહભાવથી એ પર રહે છે માનાપમાન આદિ દ્વંદ્વોથી તે મુક્ત હોય છે. ઉદાસીનભાવે તે કર્મપ્રવૃત્ત થાય છે અને સદાય અસંગી રહે છે.

૧. પરપંચ–પ્રપંચ વસ્તુ–આત્મતત્ત્વ. પાછો ન થાયજી–જેને ફરી વાર જન્મવાનું રહેતું નથી, જીવનમરણનો ફેરો ટળે છે

૨. આપ ગળિયું આપ માહે–પોતાપણું આત્મતત્ત્વમાં વિગલિત થઈ ગયું. દ્વંદ્વાતીત રહ્યા સુખે–બધાં દ્વંદ્વોને અતિક્રમીને આનંદમાં રહે છે.

૩. મનો — મન, મનમતાંતરો. વાર્ય–વારિ, પાણી. નહીં તરેવા સાધ્ય — તરી શકાતાં નથી.

૪. ઉનાળાનો સૂર્ય તપે તોપણ સમુદ્રનું પાણી ગરમ થતું નથી તેમ તત્ત્વદર્શી પુરુષના દેહને દોષ સ્પર્શી શકતો નથી.

૬. દેહભાવ તત્ત્વદર્શી પુરુષને સ્પર્શી શકતો નથી–દેહ હોવા છતાં દેહભાવનો આત્યંતિક અભાવ હોય છે.

૭. સ્ફટિકના મણિની પાસે જુદી જુદી જાતના રંગો મૂકીએ તો તે એમાં ભળી ગયેલા જેવા ભાસે છે પણ મણિ પોતે તો રંગ વગરનો જ હોય છે તેમ તત્ત્વદર્શી પુરુષ ઉપાધિ-આવરણથી લેપાતો નથી, તે તો ઉદાસીન જ રહે છે.

૮. જેમ ચશ્માંના પડથી દષ્ટિ રૂંધાતી નથી, ઊલટું એથી એને પોષણ મળે છે, તેમ અણુવિંગી આત્મતત્ત્વમાં સ્થિતિ થવાથી સાંસારિક કામો કથળતાં નથી. ચૈતન્ય ભૂમિકાએથી એ કર્મો પણ વધી જ ક્ષમતાપૂર્વક થાય છે.

૯. અંતર–ભીતર. અનુભવી પુરુષને ભીતર પોતાપણું રહેતું નથી પોતાપણાનો ભાવ જ જતો રહ્યો હોય છે એનો આશો–આશય અમલ–નિર્મલ–પવિત્ર હોય છે. માત્ર એને સાંસારિક કામોમાં ઊલટ થતી નથી ઉદાસીનભાવે તે પ્રવૃત્ત થતો લાગે છે.

૧૦. આત્મજ્ઞાનીના પરિચયમાં–સંગમાં જે આવે છે તેને તે સિદ્ધાંતજ્ઞાન વડે પોષે છે અને પ્રેમ વડે પવિત્ર કરે છે, આત્મવિદ્યાનો ઉપદેશ આપે છે. એની વાણી સહજભાવે પ્રવૃત્ત થાય છે. આત્મજ્ઞાનીનું લોકહિતચિંતકસ્વરૂપ અહી વર્ણવ્યુ છે

૧૧. માન—માનાપમાનનો ભાવ

## કડવું ૧૬

## કલ્પવૃક્ષ સમા જીવન્મુક્ત

જીવન્મુક્તદશામાં દેહભાવ જતો રહેવાથી કીટ–પતંગથી માંડીને બ્રહ્માંડ સુધી એક જ પૂર્ણ આત્મા દેખાય છે. જ્ઞાનદષ્ટિ આવવાથી પોતાના દેહને પણ તે અન્ય દેહ જેવો અલગ જુએ છે એકત્વ દષ્ટિગોચર થવાથી જીવન્મુક્ત માયાની વિવિધ ભાતમા ફસાતો નથી આવો આત્મદષ્ટિવાળો સાધક કલ્પવૃક્ષ જેવો છે. એના સત્સંગ વડે સઘળી સાત્ત્વિક ભાવનાઓ ફળે છે. પોતે આત્મતત્ત્વમા લીન રહે છે એટલુ જ નહિ પણ એનો દેહભાવ અને અન્ય સ્થૂલતા પણ આત્મતત્ત્વમા ઓગળી જાય છે, આત્મતત્ત્વરૂપ થઈ રહે છે

૧. જેની અહંતા અને અમર્ષ (ક્રોધ, અસહિષ્ણુતા) જતા રહ્યાં છે એવો તત્ત્વદર્શી પુરુષ સ્વભાવથી જ કલ્પવૃક્ષ જેવો છે, કલ્પાંતકાળે પણ એ બ્રહ્મસ્વરૂપે જ રહે છે.

૨. જે દેહમા આત્મતત્ત્વરૂપે પોતે બિરાજમાન છે તેને તે અન્ય દેહોની જેમ જ જુએ છે

૩. પોતાનો દેહ આવી દઈ ને–પોતાનો દેહભાવ સૌ પહેલાં વર્જી દઈને.

૪. દૃષ્ટતત્ત્વ–દેખાતું તત્ત્વ તે બ્રહ્મ છે એવું યથાર્થ જ્ઞાન. 'ગુરુશિષ્યસંવાદ' (ચોથો ખંડ, કડી ૨૭થી ૪૩)મા અખો આ વિષય નિરૂપે છે એમા ગુરુ કહે છે:

દૃષ્ટિતત્ત્વ તે એનુ નામ, જે દેખી જે દૃષ્ટે ધામ,
દૃષ્ટ દેખે તે જ અસત્ય, બાકી તે અનુમાને નૃત્ય.

૫–૬. જેમ જન્મથી આંધળો હોય તેવો માણસ રૂપને જાણતો નથી, દેહાકૃતિ સાથે તેને અભ્યાસ નથી, તે તો માત્ર શબ્દના ભણકાર સાંભળે છે તેમ જ્ઞાની પુરુષને દેહાધ્યાસ નહિ હોવાથી તેને પોતાપણાનો અને પારકાનો ભાવ હોતો નથી. દેહભાવનાળી વ્યક્તિ તો સર્વત્ર કર્મથી લેપાય છે અને પાપપુણ્યથી ખરડાય છે.

૭. અંજનવિદ્યા—"આંખમા આંજવાથી પૃથ્વી માહેનો ખજાનો નજરે પડે એવા સિદ્ધાંજનની વિદ્યા" (ભ૦ગો૦કોશ) ન દે મહેતા છાન્દોગ્ય ઉપનિષદ(૮–૩–૨)નાં વચનો તરફ ધ્યાન ખેંચે છે "દાટેલા ધન ઉપર હરતાફરતા છતાં મનુષ્ય નિર્ધન રહે છે, અને જેને તે ધનનું દર્શન થાય છે તે ધનવાન રહે છે, તેમ અખંડ સુષુપ્તિ સમયે બ્રહ્મ સંબધમા પ્રજા આવે છે છતા બ્રહ્મથી વિખૂટી રહે છે" ('અ કા.'–૧, પૃ. ૭૯)

૮. સતંતર–સ્વતંત્ર

૯. અણુળગી અભ્યાસ–અણુળગી એવા આત્મતત્ત્વ પ્રતિ વળવું તે

૧૦ દેહના અધ્યાસ(મિથ્યા આરોપણ)મા બધા દોષ છે. દેહબુદ્ધિ છે ત્યાં સુધી સંસાર છે, માયા સાચી લાગે છે

## પદ ૪

## જ્ઞાની પુરુષનો અકલ કલા

જેમ સમુદ્રમા ફરતી નાવડીનુ લક્ષ ધ્રુવ તારા ઉપર જ હોય છે તેમ સસારસાગરમા વિહરતા જ્ઞાની પુરુષનુ લક્ષ પણ પરમાત્મામા જ હોય છે. જેમ બરફ ઓગળીને પાણી થઈ જાય છે તેમ જ્ઞાની પુરુષ પણ પરમાત્મામાં સમાઈ જાય છે જેને આદિ, અત અને મધ્ય નથી અને જ્યા મનવાણી પહોંચી શકતાં નથી એવા પરમાત્મામા જેની સ્થિતિ થઈ છે એવા જ્ઞાનીઓની બ્રાહ્મી અવસ્થા જ્ઞાની પુરુષ જ જાણી શકે

૨. તત્ત્વસમાસ–તત્ત્વ(પરમાત્મા)માં સમાસ થવો.

## કડવું ૧૭

## બ્રહ્મતત્ત્વની અનિર્વચનીયતા-૧

અનિર્વચનીય બ્રહ્મ(અખો જેને 'વસ્તુ' કહે છે)તત્ત્વને આ સત્તરમા અને હવે પછીના અઢારમા કડવામા નિરૂપ્યુ છે. ઉપનિષદની 'નેતિ નેતિ'— 'આ નહિ, આ નહિ'—વાણીનો અહી રણકાર સભળાય છે બ્રહ્મ અવાચ્ય છે, અનુભવથી જ એ ગમ્ય બને છે

૧. થકે–થાકી જાય સ્વે–પોતે તેણી પતકે–તાક્ષણ તકે–તાકમે, તાકવાથી 'થાકે'નુ જેમ 'થકે' તેમ 'તાકે'નુ 'તકે' થયુ હોય 'તક મળ્યે' એવો અર્થ પણ લેવો શક્ય છે

૨. અમય-શુદ્ધ અનામ–નામરૂપાદિથી પર

૫. દિનરાત્ય–દિનરાત ભાત્ય–ભાત (પેટર્ન)

૮. પ્રેહ–સ્પૃહાવાળો નિસપ્રેહ–નિસ્પૃહ

૧૦. અવસ્થા ચાર–જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચાર અવસ્થાઓ

૧૧. તેજ–'તે જ વાચવુ'

## કડવું ૧૮

## બ્રહ્મતત્ત્વની અનિર્વચનીયતા-૨

બ્રહ્મ મન-વાણીથી પર છે તેનામા સઘળુ છે–એ બધામાં રહ્યુ છે અને છતા બધાથી પર છે બ્રહ્મ તો અનુભવ વડે જ જાણી શકાય. બ્રહ્મની અનિર્વચનીયતા વિશેનુ અખાનુ આ નિરૂપણ પરોક્ષ રીતે મુમુક્ષુને અનુભવ તરફ પ્રેરવાનુ છે

૧. પ્રભુ–બ્રહ્મ પામણહારો પાછો વિનારેજી–બ્રહ્મને પામનારો અંતે બ્રહ્મમાં સમાઈ જાય છે આશે–આશય.

૨. સહરાયે–ગટ્ટીપચીના જેવો આનંદ પામે અચળ્યો–અચર્વિત, ન કહેલો

૪. વસ્તુગતે–વસ્તુ બ્રહ્મમા ગતિ થયેથી પહોચ્યેથી અનૂપ—અનુપમ

૭. જાણ્યુ–જ્ઞાન

## કડવું ૧૯

# જીવ અને બ્રહ્મની એકતા: જીવનું પરમાત્માને સંબોધન

વસ્તુત: તો જીવ અને બ્રહ્મ એક છે પણ જીવ જ્યારે પરમાત્માને સંબોધે છે ત્યારે દ્વૈતને ગૃહીત કરીને ચાલવું પડે છે. અખાએ આ કડવામાં એમ કરીને પણ છેવટે તો જીવ-બ્રહ્મની એકતાનું જ વર્ણન કર્યું છે. છેલ્લાં બે કડવાંથી જે બ્રહ્મતત્ત્વ નિરૂપણ ચલ્યું આવે છે એ જ આ કડવામાં પણ આગળ ચાલે છે. ફેર માત્ર એટલો છે કે જીવ અને બ્રહ્મની એકતાના સંદર્ભમાં બ્રહ્મના—અનિર્વચનીય પરમાત્મતત્ત્વના—સ્વરૂપને વધુ સ્ફુટ કરવાનો પ્રયત્ન થયો છે.

૧. સયાણે-સંજ્ઞાથી

૨. વિગતું કરીને–વ્યક્ત કરીને. ગારડી–ગારુડી, મદારી મહુઅર–મોરલી જેમ મદારી મોરલીમાં પોતે જે બોલે છે તે જ અવાજ પાછો બહાર નીકળે છે તેમ જીવ અને બ્રહ્મ એક હોઈ બ્રહ્મની સ્તુતિ થાય છે ત્યારે પોતે જ પોતાનું વર્ણન કરતો હોય એવું થાય છે.

૩. દેહમાં તો સ્વયં પરમાત્મા છે તો જીવ કયાંથી આવ્યો? અને જીવને પિંડ કયાંથી હોય? જે હવનચયન છે, ગતિ છે તે તો તાહારું—હે પરમાત્મા, તમારું—ચિદ્રૂપ છે મડ-માંડણી(?). આ બધી માંડણી પોતામાંથી બ્રહ્મે કરી છે

૫. 'દીસું' અને 'થાઉં'ને બદલે શુદ્ધ પાઠ 'દીસો' અને 'થાઓ' છે.

૬. અણુવ્રીન્જેનું અસ્તિત્વ નથી તેવી "કૈવલ્ય અથવા નિત્ય મુક્ત બ્રહ્મપદ ઈશ્વરરૂપે, માયારૂપે અને જીવરૂપે ભાસે છે કૈવલ્યપદણું–ધામ–તીર્થ જ્યારે માયામાં પડે છે ત્યારે ઈશ્વરભાવ ઉત્પન્ન થાય છે, અને તેના ઐશ્વર્ય વડે અનેક આભાસરૂપ જીવો સ્ફુરે છે શુદ્ધ ચૈતન્ય સૂર્યબિંબ જેવું રહી તેનાં કિરણો કોઈ પચરંગી કાચના મંદિરમાં ઊતરે અને વિવિધ રૂપો દેખાય તેમ જીવોના અનેક આભાસો માયાના મંદિર વડે દેખાય છે...શુદ્ધ કૈવલ્યપદ તે સાચો સૂર્ય (નિર્ગુણ) માયાના પચરંગી કાચમાં જે કૈવલ્ય, બિંબનાં જે કિરણ જાય ઊતરી અનેક રૂપે સૂર્યબિંબ પલટાય તે સગુણ ઈશ્વર, અને તે ઈશ્વરના અનેક રંગોમાં સાચાપણું માન્યા કરે એવો આભાસ તે જીવ. આ બધા બેશ

એક જ કૈવલ્યપદના માયા દ્વારથી ઊભા થાય છે." ('અ. કા.'-૧, પ્રસ્તાવના, પૃ. ૩૬-૩૭.)

નરસિંહરાવે એમનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાં અખાની આ પંક્તિઓ સાથે શેલીના 'Adonais'ની નીચેની પંક્તિઓના આશ્ચર્યજનક સંવાદનો નિર્દેશ કર્યો છે:

"The one remains, the many change and pass.
Heaven's light for ever shines. Earth's shadows fly;
Life, like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity,
Until Death tramples it to fragments."

## કડવું ૨૦

## સંસારનાટકના સૂત્રધાર, કૈવલ્યસ્વરૂપ પરમાત્મા : એ ભૂલીને જીવના સિદ્ધિ માટે ઉધામા

વાસ્તવિક રીતે તો જીવનું અસ્તિત્વ જ નથી. એ અણછતો-આભાસી છે. કેવળ બ્રહ્મ જ આ ચરાચર સૃષ્ટિમાં વ્યાપ્ત છે, એ ભૂલીને સિદ્ધિ માટે જીવ ઉધામા કરતો હોય છે.

૧. આ માયાની નાટકના નિયામક-સૂત્રધાર તો કૈવલ્યપદના સ્વામી પરમાત્મા છે. એ તો જીવ પણ નથી અને ઈશ્વર પણ નથી. આ બે તો પરમાત્મામાંથી ઉદ્‌ભવેલી માયાશક્તિએ સર્જેલા આભાસો છે. ઈશ્વર અને ભૌતિક કાયા પાછળી મૂળ તો કૈવલ્ય છે, અને જેનું અસ્તિત્વ જ નથી એવો જીવ પણ ઊભો થાય છે.

૨. ઉછાંછયો-ઓછાયો. 'ઓછાયો' જેવા અર્વાચીન શબ્દોના વિકૃત 'ઓ'ને સ્થાને મધ્યકાલીન ગુજરાતીમાં 'ઉ' લખેલો મળે છે. જીવ હરિને જાણવાનો ઉધામો કરે છે, પુરુષ ઓછાયાને જાણી શકે પણ ઓછાયો પુરુષને શી રીતે જાણી શકે? તે બુદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરે છે.

૩. પરમાત્મા તો અવિકારી છે. એ તો જ્યમનો ત્યમ છે. દેહ અને માયા એ પોતે જ છે. જેમ આરસીમાં પ્રતિબિંબ પડે એમ દેહ અને માયાનાં પ્રતિબિંબ પડે એવો પરમાત્માનો વ્યાપ છે. પરમાત્મા એ બિંબ

૨. જનૂઆ–જન, મનુષ્ય. હિકમત–કીમિયો. ઘરવાળી–વહુ ઘર કી, એ ઘરની, પરમાત્માની.

## કડવું ૨૧

## બ્રહ્મની સ્વયંપૂર્ણતા

બ્રહ્મ નિશ્ચલ, અવિકારી, નિત્ય, શુદ્ધબુદ્ધ અને મુક્ત છે. કરોડો બ્રહ્માંડ રચાય કે નાશ પામે તો પણ એ પરમતત્ત્વમાં કંઈ વધઘટ થતી નથી. જગત પણ તત્ત્વતઃ તો બ્રહ્મ જ છે પણ જગતમાં થતાં રહેતાં નાનામોટાં સંચલનો બ્રહ્મને કોઈ રીતે સ્પર્શી શકતાં નથી. એ તો અવિકારી જ રહે છે. જુદાં જુદાં ઉદાહરણો આપીને અખાએ આ કડવામાં બ્રહ્મને વર્ણવ્યું છે.

૧. વિલાઈ જાયેરુ–નાશ પામે.

૨. વિણસે–વણસે, વિનાશ પામે, લોપ પામે. પ્રાયે વસ્તુ અરૂપ અણુ-લિંગ – બ્રહ્મનું વર્ણન "બાહ્ય ઇન્દ્રિય વડે પ્રત્યક્ષ થાય તે પદાર્થ 'રૂપી'. તેથી ઊલટો એટલે પ્રત્યક્ષ ન થાય તે 'અરૂપ'. કોઈ હેતુ વડે એટલે સાધન વડે કાર્યનું અથવા સાધ્યનું અનુમાન થાય તે લિંગ. કાર્ય અથવા સાધ્ય તે લિંગી. જેમ કે ધૂમ વડે અગ્નિનું અનુમાન થાય છે, તેથી ધૂમ તે લિંગ અને અગ્નિ તે લિંગી. જે અનુમાન વડે પણ ગ્રહણ ન થાય તે 'અણુલિંગી'. 'હેતુ વિના કારણ નિર્ધે.' સામાન્ય રીતે જે વસ્તુ પોતે વિકારી થઈ અથવા પલટાઈ નવું રૂપ દેખાડે તે કારણ કહેવાય છે. જેમ કે બીજ પલટાઈ અંકુરનું રૂપ પકડે તેથી બીજ કારણ કહેવાય. આવી ખરી કારણતા જેમાં નથી, છતાં જેના વિના કાર્ય અનુભવાય નહિ તે વસ્તુ હેતુ વિનાનું કારણ કહેવાય. જેમ કે ખારી જમીન સૂર્યના તાપથી તપેલી હોય ત્યાં જલનો ભાસ થાય છે. આ મૃગજલ એક પ્રતીતિ અથવા કાર્ય છે. પરંતુ ખારી જમીનરૂપ અધિષ્ઠાન વિના તેવો ભ્રમ થતો નથી તેથી મૃગજળનું 'હેતુ વિનાનું કારણ' ખારી ભૂમિ કહેવાય. તેવી જ રીતે આકાશમા મેઘની પ્રતીતિમાં આકાશ હેતુ વિનાનું મેઘનું કારણ કહેવાય."— ન. દે. મહેતા ('અ. કા.'–૧, પૃ. ૭૯–૮૦).

૩–૪–૫. આકાશમાં જેમ જુદા જુદા રંગનાં વાદળો દેખાય છે પણ થોડી જ વારમાં તે જતાં રહે છે. આકાશ વગર વાદળોની હસ્તી નથી એ રીતે બ્રહ્મને લીધે અને બ્રહ્મમાં સઘળું સમાવિષ્ટ હોવા છતાં એ પોતે તો યથાસ્થિત–જ્યમનું ત્યમ જ રહે છે. ઉપરના દૃષ્ટાન્ત અનુસાર વસ્તુ–બ્રહ્મને જાણવું જોઈએ.

૬. અરૂપ-નિરાકાર બ્રહ્મમાંથી જ રૂપ-સાકાર થાય છે અને એ સાકાર પાછું નિરાકાર બને છે. રૂપ બંધાયા પછી એનાં વિવધ નામો પડે છે પણ એ શામાંથી થયું એનો, અર્થાત્ મૂળ બ્રહ્મનો, વિચાર કરવો જોઈએ.

૭. ઘનસાર-કપૂર.

૯. વિરંચિ-બ્રહ્મા.

## કડવું ૨૨

## માયાની સંસ્કૃતિ બ્રહ્મ

બ્રહ્મ જ જીવ, ઈશ્વર અને માયારૂપે ભાસે છે. બ્રહ્મની ચિત્‌શક્તિ માયા અનંત રૂપો ધારણ કરે છે. બુદ્ધિ પાંગળી છે, એ તો જે દેખાય છે એને જ સત્ય માને છે. જ્યારે બ્રહ્મત્વ વાણીમાં ઊતરી શકે એવું નથી. બ્રહ્મની શક્તિ વડે માયા જે આભાસવાળાં રૂપો રચે છે તેને મનુષ્ય સાચાં માની ચાલે છે. અખો આ કડવામાં બ્રહ્મનું સત્ય સ્વરૂપ ઉદાહરણો આપી સમજાવે છે. અરૂપ બ્રહ્મ સૃષ્ટિનાં વિધવિધ રૂપો ધારણ કરે છે અને મનુષ્ય એથી લોભાય છે અને એનામાં અહંકૃત્ય-અહંકૃતિ-અભિમાની વૃત્તિ-પેદા થાય છે. આ અહંકારનો પછી વિસ્તાર થાય છે. બ્રહ્મ તો દર્પણ સમાન છે, માયા વડે એમાં પ્રતિબિંબો પડે છે અને એકમેકની મદદથી અનંત થાય છે, એ રીતે સંસાર અસ્તિત્વમાં આવે છે. આ બધાં દેખાતાં રૂપો એ માયાવી છે અને એની પાછળ એક જ અરૂપ બ્રહ્મ વિલસી રહ્યું છે એ વસ્તુજ્ઞાન ઉદ્‌ભવે તો સંસાર કે એની માયાજાળની હસ્તી રહેતી નથી.

૧. બુધ્ધ બાપડી-પરમાત્માને ઓળખવા માટે બુદ્ધિ એ પાંગળું કરણ છે. અણુચર્ચ્યું-ન કહેલું, બ્રહ્મ.

૩. સમગ્ર બ્રહ્માંડનું અધિષ્ઠાન બ્રહ્મ ઉત્કૃષ્ટ હોઈ ત્યાં ચૈતન્યવિલાસ ઘણા સઘન રૂપે છે. તેના વડે જ અરૂપ એ રૂપવાળું ભાસે છે અને નાનાવિધ રૂપોને કારણે અહંકારવૃત્તિ આફણી-પોતાની મેળે—ઊભી થાય છે.

૪. પેઠી-મોઢી. (વિશેષણ.)

૬. જેમ સામસામાં દર્પણ ગોઠવીએ તો એકબીજામાં પ્રતિબિંબો પડી પ્રતિબિંબોની એક સૃષ્ટિ રચાય છે તેમ બ્રહ્મરૂપી દર્પણમાં માયાશક્તિને

કારણે મિથ્યા પ્રતિબિંબોની એક આખી સૃષ્ટિ રચાય છે, પણ તત્ત્વત તો તે આભાસી છે એકમાત્ર બ્રહ્મપદાર્થનુ જ અસ્તિત્વ છે

૯. બ્રહ્મરૂપી અરીસો તો સ્વચ્છ છે જેનું અસ્તિત્વ જ નથી એવી માયા એની વિવિધ રૂપલીલાને કારણે મિથ્યા હોવા છતાં વાસ્તવિક ભાસે છે

૧૦. મકર-મુકુર, દર્પણ સસૃત-સસૃતિ, સસાર.

## કડવું ૨૩

## પરબ્રહ્મપદ વર્ણન

પરબ્રહ્મપદનું વર્ણન શક્ય નથી. આ પદ એવુ છે કે જ્યાં મન અને વાણી પહોચી શકતા નથી જે કોઈ ઉપમા આપવામાં આવે તે બ્રહ્મને વર્ણવવા અપૂરતી છે, કારણ કે બધુ જ બ્રહ્મ છે સૃષ્ટિના સઘળા પદાર્થોમા બ્રહ્મ છે અને એ બધાથી એ પર પણ છે આકાશમા ઊડતા પક્ષીઓ અનત અગાધ આકાશનો પાર પામી શકતા નથી તેમ બ્રહ્મનો પાર પામવો શક્ય નથી

૧. ઉત્પત્ય-ઉત્પત્તિ સ્થિત્ય-સ્થિતિ હાણ-હાનિ, લય

૩. આકાશ આધેરુ જેહ પદ-પરબ્રહ્મપદ, કૈવલ્યપદ. પરુ-દૂર આંહાં-અહી

૪. વેત્તા-જાણનાર વેણ-વચન વેદ્યા-વેદ્ય, જાણવાની વસ્તુ, જ્ઞેય જાણ વિહોણી જાણ-જ્ઞાન વિનાનુ જ્ઞાન "જ્ઞેય વિનાનું જ્ઞાન Objectless or contentless consciousness —ન દે મહેતા ('અ કા '-૧, પૃ ૮૦)

૫. ઓપમા-ઉપમા

૬. અરુ-પાસે દસ ડગ પરુ-સરખાવો अत्यतिष्ठद्दशाङ्गुलम् ।

૭. વટે-જાય સરે૦-છેવટે એનું સામર્થ્ય ઓછું થાય છે

૮. બ્રહ્મનું વર્ણન કરવુ એ તો બુદ્ધિવ્યાપાર છે, અને બ્રહ્મ તો બુદ્ધિથી પર છે

૯. મરતક-મૃત જ્ઞાતાની ગત-જાણનારની ગતિ-અવસ્થા

૧૦. સતજનો તો સાનમા સમજી જાય છે, પણ આ વસ્તુ હાથમાં પકડાવી શકાય એવી નથી એ તો પોતે જ પોતાને અણસાર આપે છે

૧૧. અકથ કથા-બ્રહ્માનુભવની ન કળી શકાય એવી કળા

## કડવું ૨૪

# શબ્દબ્રહ્મ અથવા પ્રણવની મદદથી પરબ્રહ્મપદપ્રાપ્તિ

પરમાત્મા વાણીથી પર છે વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરા એ ચાર પ્રકારની વાણી છે. પણ પરમાત્મા તો એની પાર છે વૈખરી ઉચ્ચારો દ્વારા ( કડી ૬ ), મધ્યમા જલ્પના દ્વારા ( કડી ૪ ), પશ્યતી કામના દ્વારા ( કડી ૪ ), પરાવાણી કલ્પના દ્વારા ( કડી ૪ ) અને પરાપારનો શબ્દ ચૈતન્ય દ્વારા ( કડી ૩ ) વ્યક્ત થાય છે પરમાત્મતત્ત્વનો બોધ પ્રણવાનુસંધાન દ્વારા શક્ય છે પેલી ચારે જુદી જુદી જાતની વાણી પણ પોષણ તો પરમાત્મામાથી મેળવે છે પણ એ એનું જ્ઞાન આપવાને સમર્થ નથી વેદ, પુરાણ, સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રો અને મંત્રજંત્ર કે વિદ્યા-અવિદ્યાના નિરૂપણમા વાણીનો વિસ્તાર છે. ૭ દર્શનો પણ પરમાત્માને પામવાનો માર્ગ બતાવવાનુ કરે છે, પણ એ 'બાવન બહાર'નો છે એ તો બધી મન અને વાણીની લીલા માત્ર છે જેમ સૂર્ય વડે સૃષ્ટિનો ચરખો ચાલે છે પણ સૂર્ય પોતે તો અલિપ્ત જ રહે છે, તેમ અનંત પરમાત્મા પણ સૃષ્ટિના ચાલક–વિધાયક હોવા છતા એ બધાની પાર છે

૧. જ્યા શબ્દનો ઉચ્ચાર નથી,–બલ્કે તે જ બોલનારાવાળો–પરમાત્મા છે

૪. મન દ્વારા મહાતમ ધરે–એ મન વડે મહિમા ધરે છે

૫. પોઢો–પ્રૌઢ, વિસ્તીર્ણ

૭. સરખાવો "બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર"—અખાના છપ્પા (૨૪૭)

૯. રામત્ય–રમત

૧૦. કિરણી–સૂર્ય

## પદ ૬
## પરબ્રહ્મ વસ્તુ સ્વસંવેદ્ય છે

પરબ્રહ્મનો મર્મ વાણીથી પામી શકાય એમ નથી જેઓ એકાગ્ર ચિત્તે બ્રહ્મનું ધ્યાન ધરે છે તેઓ જ એનો લક્ષ પામી શકે છે જે સ્થળે કાંઈ નથી ત્યાં પરમાત્માના જ ડેરા છે પરમાત્માનું ધ્યાન કરતા ધ્યાન કરનારો જ ન રહેવા પામે ત્યારે પરબ્રહ્મ વસ્તુ હાથ લાગી એમ ગણાય અહીં ગુરુ શિષ્યની સત્તા નથી શિષ્ય જ પોતાની મેળે પ્રતીતિ મેળવી શકે છે જે ગુરુને ગુરુપણાની ઇચ્છા નથી હોતી તે સાચો ગુરુ છે પરમાત્મા સ્વસંવેદ્ય છે અખો કહે છે કે ગુરુની વાત પૂરી મનમા ઊતરી હોય તો પોતાની જાતે આનો અનુભવ કરો

૧. રસના–જીભ

૩. વેંચુ–જાણુતુ (?) વસેતુ–વસતુ

૪. સૂધો–સીધો

## કડવું ૨૫
## પરબ્રહ્મનો ભેદ : શૂન્યવાદીનો પૂર્વપક્ષ

અગાઉના પદમાનું પરબ્રહ્મના સ્વરૂપ વિશેનું નિરૂપણ આ કડવામા આગળ ચાલે છે અને એની સાથે શૂન્યવાદીનો પૂર્વપક્ષ આપી એ વાદનુ નિરસન કર્યું છે જેને વેદ અગમ–અગોચર કહે છે તે પરબ્રહ્મ તો પોતાની મેળે જ જાણી શકાય તેવુ —સ્વસંવેદ્ય— છે અને એને જાણવાથી દ્વૈતનો નાશ થાય છે જેમ ધૂંધવાતો અગ્નિ એકદમ મોટો થાય છે અને જ્વાળાઓ કાઢે છે અને વિસ્તૃત થાય છે એ એના અસલ રૂપથી અભિન્ન છે, એમ પરબ્રહ્મ વહ્નિ પણ પ્રત્યેક ઘટમા રહેલો જ છે જેમ લાકડામા, પથ્થરમા એ રહ્યો છે તેમ એ દેહ સાથે જ જન્મેલો છે શૂન્યવાદીઓ મન સૃષ્ટિને ચૈતન્યજ્ઞાનને બદલે ધુમાડાના ગોટેગોટરૂપે બનાવે છે તેઓ આત્માનુ અસ્તિત્વ સ્વીકારતા નથી ચિત્રના દીવાથી જેમ અંધારાનો નાશ થતો નથી તેમ શૂન્યવાદીના મતથી સંસારક્લેશનો નાશ થતો નથી જગત તો શૂન્યમાથી પ્રગટે છે પરમાત્મા જેવી કોઈ વસ્તુ નથી, કર્મધર્મનુ મહત્ત્વ નથી બધુ

શૂન્યમાંથી જન્મી, શૂન્યમાં ધારણ કરાઈ, શૂન્યમાં પરિણમે છે અને મરેલો ફરી જન્મતો નથી—એવું એવું શૂન્યવાદીઓ કહ્યાં કરે છે. પણ મૂળ તંતુને તેઓ કદાપિ પામી શકતા નથી.

૨. ધૂંધૂતો-ધૂંધવાતો.

૩. જાજુલ્યમાન-જાજ્વલ્યમાન. ફટકીને-ફટાક અવાજ કરીને. ફરહરો-સ્ફુરી રહેતો (?).

૫. ધોંએ ભર્યો-ધૂંવાડાથી ભરેલો. ધૂંખલો-ધૂંવાડિયો. શૂન્યવાદીનો વાદ—"...પુદ્ગલ એટલે શરીરની અંદર કોઈ પુરુષ અથવા સાચો સ્થિર આત્મા નથી, તેમ બાહ્ય ધર્મ એટલે અર્થમા પણ કોઈ સ્થિર વસ્તુ-તત્ત્વ નથી, એવો બન્ને પક્ષમાં (બાહ્ય અને આંતર) નૈરાત્મવાદનું સ્થાપન કરનારો સિદ્ધાન્ત તે શૂન્યવાદ." —ન. દે. મહેતા ('અ. કા.'-૧, પૃ ૮૧).

૬. કસાન-કૃશાનુ, અગ્નિ. દાર-દારુ, કાષ્ઠ. દલ-સમૂહ. ઝલકયો-પ્રકાશ્યો. ઝાતકાર-ઝળાંહળાં.

## કડવું ૨૬

## અધમ શૂન્યવાદીનાં લક્ષણ

આ કડવામાં અખો શૂન્યવાદીનાં લક્ષણો વર્ણવે છે. આ તે કેવા શૂન્યવાદી કે જેને શૂન્યની પણ શોધ લાગી નથી! આ વાદ તો મિથ્યા વિતંડાવાદ છે. શૂન્યવાદી પ્રપંચને મિથ્યા ગણે છે, પણ તેના હૃદયમાં તો જગત જ સાચું છે. આવા લોકો પૂરા શૂન્યવાદી પણ નથી એટલે એમને તો 'અધમ'જ કહેવા જોઈએ. ઇન્દ્રિયોનાં સુખોમાં એ રચ્યાપચ્યા રહે છે, જય-પરાજય, સુખદુઃખ આદિ દ્વંદ્વોમાં ફસાય છે. આ શૂન્યવાદીઓ કોઈ મહાભ્રમમાં ફસાયેલા છે. અજ્ઞાનને તેઓ જ્ઞાન માને છે અને ઇન્દ્રિયોનાં સુખો પાછળ આંધળી દોટ મૂકે છે. પાપપુણ્યનો છોછ તેમને નથી. મહાપુરુષને તે નમે નહિ અને તેમનામાં ન હોય તેવા દોષો આપ્યા કરે. પોતે અજ્ઞાનમાં ગળાબૂડ અને આચાર્ય થઈ બેસે! તેમને કોઈના ઉપર વિશ્વાસ

નથી અને આસ્તિકતાની—પરમાત્મની હસ્તીના વાદની જુક્તિ તે સમજતા નથી આ તો પૂરા શૂન્યવાદી પણ નથી દેહસુખો ભોગવવા માટે શૂન્યવાદનુ તો તે ઓઢ્ઢુ ને છે એના કરતા જેઓ પરમાત્મા અને વિશ્વનુ ભિન્નત્વ સ્વીકારતા નથી એવા આસ્તિકતાવાળા જ્ઞાનીઓ જ ખરા શૂન્યવાદી છે

૩ જે વિજે—જયવિજય

૬ વેદવિગડ—વેદની વિતડા કરનારો

૮ 'પરમોપે' છાપભૂલ છે 'પરમોધે' વાચવુ પરમોધે—પ્રબોધે, ઉપદેશ આપે પોતા હૂતા—પોતા થકી

૯. આચારાજ—આચાર્ય નાસ્તયની—નાસ્તિક્તાની, નાસ્તિભાવની જુક્ત્ય—જુક્તિ આસ્યની—આસ્તિક્તાની, અસ્તિભાવની

## કડવુ ૨૭

## આત્મજ્ઞાનીનો અનુભવ : શૂન્યવાદીના સંદર્ભમાં

આ મહાજ્ઞાનીના અનુભવનુ વર્ણન કરતા અખો કહે છે કે શૂન્યના છેડે જઈ આવ્યા પછી જ એનો મર્મ મનુષ્યને સમજાય છે આ પરબ્રહ્મપદને પરમ અદ્વૈત અનુભવના સદર્ભમા જ સમજી શકાય છે અહી દ્વૈતનુ કોઈ દુખ નથી આ તો આત્યતિક આનદાનુભવ છે એને કોઈ જગત નથી તો પછી શૂન્ય શી રીતે કહેવાય? અને ગુણદોષ પણ કોના ગણાય? અહી કોણ કોનુ વર્ણન કરે? સૂર્યને રાત્રિ નથી તો પછી એ દિવસને શા વડે જાણે? શૂન્યવાદી તો માત્ર શરીરને જ જુએ છે પણ નવાઈની વાત તો એ છે કે પોતાના કૃત્યો એ શરીરના માનતો નથી! એની આધળી દૃષ્ટિ જે ઉષ્ણનુ કારણ—બ્રહ્મ—તેને પામી શકતી નથી ઉષ્ણતાનો દાખલો આપીને અખો કહે છે કે કાષ્ઠને ઘસવાથી ગરમી પેદા થાય છે, પછી ધૂમ પેદા થાય છે અને પછી અગ્નિ પેદા થાય છે શૂન્યવાદી તો ઉષ્ણતાને જ અગ્નિ લેખે છે એથી આગળ એની મતિ જતી નથી તે તો જગત અને જગતના કૃત્યો જુએ છે પણ જેની શક્તિ વડે એ સક્રિય થાય છે તે આત્મા તો એને માટે અણજાણ્યો જ રહે છે શૂન્યવાદીની દૃષ્ટિ દેહ સુધી જ પહોચે છે જેની પુષ્ટિ વડે આ સઘળુ પુષ્ટ થયુ છે તે પરમ અર્થ—આત્મા—સુધી જવાનુ

એનું ગજું નથી. આત્મતત્ત્વની ખોજ વગર અધ્યાત્મપાત્રા થઈ શકે નહિ એ પાયાના વિચાર ઉપર અખો ભાર મૂકે છે.

૧. શૂન્યને છેહ-શૂન્યના છેડા સુધી.

૨. મત-અભિપ્રાય, ધર્મમત.

૪-૫. રાતાંબર-સૂર્ય. સૂર્યને રાત્રિ જ નથી, તો દિવસને એ શા વડે જાણે? તે રીતે જેને માટે જગત જ નથી, તે મુક્તિ શામાંથી મેળવે, મુક્તિનો વિચાર જ એને શી રીતે આવે? જેને મન જગતની હસ્તી છે, તેને આ બધું વિશ્વ જોઈ એને મિથ્યા કહેવાનું પ્રાપ્ત થાય છે, અને એને સમસ્યાનો ઉકેલ આ મિથ્યામાંથી મુક્તિ મેળવવા દ્વારા જ લાધે છે. અખો અહીં जगन्मिथ्या લેખતા શાંકરમત કરતાં જગત કે કશું જન્મ્યું જ નથી એવા અજાતિવાદનો પુરસ્કાર કરતો જણાય છે.

૬. વ્યાપ-વિસ્તાર. કે'તણો-કોનો. આત્મતત્ત્વ વાચા દ્વારા વ્યક્ત થયું નથી અને અનાદિ છે. વર્જિત-બધાં લક્ષણોથી રહિત. એવો લક્ષ આઘો ઘણો-આત્મજ્ઞાનીનું દર્શન એટલું બધું દૂર સુધીનું-બૃહત વિશાળું છે. આ કડી લખતાં અખાના મનમાં ગીતાના ૧૩મા અધ્યાય ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગના ૧૨થી ૧૪ શ્લોકની અસર કદાચ હોય. સરખાવો — अनादिमत् परं ब्रह्म न सत् तन्नासदुच्यते। ... सर्वमावृत्य तिष्ठति ... सर्वेन्द्रियविवर्जितम्।

૭. અંધલક્ષ આઘો ન ચાલે-એ આંધળું દર્શન દૂર સુધી પહોંચતું નથી.

૧૦. દે' — દેહ.

## કડવું ૨૮

## વિદેહીનાં લક્ષણ

આ કડવામાં વિદેહીનાં-મુક્ત 'મહંત'નાં લક્ષણ વર્ણવ્યાં છે. સંસારમાં રહેવા છતાં એ એમાં લિપ્ત થતો નથી. એનો પરમાત્માનુભવ મન અને વાણીથી પર છે. જાણનારો એમાં તન્મય રહેલો છે. સૂર્યનું દૃષ્ટાંત આપીને અખો કહે છે કે ગમે તેવા અશુદ્ધ જળમાં એનું પ્રતિબિંબ પડે તો એથી એ અશુદ્ધ થતો નથી. એના હૃદયમાં કોઈ પણ જાતની ગ્રંથિઓ હોતી નથી. આ એક સ્થિતિ છે. દેહભાવ ત્યાગવાથી એનો અનુભવ થાય છે. આવા વિદેહીનો અનુભવ શબ્દની પારનો છે.

૧. ચેહેન – ચિહ્ન. રયણીદંન–રજનીદિન. તનમે – તન્મય.

૨. તો– તો', તોય, પાણી. ભાંડ–વાસણ.

૩. તરણી–તરણિ, સૂર્ય. પવનના યોગથી પાણીમાં પડેલું સૂર્યપ્રતિબિંબ ડોલે છે તેનું ચિત્ર. આપણું–પોતાનું.

૫. વિષ ધારણ કરતા પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડ્યું હોય તો તેથી સૂર્યને પોતાની અંદર કશો આમે–આમય–રોગ વરતાતો નથી.

૬. સુરસરી–ગંગા, અહર્પતી–દિનનાથ, સૂર્ય.

૭. વિત્રેક–વ્યતિરેક. વિત્રેક કારણ—જુઓ કડવું ૮, કડી ૯ ઉપરનું વિવરણ.

૧૦. અતિ આથો લક્ષ વપુ વિના–દેહદૃષ્ટિ ન હોય તો દર્શન દૂર સુધીનું થઈ શકે છે.

૧૧. રહે પાર વેદાંતને–વેદાંતજ્ઞાનની પારનો એ અનુભવ છે.

## પદ ૭

## મહાપદ

પરમાત્મઅનુભવને આ પદમાં 'મહાપદ'રૂપે વર્ણવ્યું છે. પોતે દ્વન્દ્વાતીત છે પણ દ્વૈત જેવો ભાસે છે, પોતે અવાચ્ય છે પણ વાચા ધારણ કરીને બોલે છે. અહીં ગ્રાહ્ય, ગ્રાહક કે ગ્રહણ નથી. બધું એક તત્ત્વ જ છે. તે રૂપ અને અરૂપ બંને છે. આવા અદ્વિતીય એકાત્મતાવાળા અનુભવને વર્ણવવા શ્રુતિ પણ અસમર્થ છે.

૧. મહાપદ–પરબ્રહ્મ-સાક્ષાત્કાર. સધાંન–એંધાણ, ચિહ્ન ('સ + અભિજ્ઞાન'માંથી?). બેહદકી–નિ:સીમની, ભૂમાની.

૨. ગ્રોવિંદ–ગોવિંદ, વિખ્યાત. મહાનિંધ–મહાનિધિ.

૩. તકીઆ–આશ્રયસ્થાન, વિસામો

૪. બૂઝ–સમજ. એ ગદકી–(?) સં. ગદ=રોગ. ભવરોગ અંગે એ મોટી સમજ છે. (?) 'અગાધકી' એ પાઠ લેતાં, અગાધ એવા પરમાત્માની–એ અર્થ થાય.

# કડવું ૨૯

## ષડ્દર્શનશાસ્ત્ર : શાસ્ત્રવિધાનની મર્યાદા

આ કડવામા અખો ૭ દર્શનો, ૭ ઉપદર્શનો અને એમના અનુયાયી એની વેશભૂષાનો ઉલ્લેખ કરીને એ ૭ દર્શનોના છન્નુ પાખંડ થયા છે અને વળી એના પણ ઉપભેદો થયા છે અને એમ એની વણઝાર ગામેગામ ચાલ્યા કરે છે એનુ વર્ણન કરે છે આ મતમતાંતરોમા સપડાયેલાઓ અંદર અંદર વાદવિવાદમા અને પોતાનો કક્કો ખરો કરવામા પોતાનુ સાર્થક્ય સમજે છે પણ જે ખરો સાધક છે તે આમા ફસાતો નથી એને તો બ્રહ્મજ્ઞાન સાથે જ નિસ્બત છે અખો કહે છે તેમ 'મત નોહે માહતને', એ તો મૂળ વિચાર જ પકડી લે છે આ બધી આળપંપાળ તો માયાની જ લીના છે

૫. જ્યારથ જ્યમ ત્યમ થયુ–સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા' (૧૪–૨૦) 'ઇમ યથાર્થ જ્યમ ત્યમ થયુ' અપૂરન અમથુ રહ્યુ–અપૂર્વ એવો બ્રહ્માનુભવ તો બાકી જ રહ્યો

૩. (૧) ન્યાય (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) યોગ, (૫) પૂર્વમીમાંસા અને (૬) ઉત્તરમીમાંસા—એ ૭ દર્શનોનો ઉલ્લેખ

૪. ૭ ઉપદર્શનોમા અખો (૧) શૈવ (૨) સાંખ્ય, (૩) મીમાંસા, (૪) ચાર્વાક, (૫) બૌદ્ધ અને (૬) જૈનનો સમાવેશ કરે છે આ વિશે નર્મદાશંકર મહેતા કહે છે 'શૈવ ઉપદર્શનમા તે પાશુપત મત ગણે છે, જે ખાસ વેદવાદી નથી, સાંખ્ય ઉપદર્શનમા તેણે સાત્વત અથવા પાંચરાત્ર વૈષ્ણવ મત ગણેલો હોવો જોઈએ મીમાંસકના પણ બે ભેદ છે કેવળ નિરીશ્વર કર્મવાદી, અને સેશ્વર મીમાંસક પહેલા ૭ આસ્તિક દર્શનોમા [કડી ૩ મા ગણ્યા–આ સુઝ્યભર્તા] જો સેશ્વર મીમાંસક ગણીએ તો નિરીશ્વર મીમાંસા ઉપદર્શનમા આવે ચાર્વાક, બૌદ્ધ અને જૈન—એ ત્રણ ઉઘાડા નાસ્તિક ઉપદર્શનો છે" ('અ કા'–૧ પૃ ૮૨) ચારુવાક–'ચાર્વાક' શબ્દ આ રીતે લખાયો હોય ચારુ જેની વાક છે તેવા—રૂડુ બોલનારા—એ કટાક્ષયુક્ત અર્થનો લાભ પણ 'ચારુવાક' રૂપને મળે છે

૫. "જટિલ–એ પાશુપત મતના છે મુંડિન–તે ત્રિદંડી સંન્યાસી છે, માલાધારી–શૈવો અને વૈષ્ણવો છે, વાનાગરડા શીશ વીટે–એ જટાધારી

સાધુઓ અથવા ગોસાંઈઓ છે; કંઠલિંગ શિવ ઉપદેશ—એ લિંગાયત અથવા વીરશૈવો છે." ('અ. કા.'—૧, પૃ. ૮૨—૮૩.) કરે ખંચન કેશ—કેશ ખેંચી કાઢે છે. જૈનયતિઓનો ઉલ્લેખ.

૬. પાખંડ છન્નું—સરખાવો કબીરની પંક્તિઓ :

"તે મુનિ રચિનિ ખંડ બ્રહ્મંડા,
છ દર્શન છાનબે પખંડા."

('અંતર જ્યોતિ શબ્દ યક નારી' પદમાં.)

૭. ફડસૂઆં—ફાડિયાં. જૂજુઆ—જુદા જુદા. ચાલ્ય ન મળે એક—એમના વચ્ચે એકમતી નથી.

૮. એમ ખટે દરશન ખટપટે—સરખાવો કબીરની પંક્તિ : 'ષટ દર્શન સબ શબ્દ કરત હૈ.' ('શબ્દહિ ગુરુ, શબ્દ સુનિ સિખ લે...' એ પદમાં.) મૂળ વિચાર—બ્રહ્મનો વિચાર.

૯. ખટ કોટ—છ કિલ્લાઓ, છ દર્શનોના છ ચોકા.

૧૦. માઈ—માતા, માયા.

૧૧. નિર્દાવે—દાવા વગર—મારું જ શાસ્ત્ર સાચું એવા અહંમૂલક દાવા વગર.

## કડવું ૩૦

## વિવિધ શાસ્ત્રમતોનું વૈતથ્ય–૧

વિવિધ શાસ્ત્રમતો જીવનું અસ્તિત્વ કોઈ ને કોઈ રૂપે સ્વીકારે છે પણ જીવ શાનો બન્યો છે એ વિશે વિચાર કરતા નથી. દેહની દષ્ટિથી તેઓ આગળ જતા નથી. આ રીતે સંસારના ભોગ ભોગવાય છે પણ મોક્ષનો વિચાર થતો નથી. આત્મતત્ત્વનો અસલ વિચાર થતો નથી. આત્માની ખોજ વગર નિર્વાણ શી રીતે મળે? વિવિધ શાસ્ત્રમતોનું વૈતથ્ય સંક્ષેપમાં અહીં બતાવાયું છે.

૧. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના કર્મવાદનું નિરૂપણ.

૩. જથે—જથાબંધ.

૪. પંડ—પિંડ, દેહ—પુદ્ગલ. પ્રૌઢ—પ્રૌઢ.

૫. આદ્ય ન કાઢી જીવની-જીવનુ મૂળ ન શોધ્યુ જત-જીવ ખપ-પ્રયત્ન

૬. જેમ વાસ અદરોઅદર ઘસાઈ અગ્નિ પેદા થાય તો તે આખા વનને બાળી મૂકે છે, તેમ આત્મજ્ઞાનનો ઉદય થાય તો બધી સાસારિક વાસનાઓ બળીને ખાખ થઈ જાય છે અને પછી જીવનુ અસ્તિત્વ રહેતું નથી

૭. પ્રત્યક્ષ કર્મના પ્રમાણ ઉપરથી જીવનું અસ્તિત્વ નક્કી કરવાની નૈયાયિકોની પદ્ધતિ

૯. યોગશાસ્ત્ર પ્રાણને કેળવવા ઉપર ભાર મૂકે છે, દેહ વગર પ્રાણ શી રીતે હોય એટલે દેહને સ્વીકારે છે, પણ જીવ વગર દેહ શી રીતે હોય એ રીતે જીવને સ્વીકારે છે પ્રાણ-દેહ-જીવ એ ત્રણેની સ્વીકૃતિ યોગમાર્ગમા છે પણ જીવ શાનો બનેલો છે, એનો નિયતા કોણ છે, કયા નિમિત્તે જીવ ઉત્પન્ન થયો છે, આદિ પાયાના પ્રશ્નો બાકી રહે છે 'સાચા' પછી પૂર્ણવિરામ જોઈએ

૧૦. પૂર્વમીમાસા યજનયાજન કર્મકાડની વાત કરે છે અને જીવ ન હોય તો સ્વર્ગના ભોગ કોણ ભોગવે એમ માની જીવનુ અસ્તિત્વ સ્વીકારે છે

## કડવું ૩૧

## વિવિધ શાસ્ત્રમતોનુ વૈતથ્ય-૨

આ કડવામા બીજા શાસ્ત્રો — વૈશેષિક, સાખ્ય અને વેદાત — ના મતો તપાસી તેમનુ વૈતથ્ય બતાવવામા આવ્યુ છે માયા જ એ બધામા રહેલી છે અને મૂળ વિચાર તરફ જવામા વિક્ષેપ કરી રહી છે

૧. વૈશેષિક મતવાળા જીવને જ વિશિષ્ટ માને છે જીવ વગર આ બધા વિવિધ વેષ હોઈ શી રીતે શકે ? — એમ તે પદાર્થોના ગુણોની વાત કરે છે (લેખા ગણે છે) જીવ પ્રત્યક્ષ છે તો એ જીવની હસ્તી ઉપર આવીને ઊભા રહે છે, જીવની ઉપેક્ષા કરી શકતા નથી પણ એથી આગળ પણ જતા નથી

૩. સાખ્યશાસ્ત્ર સૃષ્ટિના પદાર્થોની સખ્યા નક્કી કરે છે અને જીવનુ સ્વરૂપ બતાવે છે બ્રહ્મ એ તો માયા વડે સમલિત-શબલિત-રગાયેલુ છે અને કર્મભારને વહે છે

૪. માયાનો સંગ છૂટે તો કેવળ બ્રહ્મ જ દેખાય છે. માયા એને ઢાંકી દે છે અને વિક્ષેપ કરે છે એને કારણે પુરુષ આપત્તિ ભોગવે છે.

૬. જો ધર્મની બાંધે ધજા—જો, માયા કર્મફળવાળા ધર્મની ધજા બાંધે છે.

૭. રદે–હૃદય, રહસ્ય. અર્વાંચી–અર્વાચીનો. શાસ્ત્રોનો મૂળ મત તો ઉપર કહ્યા પ્રમાણે જ છે. પણ જે મતનો પોતે ઉપાસક હોય તે મતનો પોતે વિસ્તાર કરે છે.

૮. બધા મતોએ જીવને સ્થાપ્યો.

૯. દર્શનશાસ્ત્રોમાં સાંખ્ય અને વેદાંત કંઈક કામનાં હોય એમ અખાને લાગે છે. સાંખ્યને આંખ—જોવાની દૃષ્ટિ—છે, પણ અતિ અલ્પ ત્રીજી કડીમાં કહ્યા પ્રમાણે જીવના રૂપની અને કમભારની વાત કરવાને બદલે બ્રહ્મતત્ત્વ ઉપર જ ભાર મૂકે તો એ દૃષ્ટિ કામ આપી શકે. વેદાન્ત પણ માયા માયાના રટણથી છૂટે તો એ સાચો રસ્તો પામે.

## કડવું ૩૨
## સત્સંગ મહિમા

દર્શનશાસ્ત્રોના વિવિધ મતોનું સંક્ષિપ્ત બયાન કર્યા બાદ અખો સતનું મહિમાગાન કરે છે અને સત્સંગની અનિવાર્યતા ભારપૂર્વક સમજાવે છે. અહીં પણ અનુષંગે ભક્તિ ઉપર ભાર મુકાયો છે અને પરમાત્મા પ્રત્યેના અભિસરણમાં ઉત્કટતાની આવશ્યકતાનું મહત્ત્વ થયું છે.

૧. પસાય–પ્રસાદ, કૃપા.

૩. તરસ્યો માણસ જેમ પાણી વગર રહી ન શકે એ પ્રમાણે જ્યાં સુધી પરમાત્મા માટે ઉત્કટ ભાવ ન જન્મે ત્યાં સુધી એ મુમુક્ષુ પુંશ્ચલીતન જેવો—વંઠેલી સ્ત્રીના પુત્ર જેવો—છે, જેનું કોઈ રણીધણી થતું નથી—એ કોઈનો કહેવાનો નથી. અર્થાત્ સાધક નથી રહેતો સંસારનો કે નથી રહેતો ભગવાનનો.

૪. જેમ પાણીનો લેપ કરવાથી તરસ ન છીપે એમ ખરી સાધના કર્યા વગર ભગવાન મળે નહિ. એ માટેની પણ પળ હોય છે. ધૃતિયુક્ત સાધના ઉપર અખો ભાર મૂકે છે.

૮. જે મન કામ-ક્રોધ-લોભ-મોહ આદિના તાપથી બળી રહ્યાં છે તેને તો સંતજનરૂપી પર્જન્ય-મેઘ જ શાતા અર્પે છે. સંતની પરોપકાર-વૃત્તિ અને શામકતાનું કેવું આહ્‌લાદક ચિત્ર આપ્યું છે!

૯. જીવો એ તો મમતારૂપી ઘાણીએ જોતરેલા બળદ છે અને તે કાળના હાથમાં આવી પડ્યા છે એમ કહીને અખો સંસારના તાપમાં સિઝાતાં મનુષ્યોની વેદનાનું વેધક ચિત્ર આપે છે. પણ બીજી પંક્તિમાં તે સક્રિય આશા-વચન પણ ઉચ્ચારે છે કે સંતની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત થાય તો તેઓની નાથ એ કાપી નાખે છે, પછી ઘાણીના બળદની જેમ એમને ભવચક્રમાં ફરવાનું રહેતું નથી.

૧૦. જેમ સિંહની ગંધથી હાથીનું ટોળું પલાયન કરી જાય છે તેમ સંતના શબ્દ સાંભળતાં જીવનાં બંધન જતાં રહે છે. ખોડ-ક્ષતિ.

## પદ ૮

## ગુરુ-ગોવિંદની એકતા

આ પદમાં સંત અને સ્વામીની, ગુરુ ગોવિંદની, જ્ઞાની અને પરમાત્માની એકતા બતાવી છે. હરિ અને હરિજન અળગા નથી. પરમાત્મા જો નિર્ગુણ છે, તો એનું સગુણ સ્વરૂપ તે સંત છે. જેમ અગ્નિ વડે દીવો પેટાવવો હોય તો વાર લાગે છે પણ દીવા વડે દીવો જલદી સળગે છે એ પ્રમાણે ગુરુ વડે-જ્ઞાની સતની મદદથી-આત્મજ્ઞાનની જ્યોત સહેલાઈથી પ્રગટે છે અને ભગવાનની પ્રાપ્તિ જલદી થાય છે. સંત દૃષ્ટિઉપદેશ આપે છે— આચાર દ્વારા જ અનુભવમાં ગતિ કરાવે છે—गुरोऽस्तु मौनं व्याख्यानम्. આવા તત્ત્વવેત્તામાં પરમાત્મા પ્રત્યક્ષરૂપે રહ્યો હોય છે. જેમ સોનું અને કુંડળ તત્ત્વતઃ એક જ છે, તેમ જ્ઞાની અને પરમાત્માનું સ્વરૂપ સમજવું. આવા સંતને જે ભજશે તે દ્વૈત દેખી હરખાશે નહિ. અદ્વૈતમાં એની સહજ-સ્થિતિ થશે.

## કડવું ૩૩

## સંત અને અસંતનો ભેદ : સંતનો મહિમા

સત્સંગનું મૂલ્ય ઘણું મોટું છે ભગવાન સાથે પૂર્ણ એકતામાં એ મૂકી આપે છે, અને દિવસે દિવસે આત્માનુભવ વધતો જાય છે સતજનની ખૂબી એ છે કે તે સાધકને પોતાના જેવો કરી દે છે મેઘ વર્ષે છે ત્યારે એ વહેરોવંચો કરતો નથી, તેમ સતજનની કૃપાનું અમીવર્ષણ પણ સર્વત્ર સરખુ જ થાય છે એના વરસવાથી અઢારે ભારની વનસ્પતિ ફૂગે છે પણ વર્ષાઋતુમાં જ જવાસાનો છોડ સુકાઈ જાય તો એમાં મેઘનો શો વાંક ? મેઘ તો મનતક વરસે કે પણ એ જે સહેજ પણ પી શકે નહિ તો એમાં મેઘ શું કરે ? એ પ્રમાણે અસત સતગુરુનો સંગ કરવા જાય તો ધાર્યું પરિણામ આવતુ નથી માયા છોડવી એને માટે મુશ્કેલ બને છે અને એ ભ્રમ પડાવે જ છે ત્રણ ઉદાહરણો આપી અખો સ્ફુટ કરે છે કે હરિની કૃપા હોય તો જ જીવને સમું પડે છે–સત્સંગ તેને વાભદાથી નીવડે છે

૧. આવો–દૂરનો, ઊંડો ઘન ઘન–દિવસે દિવસે ભિન્નાભિન્ન–પરમાત્માથી પોતે ભિન્ન છે અથવા અભિન્ન છે એવો અભિનિવેશ સહજ બ્રહ્મભાવ વિનમી રહે એ અર્થ છે.

૨. ભિન્ન–ભેદ વસ્તે–વસ્તુમાં, પરબ્રહ્મમાં

૪. વહેરો–આતરો, ભેદભાવ નીત–નીતિ

૫. ભાર અઢાર–અઢાર જાતની વનસ્પતિ

૬. જવાસા–એક જાતનો કાંટાળો છોડ, જે ઉનાળામાં ખીલે છે અને ચોમાસામાં કરમાય છે રુત–ઋતુ ટાક–પૈસાભાર

૭. મેવ–મેઘ

૮. વાસીએ–સુગંધિત કરીએ

૯. જાગ–જગ્યા

૧૦. આક–આકડો પનારા–ખાખરો

## કડવું ૩૪

# સત્સંગ માટેની આરત : સંતની કૃપા

આ કડવામા અખો સત્સગ કરવામા ઢીલ ન કરવાનુ કહે છે સ સગ વડે જ પરમાત્મા મળે છે પરમાત્મા સાથે એવો અભેદ અનુભવીને જ જીવન જીવવુ જોઈએ અને એવી અધ્યાત્મની ચાવી–આત્મજીવનની કળા–સ તોના સગથી હાથ લાગે છે આમ, સત્સગનો યોગ્ય મહિમા કરવા છતા અગત પુરુષાર્થનુ મહત્ત્વ અખો ઓછુ આકતો નથી છીપનુ ઉદાહરણ આપીને એ વસ્તુ તે સ્ફુટ કરે છે સમુદ્રના તળિયે પડેલી છીપમા જો ખરી રતિ– તાલાવેલીવાળો પ્રેમ–ઊપજે તો તે જગમાથી બહાર આવે છે અને એની આરતની ઉત્કટતા મેઘને એની તરફ ખેચી લાવે છે એમા જો મેઘના બિદુ પડે તો મહામનોહર મોતી નીપજે છે પણ જો એ સમુદ્રમાથી બહાર જ ન આવે તો ઠાલી ને ઠાલી જ રહે છે। એ પ્રમાણે જે હરિ–હરિજનને (બને એક જ છે એવો અખાનો દૃઢ પ્રત્યય છે) સેવતો નથી તે હરિને પામી શકતો નથી હરિને પામવા માટે છીપ જેવી નિર્મળતા અને સાચી આરત જોઈએ એમ અખો કહે છે સર્પ જેવા અપાત્રમા પડેલુ સ્વાતિબિંદુ મૌક્તિકને બદલે, ઝેર નીવડે છે સતના વચનમા વિશ્વાસ રાખી નિર્મલ બુદ્ધિએ હરિને સેવીએ તો નિર્મલ જ્ઞાન મળે કુજડી દૂર રહી સ્નેહચિતવન દ્વારા બચ્ચાને ઉછેરે છે એમ ગુરુ પણ સાધકને સહાય થાય છે

૧. સીઝે–સિદ્ધ થાય જીવીજે–જીવીએ (જૂની ગુજરાતીના ઝૌવિજ્જઇ ૨૫ ઉપરથી)

૬. ગ્રત–મૃત્યુ બિદ–બિદુ અહિ–સાપ નીમડે–નીવડે

૭. વાકુ ગ્રહે ખન બુધ્ય વડે — ખન (માણસ) બુદ્ધિ વડે વાકુ સમજે પાત્રયોગે ભતુ ભૂડુ —સતનો ઉપદેશ પાત્ર અનુસાર ભનો કે ભૂડો થાય છે ક્ષેત્રનો વહેરો પડે–જે ક્ષેત્રમા, જે પાત્રમા સતનો ઉપદેશ પહોચે છે તેને લીધે પરિણામમા તફાવત પડે છે

૯–૧૦. કુજડી ઈડા મૂકીને દૂર જઈને ચારો ચરે છે પણ એની સુરતા –ધ્યાન તો એ ઈડામા જ હોય છે, પરિણામે ઈડા દૂર રહ્યે રહ્યે પણ સેવાય છે અને બચ્ચાં ઊછરે છે એ પ્રમાણે જેનુ મન ગુરુના ચરણમા લાગેલું છે તેને ગુરુકૃપા મળે જ છે અને આવા સમજણાને એ ગુરુકૃપા હરિનો ભેટો કરાવે છે

# કડવું ૩૫
# સંત સેવવાનું ફળ

સંતને સેવવાથી બધા પ્રકારના સુખો મળે છે, જન્મમરણનો ફેરો ટળે છે અને સાંસારિક સુખદુઃખનાં દ્વન્દ્વો પીડી શકતાં નથી. હૃદયમાં અહર્નિશ ભગવાનનો વાસ રહે છે ભક્તને ભગવાન દુર્લભ છે, તો ભગવાનને પણ સાચો ભક્ત મળવો દુર્લભ છે. કેટલાક ધર્મ, અર્થ, મોક્ષ અને કામ એ ચારે પુરુષાર્થોની સિદ્ધિ અર્થે ભગવાનને ભજે છે આવી સકામ ભક્તિ પણ હોઈ શકે છે, પણ ભગવાનને તો નિષ્કામ ભક્તો વિશેષ પ્રિય છે આવી અહૈતુકી ભક્તિનો અખો મહિમા કરે છે. તે એને 'બ્યાશીમી' ભક્તિ કહે છે. આવા સંત–સદ્‌ગુરુ મળવા એ પણ પરમાત્માની કૃપા જ લેખાય. એમના સત્સંગથી પરમ પ્રાપ્તવ્ય–જીવબ્રહ્મ એકતા–સુલભ થાય છે. આ 'અખેગીતા' ગ્રંથમાં એનું જ રહસ્ય આપ્યું છે

૨. મન ન લાગે બીજે ભામેજી—મન બીજી ભમણામાં–માયાના ભ્રમમા જતું નથી ધામે–ધામમાં.

૩. જેમ ભક્તને ભગવાન વહાલા છે તેમ ભગવાનને ભક્ત પ્રિય છે. ભગવાન ભક્તના હૃદયનો આશય જાણીને ભક્તના હૃદયમા જ હમેશાં રહે છે–એ ધામ (ભક્તનું હૃદય) તે છોડી શકતા જ નથી !

૪–૫. સરખાવો ગીતા (૭.૧૬–૧૭)

> चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
> आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
> तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
> प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

૬. જે કરે તે જ જાણી શકે એવી બ્યાશીમી ભક્તિ તો અણુયોગીની છે અહીં ધ્યાન કરનારો અને જેનું ધ્યાન કરાય છે તે બન્નેનો અવકાશ રહેતો નથી—એક તત્ત્વ જ રહે છે. 'બ્યાશીમી ભક્તિ' વિષે ન દે મહેતા કહે છે : "એકાશી પ્રકારની ભક્તિનો ઉલ્લેખ ચિત્તવિચારસંવાદમાં ૩૯૦મી કડીમાં આવે છે એકાશી પ્રકારની ભક્તિ સગુણ પરમેશ્વરની છે, અને બ્યાશીમી નિર્ગુણ પરમેશ્વરને લગતી છે. મૂળ ભક્તિ અથવા પરમેશ્વર સંબંધની પ્રીતિના પ્રકાર નીચે મુજબ ત્રણ પડે છે :—(૧) સાત્ત્વિક, (૨) રાજસ,

(૩) તામસ. આ ભેદ અધિકારીના ચિત્તના સ્વરૂપ ઉપર બંધાયેલા છે. સાત્ત્વિક મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ પ્રયોજન અર્થે કરે છે : (૧) કર્મના ક્ષયને અર્થે, (૨) પ્રભુની પ્રીતિ મેળવવા અર્થે, (૩) ઈશ્વર ભજનીય છે એવા વિધિવાક્યને વશ વર્તવા અર્થે. રાજસ મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ હેતુ સિદ્ધ કરવા કરે છે : (૧) ઇષ્ટ વિષયની પ્રાપ્તિ અર્થે, (૨) યશને અર્થે, (૩) ઐશ્વર્યને અર્થે. તામસી મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ પ્રયોજન અર્થે કરે છે: (૧) અનિષ્ટ પ્રાણીની હિંસા અર્થે, (૨) દંભને અર્થે, (૩) માત્સર્ય વડે અથવા પોતાની બીજા કરતાં સરસાઈ કરવા અર્થે. આ નવ પ્રકારની ગુણ-ત્રયવાળી ભક્તિના શ્રવણ[૧], વંદન[૨], કીર્તન[૩], પાદસેવન[૪], અર્ચન[૫], સ્મરણ[૬], દાસત્વ[૭], સખ્યત્વ[૮] અને આત્મનિવેદન[૯]—એવા ભજનના નવ પ્રકાર સાથે મેળવતાં ૯×૯=૮૧ પ્રકારની ભક્તિ થાય છે. આ સર્વ પ્રકારો અપરા ભક્તિના છે. બ્યાસીમી ભક્તિ પરા, અથવા સહજ રતિ રૂપ છે, અને તે પરમેશ્વરના આનંદસ્વરૂપ સાથે અખંડ જોડાયેલા રહેવાની ઉત્કટ ભાવના છે. તેને અખંડ 'વિરહવેદના' તરીકે અખો ઘણે સ્થળે વર્ણવે છે." ('અ. કા.'–૧, પૃ. ૮૩–૮૪).

૯. ભેદ–રહસ્ય

૧૦. તે નર૦–તે પુરુષનો જીવભાવ તત્ક્ષણ નાશ પામે.

## કડવું ૩૬

## અદ્વૈતપદ : વાચાતીત વસ્તુવિચાર

આ કડવામાં વાણીની પાર રહેલા પરબ્રહ્મનો અને એની સાથેના અદ્વૈતનો વિચાર રજૂ થયો છે. 'અખેગીતા'નું હાર્દ પણ એ જ છે. એ સિવાયનું સઘળું તો વાગ્જાલ છે. સંસાર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્થ પુરુષાર્થ-વ્યવસ્થા; ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ કાલગણના; બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત એ ચાર આશ્રમો; અંડજ, ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, જરાયુજ એ ચાર પ્રકારનાં પ્રાણીઓ અને ચોરાસી લાખના તેમના આવાગમનના ફેરા; સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોક અને દશે દિશાઓ—આ સઘળું વંધ્યાસુતની વાત કરવા સમાન છે. એ જ પ્રમાણે જન્મ, મૃત્યુ, દેહકર્મ, ગુણવ્યવસ્થા, મંત્ર-જંત્ર ને યજન યાજન, દાતા-ભોક્તા,

દશકાલ ને કર્મઈત એ સઘળુ પણ વખ્યાસુતને આકાર આપવા જેવુ છે વાસ્તવિક રીતે આમાનુ કાંઈ નથી શિવતત્ત્વ તો જ્યમનું ત્યમ છે એ કશાથી લેપાતું નથી અખો એથી કરીને જે મૂળ વસ્તુ-બ્રહ્મ-છે તેનો વિચાર કરવાનું કહે છે, જેથી જીવભાવને લેશમાત્ર અવકાશ રહે નહી ન દે મહેતા આ કડવામા "'અખેગીતા'ની 'મોક્ષદાયિની બ્રહ્મવિદ્યા'ની તિજોરી તેની અદ્વૈતનિધિ"નું વર્ણન છે એમ કહે છે

૧. એ ગીતા-અખેગીતા

૨. વાच्य-વાણી મનના મત ગોત્યા બહુ-વિવિધ શાસ્ત્રમતો ઉચ્ચાર્યાં

૩. ચહેન-ચિહ્ન, લક્ષણ

૪ અડજ-ઈંડામાથી જન્મેલુ ઉદ્‌ભિજ્જ-વનસ્પતિ સ્વેદજ-સ્વેદ-પરસેવા-માથી થયેલા જીવજતુ જરાયુજ-જરાયુ-ઓર-માથી જન્મેલુ

૮. થાપ-સ્થાપના મિથ્યા પુરુષનો દેહ-વખ્યાસુત જેવા અવાસ્તવિક પુરુષનો દેહ

૧૧. સ્થન-જગ્યા, અવકાશ જ્યમ છેo —એ શિવતત્ત્વ તો જેમ છે તેમ જ છે, એવો અનુભવ સતને પોતાને સહજસ્ફુરણરૂપે થાય છે

## પદ ૯

## અદ્વૈતપદવર્ણન

અગાઉના કડવાનુ જ અનુસધાન આ પદમા છે બ્રહ્મ-ચિત્-હમેશા જ્યમનુ ત્યમ છે ઉપનિષદની જેમ નિષેધવાચક વાણીથી જ એને શબ્દમા વર્ણવી શકાય છે ત્યા પહોચ્યા પછી પાછા આવવાપણુ નથી ત્યા સ્થન વગરની સ્થિરતા અને ઇચ્છનાર કે ઇચ્છા કશુ નથી એ નિવાસ એવો છે કે જ્યા કોઈ જ્ઞાતા, જ્ઞાન કે જ્ઞેય નથી અને જ્યા વાણી પહોચી શકતી નથી લક્ષાલક્ષ નથી, કેવળ સાઈ-ગુરુ-ગોવિંદ-નો નિરતર બ્રહ્મવિલાસ જ છે

૨. તાઈ-ત્યાંહી તે જ, એને જ

૩. જાતાયાત-યાતાયાત જવુ-આવવુ, અવરજવર

૪. ગીરાઈ-ગિરા, વાણી

## કડવું ૩૭

# યથાવત્ અનંત બ્રહ્મનો મહિમા

બ્રહ્મ અનંત છે, એનો મહિમા વર્ણવ્યો જાય એવો નથી. જેમ સાગરનું થોડું પાણી કિનારા ઉપર આવે અને ત્યાં મીઠું જામે તો સાગરનું પાણી કાંઈ ઓછું થતું નથી એ પ્રમાણે જગત આખું જગદીશ–બ્રહ્મ–માં છે જગતની ઉત્પત્તિ, સ્થિતિ જણાય છે ખરી, પણ એથી બ્રહ્મમા કંઈ વધઘટ થતી નથી, એ ઉપરના–સાગરના–દૃષ્ટાન્તથી સ્પષ્ટ છે મન એની હદથી–મર્યાદાથી આગળ જઈ શકે તો અખિલ બ્રહ્માંડના સ્વામીની મોટાઈ સમજી શકે આ મહાપદમાં સ્થિતિ કરીને મનુષ્ય જુએ તો બ્રહ્માંડને સ્થાને અણુ પણ દેખાતુ નથી, તો પછી પિંડ–જીવ–નું અસ્તિત્વ એ ક્યાથી જોવા પામે? સર્વત્ર એક જ તત્ત્વ અનુભવાય છે જેમ આકાશમા આઘે ગયેલા મનુષ્યને પૃથ્વીના અંકુરો દેખાતા નથી, તેમ જે સંત આકાશઆઘેરા વર્તે છે, અનંત બ્રહ્માનુભવ પામ્યો છે, તે પિંડ બ્રહ્માંડથી સ્વતંત્ર થઈને તેમને બ્રહ્મમાં લય પામતા જુએ છે.

૧. જમાય—જામે. બાધે–બધે પાઠાતર· ‘બાધો’–બધો ‘બાધો’– બાંધ્યો–મર્યાદામા ન ધાયેલો સાયર–સાગર

૨. મોટમ–મોટપ. ઓછમ–ઓછપ

૩. સાગરનુ પાણી કિનારા ઉપર આવે અને મીઠું જામે તો તેથી સાગરનું પાણી ઓછું થતુ નથી, એને કાઈ જાન–નુકસાન નથી બ્રહ્મના સહજ ઐશ્વર્યમાથી જગતની ઉત્પત્તિ અને સ્થિતિ થાય તો તેથી બ્રહ્મ તો અવિકારી અને નિર્લેપ જ રહે છે

૫. સુરતે–ધ્યાનાવસ્થામા

૬. પાખે–પખે–સિવાય મોટા અનુભવ થયા વગર બુદ્ધિ તો કાંઈનું કાઈ કહે છે, બુદ્ધિના ખુલાસા ગેરરસ્તે દોરનારા છે બુદ્ધિના કરણની મર્યાદા અખો બતાવે છે

૭. મોરે–પૂર્વે, આગળ

૧૦. અંકોર–અંકુર

## કડવું ૩૮

## અક્ષરાતીત આનંદપદ

અનંત બ્રહ્મની મહત્તા વાણીમાં આવી શકે એમ નથી. તે શરીર કે મન નથી. તે નીચું કે ઊંચું, પાસે કે દૂર નથી. બ્રહ્મ તો સદા સર્વદા સમ્યક્ સ્થિતિમાં જ છે. સર્વત્ર પૂર્ણ બ્રહ્મ વિલસે છે. વસ્તુતઃ જગતનું અસ્તિત્વ જ નથી. બ્રહ્માંડમાં ઉદય-અસ્ત, દિવસ-રાત, મરણ-જીવન વગેરે જણાય છે. પણ બ્રહ્મ તો અનિર્વચનીય છે. તેને વચન-વાણીથી કેમ વર્ણવાય! આ તો અક્ષરાતીત પદ છે. સહજ ભાવે બ્રહ્મ તો જ્યમનું ત્યમ છે. એમાં ફરી વધઘટ થતી નથી. અહીં જ્ઞાતા, જ્ઞાન કે જ્ઞેય નથી. છે કેવળ પૂર્ણતા. સંતજનને આની સમજ છે.

૧. મહતા–મહત્તા. કાયે–શરીરે.

૨. કહણહાર–કહેનારો કહેવું–કથન.

૩. જો મધ્યમાં કોઈ પદાર્થ હોય તો એનાથી અમુક દૂર અને અમુક નિકટ એવો ખ્યાલ થઈ શકે, પણ જે નિરંતર છે તેની સ્થિતિ હમેશાં એકસરખી જ છે વસ્તુ વિચાર્યે એ અશો–સરખાવો નરહરિકૃત 'જ્ઞાન-ગીતા' (૧૧–૧૫):

'વસ્તુ વિચારે વસ્તુ થઈએ.'

૪. પરઠણહાર–નક્કી કરનાર પ્રઠવું–પરઠવું, નક્કી કરવું.

૫. ચક્રાતીત ચિતજ્યે થકે–આપણા શરીરમાં ૭ ચક્રો છે: (૧) મૂલાધાર, (૨) સ્વાધિષ્ઠાન, (૩) મણિપુર, (૪) અનાહત, (૫) વિશુદ્ધ, (૬) આજ્ઞા. "પ્રપંચનો સર્વ વિલાસ આ ચક્રમય ચિતિશક્તિની ઉપાસનાથી સમજાય છે. પરંતુ પ્રપંચથી પર વસ્તુનો અનુભવ આ ૭ ચક્રોથી પર ભૂમિકામાં એટલે બ્રહ્મરંધ્રાદિ આકાશસ્થાનમાં થાય છે એવું અખાનું કહેવું છે."
— ન. દે. મહેતા ('અ. કા.'–૧, પૃ ૮૪).

૧૦. વેણ–વચન. વિનાય–વિના, વગર.

## કડવું ૩૯

# બ્રહ્મવેત્તા સદ્‌ગુરુનો મભાવ

બ્રહ્મવેત્તા સદ્‌ગુરુના પ્રભાવથી મનુષ્ય ભવસાગર તરી જાય છે. આ સદ્‌ગુરુ-સંત દેહધારી જેવા લાગે છે પણ એમની સ્થિતિ તો અનંત બ્રહ્મમાં જ હોય છે. સદ્‌ગુરુના સમાગમથી માયાની જંજાળમાં અટવાતું મન સ્થિરતા પામે છે. શરદના સ્વચ્છ આકાશ અને નીતર્યાં નીર સમું એ નિર્મલ બને છે. મનુષ્યના હૃદયની ગ્રંથિઓ છૂટી જાય છે, માયાનો મૃગજળ જેવો પ્રપંચ શમી જાય છે અને જીવ અને પરમાત્માનું અદ્વૈત અનુભવાય છે. અર્થાત્ સદ્‌ગુરુ-પ્રતાપે જીવ અને શિવનું, નર અને નારાયણનું પૂર્ણ અદ્વૈત રચાય છે.

૧. અણુચર્ચ્યું-વાણીગમ્ય નહીં એવું પરમાત્મતત્ત્વ-બ્રહ્મતત્ત્વ. ગુણ૦-ત્રણે ગુણોની લીલાનો અને નિર્ગુણ બ્રહ્મતત્ત્વ વચ્ચેનો ભેદ એ પારખી શકે છે.

૨. પ્રાયે નહીં તેનો પ્રભાવ શાનો ?-જેનું અસ્તિત્વ સંભવતું નથી, તેનો વળી પ્રભાવ કેવો ?

૪. મરીચી જલવત-મૃગજળ સમાન.

૫. રંચ-થોડો.

૬. ધંધ-ધમસાણ, ધમાલ, જંજાળ.

૮. જ્યમ શરદકાળે-સર૦ અખાકૃત 'અનુભવબિંદુ', કડી ૧૫; ઉપરાંત નરહરિકૃત 'જ્ઞાનગીતા' (પદ ૯-૩):

"જ્યમ શરદકાળે નીર નિર્મલ આકાશ શોભે અતિ ઘણું."

૧૦. વંદનીક-વંદનીય, પૂજ્ય.

## કડવું ૪૦

# 'અખેગીતા'ની ફલશ્રુતિ

આ છેલ્લા કડવામાં 'અખેગીતા'ની ફલશ્રુતિ, 'અખેગીતા'માં નિરૂપાયેલા વિષયો, એનાં કુલ ચરણ અને રચના-સમય આપવામાં આવ્યાં છે. આ પુસ્તકમાં પરમાત્માએ પોતે જ પોતાનું વર્ણન કર્યું છે, અને રચયિતા (અખો) તો નિમિત્ત માત્ર છે એ જાતનું નિરૂપણ આ પુસ્તકના કથયિતવ્યને અનુરૂપ જ છે એ નોંધવું જોઈએ. ગ્રંથારંભનાં વચનો સાથે એ રીતે સંવાદ પણ સધાયો છે.

૧. અણ-આયાસે-પ્રયત્ન વગર, સહજ રીતે.

૪. મોહ-નિશાને–મોહરૂપી રાત્રિને. દિનમણિ છે અખેગીતા–સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા' (પદ ૧૭–૬)·

"જ્ઞાનગીતા રાગ હયો એ."

૫. 'અખેગીતા'માં નિરૂપાયેલા વિષયોનો કર્તા ઉલ્લેખ કરે છે: (૧) જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, (૨) માયાપ્રપંચને નીરખવાની દૃષ્ટિ, (૩) જીવન્મુક્ત અને મહામુક્તના લક્ષણો અને (૪) પુષ્ટિ–પરમાત્માનો અનુગ્રહ

૬. સરખાવો अमृतस्यैष सेतु । (મુંડકોપનિષદ ૨–૨–૫)

૭. બિરદ–પ્રતિજ્ઞા, વચન

૮. બાર ઊણાં પાંચસે—૪૮૮. દરેક કડવામાં ૧૧ કડી (૪૦મામાં ૧૨) હોઈ ૪૦ કડવાની કડીઓ ૪૪૧ તેમાં ૧૦ પદની કડીઓ ૪૪ ઉમેરાતાં કુલ કડીસંખ્યા ૪૮૫ થાય છે ત્રીજા પદના ધ્રુવની જુદી કડી લેખતાં સંખ્યામાં એકનો વધારો થાય અને કુલ સંખ્યા ૪૮૬ થાય તેમ છતાં ૨ ખૂટે છે, જેનો ખુલાસો આપી શકાતો નથી 'અખેગીતાના ચરણ'માં ચરણનો અર્થ પંક્તિ નહિ પણ કડી કરવાનો રહે લહિયાઓ સંસ્કૃત ગ્રંથનું માપ શ્લોકના માપ ઉપરથી (એટલે કે એક શ્લોકના ૩૨ અક્ષર ગણીને) કાઢતા, તે પ્રમાણે જો બે લીટીનું 'ચરણ' લેખવામાં આવતું હોય તો કડવાના આરંભની ચાર પંક્તિના બે ચરણ થાય અને એ રીતે ૪૦ કડવાના ૪૮૧ 'ચરણ' અને ૧૦ પદોના ૪૪ 'ચરણ' મળીને કુલ ૫૨૫ 'ચરણ' થાય, જે ગ અને ઘ પ્રતના 'પચીસ આગળા પાંચશે(હે)' પ્રમાણે છે

૧૧. પૂરણ બ્રહ્મ પ્રકાશ—સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા' (પદ ૧૫–૨૦) "હવો પૂરણ બ્રહ્મ પ્રકાશ"

૧૨. અખાને શિર નિમિત્ત દેશ—સરખાવો નરહરિકૃત 'જ્ઞાનગીતા' (પદ ૧૪–૨૦) "નરહરીને તે નિમિત્ત દીધું"

## પદ ૧૦

## પરબ્રહ્મનો અભિનવ આનંદ

પરમાત્મસાક્ષાત્કારના અભિનવ આનંદનું આ ઉલ્લાસગાન છે અગોચર હતું તે હવે ગોચર બન્યું, એનો આનંદ અખો ગાય છે પણ તે પોતે તો એની જાણે કે સ્તુતિ જ કરે છે। જેની આગળ મન અને વાણી થભી જાય એવા પારમાર્થિક અનુભવને અખાએ ગંભીર લય–હિલ્લોળમાં ઉતાર્યો છે. અનાયાસ શબ્દપસંદગી–ઉચિત સ્વરવ્યંજન સંકલના દ્વારા એ અનુભવને વ્યક્ત કર્યો છે

૮. સરાહો–પ્રશંસા, વધામણી, આનંદોત્સવ

# મહત્ત્વના શબ્દોનો કોશ

[શબ્દના ઉપયોગના સ્થાનનિર્દેશો બધા જ આપ્યા નથી.]

અર્ક–સૂર્ય. ૧૨·૮, ૨૮·૮
અખેપાત્ર–અક્ષયપાત્ર ૨·૬
અગોચર–ઇન્દ્રિયોથી ન જણાય તેવું પદ ૧૦ ૧
અચવ્યો–અચર્વિત, ન કહેલો ૧૮·૭
અજ–બ્રહ્મા ૫ ૭, ૭·૧
અજા–માયા પદ ૩·૩, ૧૯·૬, ૨૦·૧૦, ૨૨·૯, ૨૨·૧૦, ૩૧·૫
અજાપતિ–માયાનો પતિ, બ્રહ્મ પદ ૧૦·૨
અણુચ-યુ–ન કહેવું, બ્રહ્મ ૨૨ ૧, ૨૭·૬, ૩૯·૧
અણુછતા–જેનું અસ્તિત્વ નથી તેવા ૧૨ ૯, ૧૪·૪, ૨૬ ૮
અણુલિંગ–લિંગ વગરનું, બ્રહ્મ ૨૧·૨, ૩૫·૬
અણુનંગી–અણુલિંગી ૧૫ ૮
અણુહૂતો–જે થયો નથી તે ૨૪ ૯
અદ્બદ–અદ્ભુત, અલૌકિક, પરમતત્ત્વ ૩૮·૫
અધ્યાસ–મિથ્યા આરોપણ ૧૬·૫
અધ્યારોપ–આરોપણ કરવું તે ૧·૨
અધિષ્ઠાન–સ્થાન ૧૯·૧૦, ૨૨·૩
અનોપમ–જેની ઉપમા ન આપી શકાય તેવું, સુંદર પદ ૪·૪

અપત્ય–સંતાન. ૮·૧૦
અમલ–મલ વગરનું, પવિત્ર ૧૭·૩
અરૂ–પાસે ૨૩ ૬
અહર્ષણી–સૂર્ય. ૨૮·૬
અહિ–સાપ. ૩૪·૬
અવાચ્ય–વાણીમા ન ઊતરી શકે તેવું ૧૭·૧૧; પદ ૬ ૫, પદ ૭ ૨
અર્વાકી–અર્વાચીનો ૩૧ ૭
અવેવ–અવયવ ૩૯·૭
અહંકૃત–અહંકૃતિ, અહંકાર ૨૨ ૩, ૨૨·૪, ૨૨·૧૦
અંકોર–અંકુર ૩૭·૧૦
આંક–આંકડો ૩૩·૧૦
આચારજ–આચાર્ય. ૨૬·૯
આજ્ય–ઘી ૧૨ ૫
આદર–આરંભ, પ્રયત્ન ૨૭·૯
આદરે–આરંભે ૧૦ ૫
આદર્યો–પ્રયત્નશીલ થયો ૧૦·૩
આપન્યા–જ્ઞાતા ૯·૬
આપાપર–પોતે અને અન્ય ૧૪ ૪, ૧૫·૨, પદ ૯·૧, પદ ૯·૨, ૩૮·૯, પદ ૧૦·૭
આપોપું–પોતાપણું, સ્વરૂપત્વ ૪·૮; ૧૦·૧, ૧૩·૧, ૧૫·૯
આફણી–પોતાની મેળે ૨૨·૩
આમય–રોગ ૩૯·૯

આરત–આર્તિ ૯·૧
આશે–આશય ૧૪·૨; ૧૮·૧, ૩૫·૩
આસ્ત્ય–અસ્તિભાવ,આસ્તિકતા ૨૬·૯; ૨૭·૫
ઓપમા–ઉપમા ૨૩·૫, ૨૩·૬
ઇન્દ્રજાલ–જાદુગરની કળા ૬·૪
ઉછાંછિયો–ઓછાયો ૨૦·૨
ઉદ્‌ભિજ્જ–વનસ્પતિ ૩૬·૬
ઉલાળો–ઉછાળો ૧૨·૧
ઊકાસ–અવકાશ ૧૪·૬
ઊધતી–મર્યાદા મૂકી ૮·૮
ઊર્ણનાભ–કરોળિયો ૭·૫
ઊરણ્યા–ઊન, જાગ ૭·૫
કરતાકાર્નેતા–કર્તા કે કારયિતા, કરતા કારવતા ૩૧·૫
કરસણ–ખેતી ૮·૬
કરસણી–ખેડૂત ૮ ૬
કવીતા–કવયિતા, કવન કરનાર ૨·૧
કંચુલી–કાચળી ૧૩ ૮
કિરણી–સૂર્ય. ૨૪ ૧૦
કીરત્ય–કીર્તિ ૫·૧૦
કુરરી–ટિટોડી ૨·૪
કૂપચક્ર–કૂવાનો રેંટ ૬ ૬
કસાણ–કૃશાનુ, અગ્નિ ૨૫ ૬
ખટ્‌દર્શન–છ દર્શન ૨ ૧, ૨૪·૮
ખદ્યોત–આગિયો ૨·૨
ખપ–પ્રયત્ન ૩૦·૫
ખામે–ખામણામાં ૩૫·૧
ખેપ–સફર, મુસાફરી ૩૨·૪
ખેરી–ઘેરા ૫·૩
ગનિત–ગળેલ, નમ્ર ૨·૭
ગલિતપણે–નમ્રતાથી ૨·૯
ગારડી–ગારુડી, મદારી ૧૯·૨
ગેહેન–ગેન ૫·૧૧, ૩૨·૨; ૪૦·૧
ગોટકા–ગોટીઓ ૬·૪
ઘનસાર–કપૂર. ૨૧·૭
ઘણ–કાઠનો કીડો ૯·૭
ઘધોલિયા–નાનાં ઘર. ૮·૧૦
ચગવણે–હાનેયાવે ૨૪·૧૦
ચળેવળે–ચાલેહાલે, હિલચાલ કરે ૧૩·૩
ચનણુવચણુ–હલનચલન ૧૩·૮, ૧૯·૩
ચહેન–જુઓ, 'ચેહેન' ૩૬·૩
ચત–ચિત્ત ૫૬ ૨·૧
ચ્યત–જુઓ 'ચંત' ૧૧·૧૧
ચારુવાક–૧ ચાર્વાક, ૨ મીઠી વાણીવાળા ૨૯·૪
ચીતની–ચિંતન કરી ૧·૧
ચેહેન–ચિહ્ન ૨૮·૧, ૨૯ ૪
ચોજ–વ્યગ્ય, રહસ્ય (?) ૨·૮, ૫૬ ૭ ૩
ચાહીન (સ્રીલિંગ)–ચિહ્ન ૧·૮
જલ્પના–બડબડાટ ૨૪ ૪
જથાબંધ–અકબંધ ૭·૧૦
જથારથ–યથાર્થ ૨૯ ૨ ૩૪·૭, ૫૬ ૧૦ ૫
જથે–અકબંધ ૬·૩
જનૂઆ–જન, મનુષ્ય ૫૬ ૫ ૩
જરાયુજ–ઓરમાંથી જન્મેલ ૩૬·૬
જવન–પવન, ખાટકી ૫ ૫, ૫·૭
જવાસા–ઉનાળામાં થતો કાંટાળો છોડ ૩૩·૬

જાજુલ્યમાન–જાજૂવલ્યમાન ૨૫·૩
જાડેરો–વધુ જાડો, હષ્ટપુષ્ટ ૨૦ ૮
જાણુ–જ્ઞાન. ૧૮·૭
જાણુનહારો–જાણુનારો, પરમાત્મા ૧૩ ૨
જાતાયાત–અવરજવર પદ ૯ ૩
જાન–નુકસાન ૪·૧૦, ૩૭ ૩
જાન ને માલ–જવાબાની માળા (?), જાણુ અને ઘરનો માગ (?) ૧૦·૯
જુક્ત્ય–જુક્તિ ૨૬·૯
જુગમ–યુગમ, જોડકું. ૧·૩
જુગતે–યુક્તિપૂર્વક, ઔચિત્યથી ૨·૧
જૂજૂઆ–જુદા જુદા. ૨૯·૭
જોગવે–મેળવે, ચલાવે ૧૨ ૯
ઝળકયો–પ્રકાશ્યો ૨૫ ૬
ઝાતકાર–ઝગાહળા ૨૫ ૬
તકીઆ–આશ્રયસ્થાન વિસામો પદ ૭ ૩
તક–ઝારા ૧૨·૫
તરણી–સૂર્ય. ૨૮·૩
તત–તત્ત્વ ૨૫·૧૧
તૂપ–ઘી ૨ ૪, ૧૨ ૬
તેણે–તેના વડે ૬ ૧, ૧૦·૫, ૧૨·૨
દ્વીપાયન–દ્વૈપાયન, વ્યાસ ૩·૯
ધંધ–તોફાન, ધમસાણુ ૩૯ ૬
ધૂખતો–ધુંધવાકિયો ૨૫ ૫
ધૂધૂતો–ધૂંધવાતો ૨૫ ૨, ૨૫ ૫
નાસ્ત્ય–નાસ્તિભાવ, નાસ્તિકતા ૨૬ ૯
નિર્દાવે–દાવા વગર. ૨૯ ૧૧
નિરંજન–નિર્લેપ, દોષરહિત, નિર્ગુણ બ્રહ્મ ૪૦·૯, ૪૦·૧૨
નિર્વેદ–કંટાળો, વૈરાગ્ય. ૯ ૬, ૯·૧૧
નીત–નીતિ ૩૩·૪
નીત્ય–નીતિ ૨ ૨
નીમડા–નીમટયો, નિવૃત્ત થયો પદ ૫·૧
નીમડે–નીવડે ૩૪·૬
નેટ–નક્કી ૫ ૮, ૮·૫
પચે–અંદર ને અંદર મગ્ન થાય ૪·૩
પરઠે–નક્કી કરે, ઠરાવે ૨૭·૪, ૨૭·૬, ૩૦·૭
પરઠણુહાર–નક્કી કરનાર ૩૮·૪
પરનાલિકા–પ્રણાલિકા પદ ૩·૪
પરમોધે–પ્રમોધે, ઉપદેશ આપે ૨૬·૮
પરપંચ–પ્રપંચ ૧૫·૧, ૨૬·૧: ૨૬·૨, ૩૦ ૪, પદ ૧૦·૧
પસાય–પ્રસાદ, કૃપા ૩૨·૧
પસ્યૂઆડે–પડખે, પાસા પર ૯ ૫
પચપરવા–પાંચ પર્વ(પેર)વાળી, પાંચ સાંધાવાળી ૪·૫
પંડ–પિંડ, દેહ પુદ્ગલ ૧૬·૬
પાદુપાણિ–પગ અને હાથ ૧૦·૮
પામણુહારો–પામનારો ૧૮·૧
પાનટો–પનટો ૧૨·૨
પાશો–બરફનો કરો ૧૨·૩
પુરજન–દેહરૂપી નગરીમાં જન્મેલો જીવ. ૬ ૧
પોતે–પોતથી ૧૧ ૪
પ્રઠવું–પરઠવું, નક્કી કરવું ૩૮ ૪
પ્રાભર–પરાભર ૧૨ ૭
પ્રીછ–(નામ) ઓળખ, જ્ઞાન. ૧૪·૪
પ્રેદ નિસપ્રેહ–સ્પૃહાવાળો અને નિસ્પૃહ ૧૭ ૮
ફ્રાસ્યૂઆ–ફાડિયા ૨૯ ૭
ફુણગ–ફેણવાળો સાપ ૧૩·૧૦
બાવના ચંદન–ઉત્તમ ચંદન ૨·૫
બિરદ–પ્રતિજ્ઞા, વચન ૪૦·૭

બુધ્ય–બુદ્ધિ. ૨૨ • ૧; ૨૩ • ૬; ૨૩ • ૮

બુઝ–સમજ. ૫૬ ૭ • ૪

ભાણુ–સૂર્ય. ૧૪ • ૧

ભામે–ફાંફાંમાં, પાખંડમાં, ભ્રમણામાં. ૩૫ • ૧

મૂર–મૂર્ખ, અબુધ ૪ • ૬

મૂલવણુ–મૂલ ૬ • ૧૦

ભેડવે–ભીડવે, જોડે, ટકરાવે. ૬ • ૫

ભેદ–રહસ્ય ૩૫ ૯

ભેવ–રહસ્ય, ભેદ. ૫૬ ૩ • ૧; ૩ • ૬

ભૌતિક ભાવના–ભૌતિકતાની દૃષ્ટિ ૧૪ • ૫

મકર–માછલું ૯ • ૬, મગરમચ્છ ૧૩ ૬

મકર–મુકુર, દર્પણ ૨૨ • ૧૦

મતો–મત ૧૫ • ૩

મરતક–મૃત ૨૩ • ૯

મહાતમ–માહાત્મ્ય, મહિમા ૨૮ • ૮

મહાવનું–માધવનું ૧૧ • ૧૧

મહુઅર–મોરલી ૧૯ • ૨

મ ડ–માંડણી (?) ૧૯ • ૩

માહંત–મહંત, મહાત્મા ૧૪ • ૧૧, ૧૫ ૧૧, ૧૬ • ૧૧ ૧૭ • ૧૧, ૧૮ • ૧૧, ૨૩ • ૧૧, ૨૮ • ૧૧, ૨૯ • ૧૧, ૩૧ • ૧૧; ૩૬ ૧૧; ૩૭ • ૧૧, ૩૮ • ૧૧, ૩૯ • ૧૧

મીંઢો–મેંઢો, ગોળ શીંગડાવાળો ઘેટો. ૫ • ૪

મુક્ત્ય–મુક્તિ ૨૭ • ૫

મૂલગો–મૂળનો. ૨૦ • ૧૧

મેટ–મીટવું, મેટવું ઉપરથી?. ૮ • ૩

મોટમ–મોટપ, મોટાઈ. ૫ • ૪, ૩૭ • ૨; ૩૭ • ૫

મોડ–(૧) મરડ; (૨) મોડ–મુગટ. ૨૦ • ૭

મોરે–પૂર્વે, આગળ. ૩૭ • ૭

રયણી–રાત. ૪ • ૧

રયણીદિન–રજનીદિન. ૨૮ • ૧

રાતાંબર–સૂર્ય ?. ૨૭ • ૪

રામત્ય–રમત. ૨૪ • ૯

રંચ–થોડો. ૩૯ • ૫

રુચ્ય–રુચિ ૫ • ૧૧

લક્ષાલક્ષ–લક્ષ અને અલક્ષ. ૫૬ ૯ • ૪

લિંગભંગ–બ્રહ્મભાવની પ્રાપ્તિ. ૫૬ ૧૦•

લીલાવપુ–લીલા માટે ધારણ કરેલું શરીર ૮ • ૫

લેલીન–લયલીન, એકાગ્ર ૫૬ ૧૦ • ૬

વગૂતો–ગૂંચવાયેલો ૪ • ૯

વસ્ત–વસ્તુ ૩૮ • ૫

વહે કળો–નાનો વહેળો ૨ • ૩

વંતોળ–વંટોળ. ૫૬ ૩ • ૨

વંદનીક–વંદનીય, પૂજ્ય ૨૯ • ૧૦

વિગતું–વ્યક્ત ૧૯ • ૨

વિછર્યું–(હિંદી) વિછુડા, (કવિતામાં) વિછુરા, વિમુક્ત થયું. ૯ • ૨

વિત્રેક–વ્યતિરેક. ૮ • ૯, ૨૮ • ૯

વિનાય–વિના, વગર ૩૮ • ૧૦

વિરંચિ–બ્રહ્મા. ૨૧ • ૯

વેધ્યું–વિંધાયેલું. ૧૧ • ૯

વેઝા–વેધ, જેવ ૨૩ • ૪

વેદવિટંડ–વેદની વિતંડા કરનારો ૨૬ • ૬

વેહ–વિરહ ૯ • ૧૦; ૧૦ • ૧

વૈખરી–વાણી. ૨૪ • ૬

વૃત્ય–વૃત્તિ. ૧૩ • ૫; ૩૮ • ૭

સત્તા–સતતા, હસ્તી. ૨૫ • ૭

# પરિશિષ્ટ

[શ્રી. કે. કા. શાસ્ત્રીકૃત 'સંકલિત યાદી'માં નોંધેલી જે પ્રતો પાઠાંતર માટે ઉપયોગમાં લીધી છે તેના સંકેતો નીચે પ્રમાણે છે: ફા૧૪૮–ચ; ફા૩૧૧–છ; ફા૩૩૬–જ; ફા૩૪૯–ઝ, ફા૩૬૨–ટ; દ૪૨–ઠ; દ૫૭૫–ડ; દ૫૭૬–ઢ; દ૫૭૯–ણ; દ૬૯૧–ત; દ૭૨૪–થ; દ૭૪૦–દ; દ૭૫૩–ધ, દ૭૫૪–ન; દ ૮૪૫–પ.]

## કડવું ૧

(૧) ઠ. અક્ષય ગીતા, ત.પ. શ્રી ત્રિગુણંપતિરાયજી, ચ. તે, ડ. ચીતની લાગુ

(૨) છ.ટ. ચીતનીને, ચ. અસ્તુતિ, ણ.ત.ઠ. તે ચિદશક્તિ, ડ. અણુછેતો, જ.ડ.ત.ધ.ન.પ. તે કથા, ણ. તે કથૈ, ઠ. નીજ આણંદની

(૩) ઠ. તેના નામ જુગલ, ડ.ત.થ.ન. તેહેનુ નામ જુગલ, ણ. તેનું નામ જુગલ, ધ. તેહેનુ નામા જૂગલ, પ. તેનો નામ જુગન ચ.ટ.થ. બુધ્યમાન, ડ.ણ.ત.ન.પ. બુધ્યમાન, ચ.ટ.ઠ.ડ ત.થ.દ ન.પ.મા 'હુ' નથી

(૪) જ.ઠ.ડ. પરિગ્રહ, ણ.ત.થ.ધ.ન.પ. પરીગ્રહ, ધ.ન.પ. અગમ, ત. અગમ, ણ.ત.થ.દ.ધ.ન.પ. તે લક્ષ

(૫) ઠ.ન. શૂકર, છ.ઝ.ટ. બીડાર, ચ ડ.ત ન.પ. બિલાડ, ટ. ટોલામાહેનો, ત.દ.ન. તેહને તે, ડ.ઢ. તેહને તે, ણ.પ. તેને તે

(૬) ડ.ણ.ત.થ.દ.ધ.પ. ભાઈ ગુરુ, પ. મહેમા, ચ. કોએ, ડ.ઢ. ણ.ત.થ.દ.ધ.ન.પ. કોઈ, દ.ધ.ન. લાગા, પ. લાગા

(૭) ત.દ.ધ. જયેમ, ત.દ.ધ. ત્યેમ, ઝ. દેરાડે, ડ.ઢ.ણ.દ.ધ.ન.પ.થ. ગુરુ તે હરિ, પ. ગોબિંદ

(૮) ચ. ચિન, છ. ચોહીન, ઝ. ચહેન્ય, ટ. ચિહિન, ડ.ઢ.ણ.દ.પ. ચોહેન, ત. ચેહન ઝ. સમીજે, ઠ. સંમ્યા જે, ડ.ઠ.ત. શમ્યા જે, દ.ણ. સમ્યા જે, પ. સમ્ય જે, ઠ. જે સંતના, ડ.ડ.ણ.ત.દ.પ. જે સતના,

છ. રસભર્યે, જ. રસભરે, ત.દ.ન. રસભરયુ; થ. રસભરયૂ, ઠ. રસભરયો, ડ.ઢ. રસભરયુ; ણ. રશભરયુ; પ. રસભરયુ; ચ. ભઈ વણુ ઘડે; જ.ઝ. ત્યમ વણુ ઘડે, ઠ. વંણુ ઘડે; ડ.ઢ. તે વણુ ઘડયુ; ત. વણુ ઘડયું, થ.દ.ધ. વણુ ઘડયૂં; ન. તે વણુ ઘડયું.

(૯) ચ.ઝ.ટ.ત.દ.ધ. સુવર્ણું; ણ. સૌવર્ણું, થ. સૂવણુ , ન સુવન્ણ, છ. અતઘણી, ત.થ.દ.ધ.ન. ગુરુના ચરણુ, ટ.ણ.પ. ગુરુના ચર્ણું.

(૧૦) છ. નાદ સુવને, જ.ઝ.ટ.ઠ.ડ. નાદસુવને, ઢ. નાદસુષને, ણ.ત.દ.ધ. નાદસુપ્અને, થ. નાદસૂપને; ન. નાદસુવનેં, પ. નાદસુપ્અનેં. ઠ. શ્વાદ, ડ. અને સ્વાદ, ઢ.ણ.દ.ધ.ન. અનેં સ્વાદ, થ. અને સ્વાદ, ડ.ઢ.ણ.ત.થ.દ.ધ.ન.પ. ન હોએ, થ. રચના, પ. બિના

(૧૧) છ.ટ.ઢ. કેહે અખો કહુ વલીવલી, જ.ઝ.ડ.ઢ.ણ.થ.દ.ધ.ન. કહે અખો કહું વલીવલી, ત. કેહે અખો કહુ વલીવલી, પ. કહે અખો કહું બલીબલી, ચ. આરત્ય સુ, ચ.ઢ. તો સેવો

કડવું ૨

(૧) ડ. કવિજન, ણ. કબીજન, થ.દ.ન. કવીજન, ચ. કરયાજી, વિસ્તરયાજી, ઓચરયાજી, ધરયાજી, ચ.ઠ. વિધિવિધિ, ણ.ત.થ. વિધિવિધ્ય, ડ. વિધિવીધ્ય, ન. વિધિવીધ્ય, ચ.ઠ.ડ.ણ.ત. જુકતે, થ. યૂકતે, ઢ. જુકતે, ધ. જૂકતે, ન. યુકતે; ચ. પુર્વના કવિતા તે નવ્યા૦, જ.ઝ. કવિતા તેણે નામ૦, છ.ટ. કવીતા તેણે નામ૦, ડ.ધ. કવિતા નામે બહુ ઉધ્ધરયા, ઠ. કવિના નામે બહુ ઉધરયા, ત. પૂરવાના કવિના નામે બહુ ઉધરયા, ન.પ. કવિતા નામે બહુ ઉતરયા,

(૨) ચ.પ. ઉતરયા બહુ, ડ.ઢ.ણ.દ.ધ.ન. ઓધરયા બહુ, થ. ઓધરા બહુ, ઠ. ગીતી, નીતી, ચ. કહુ સર્વ૦, છ. કહ્યુ સર્વ૦, જ. કહ્યૂ સર્વ૦, જ. કરયો ણ.ધ. કિશો, ચ.જ.ઝ.ડ.ઢ.ણ.ત.થ.દ. બોલવાની

(૩) જ.ટ. જ્યમ જાહ્નવી, ચ.ડ.ઠ.ત.ન. વોહોકસો, ઠ. વેહેકસ્યો, ણ.થ.દ.ધ.પ. વહોકયો, ઝ. એમ સુરનદીને, ત.પ. પારિજાતિક, દ. પારીજાતીક, ધ. પારિજાતીક, જ.થ. પામે, ઢ.ત.ન. પામે, દ.ધ.પ. પારી; છ. માહા કવીજન, ત. ત્યેમ મહાકવિ, થ. ત્યમ માહાકવી, ઢ. ત્યમ મહાંકવી, ધ. ત્યમ માહા કવિ, પ તેમ મહાકવી, પ. આમસ્ય યથા હું તથા.

(૪) ચ.ઝ.ટ.ઠ.ડ.દ. કુરૂરી, ણુ.ત.થ.દ.ધ.ન. કરૂરી, છ.જ.ઝ.ટ.ઠ.માં 'જયમ' નથી, ચ કિંહાં, ચ.ટ.ઠ.ઢ.ત.થ.દ.ધ.ન.પ. તેહને, પ. રૂપ.

(૫) છ.જ.ટ.ઢ.ણુ.ત.થ.દ.ધ.ન. ચદનની; ચ. કસ્યુ; ચ.ણુ. કિહાં

(૬) ઠ.ણુ.ત.દ.ધ.ન. પરતાપ, ચ. ક્ષુદ્રદેવની, ઝ ઠ. ક્ષુત્રદેવ, ણુ. ભઈ, ઠ.ધ.પ. 'ભાઈ' નથી, જ. કર, છ. અખેપાત્ર, ચ.જ.ઝ.ટ.ઠ. અક્ષયપાત્ર, ડ.ઢ.ણુ.થ.દ.ધ.ન.પ. અક્ષેપાત્ર

(૭) જ.ઝ.ટ. એમ કવીજને, ચ.જ. વચન, ઠ. બચન, પ. બચને, જ.ત. કહુ, ડ.ન. કહું, ઠ. કૌપ કીધ ઠ. બાલકબુધી.

(૮) ત.થ.ધ.પ. અમે, પ. જાણુ, ડ.ણુ.ત.દ.ધ. ચોક.

(૯) ણુ.ડ.ધ.પ. ઈમ, ચ. ગરવા, જ. ગુરુવા, ઠ.ડ.દ.ધ.પ. ગરુવા; ણુ.દ.પ. અને કરુણા, દ.થ.ધ. અને કરુણા; ડ. અને કુર્ણાં, ચ.જ. હુ એટલુ, ઠ. હુ એટલુ, ડ. હુ તો એટલુ, ણુ.ન. હુ તો એટલુ, થ. હુ તો એટલૂ; ચ. કહિને, ડ.ત. કહિનો, ઢ.ણુ.થ.ઢ. કહેતો, ચ. કવીના જાણુ મુજને, જ. કવીતા જાણુ મુજને, ઠ. ૦જાણો મુઝને, ડ. રખે કવીતા જાણો મુજને, ઢ. રખે કવિતા જાણો મુજને, ણુ.પ. રખે કવીતા જાણો મુઝને; ત. રખે કવિતા જાણો મુજને, થ. રખે કવિતા જાણો મૂજને, દ. રખે કવીતા જાણો મુજને

(૧૦) જ. દારુકેરી, ટ.ઠ.ડ.ઢ.ણુ.દ.ધ.ન.પ. દારુકેરી, ચ.ઝ.મા 'તે' નથી, છ.જ.ઝ. ચાલા કરે તે૦, છ.જ. તે કાષ્ટમાહો, ઝ. તે કાષ્ટમાહા, ટ. તે કાષ્ટમા, ઠ. કાષ્ટમાહિ, ડ.ણુ. કાષ્ટમાહેનો, ઢ. કાષ્ટમાંહિ, ઠ. પણુ કથ૦, ણુ.થ.દ. સુત્રાધાર, ધ. સુત્રાધાર

(૧૧) ચ. એ સમઝો, ઝ. તમો એ સમઝો, છ જ.ટ.ઠ. તમો એમ૦, ઢ.ણુ.થ.દ.ધ.પ. ઈમ સમઝો, જ. પામવા તો૦, છ.ઝ.ટ. હીડો પરમપદને પામવા તો૦, ઠ. હીડો પર્મપદને પામવા તો૦, ડ.ઠ.ણુ.ત.થ. પરમ પદને હીડો પામવા તહમ્યો, દ.ધ. પરમપદને હીડો પામવા તહમો

---

પરતખિ પાપ સમાચરઇ, મનિ ઇમ કાં રે?
ભોલા ન આંણઇ રીસ, સમઝિ મનિ ઇમ કાં રે?
પાંમી એહવઉ પાત્ર, મનિ ઇમ કાં રે?
તે માંનઇ જગદીસ, સમઝિ મનિ ઇમ કાં રે?

દૂહા

રાગ પરજીઉ

સેઠિ કહઇ, 'કિમ ના કહૂં? જઉ વુહતરિ આવ્યુ વુહિ.
ના ન કહ્‌ કિમ્હઇ અહો. ખોડિ દીઉ કીમૂંહીં?
સત ન છડું હું કિહાઇ, જઉ પશ્ચમ ઊગઇ ભાણ.
ના ન કહૂં માગ્યા પછી, ખર નઉહઇ કેકાણ.
માન દેઈ તેડયા પછઇ નકારુ કરઇ હો,
ધુરિ પાપીડા તેહ, બોલ્યઉ જસ નવિ સંભરઈ હો.
ધર્મ ધુરંધર તેહ, જે બોલ્યઉં પાલઇ આપણું.
પણિ બોલી પીડઇ રેહ, તે જાણુઉ કૃપણુંપણુઉં રે,
ધુરિ આડંબર હોઇ, ધુરિ માણુસ બોલઇ ઘણું.
જાંણુઇ વિગ્લઉ કોએ વચન સંભારી આપણુઉં રે.
પરતખ્ય પશૂ સમાન, વેધવિહુણાં • માંણુસાં રે.
અંતર નવિ તૃણ ધાન; તે માણુસાં રાસભ જસ્યાં રે.
રાજ્ય જાય તુ જાઉ શ્રિયા સરીસઉ પ્રાંણીઉ રે.
વચન વૃથા મ થાઉ, જે બોલઇ નિજ વાણીઉ રે.
તવ બોલઇ ચગાવતી, "સાંમી, સાંભલિ મર્મ.
હું કાંમિ જાતી હતી તે કહઇતાં મુઝ શર્મ.

ચુપઇ

તેણી વાટઇ મધ* દીઠઉ ચોર, સૂલી ઊપરિ નીંદ્ર અઘોર,
તિહાં જઈ લાવઉ તે માંસ, સંન્યાસીની પૂરુ આસ.
સુણતખેવ માહા મંચરઇ; ધરમકાજિ એ કરણી કરઇ.

* મ

તિહાં આણ્યુ ક્ષિત્રીનુ ભાવ, લીધું પલ ઋષિઅર્થિ સુભાવ.
આણી પલ નારીનઇ દીધ; સોએ માંસ સ્ત્રીઇ રાધીઇ.
" ઊઠઉ, સ્વામી, ભોજન કરુ, આ સંસારઇ અહ્મ ઉધરુ."
વદઇ બ્રહ્મ, " જે ચોરી કરઇ, વલી નારિ પરકેરી હરઇ,
લંપટ, લાંચ લીઇ પર તણી, બોલ ન પાલઇ, હૂઇ અવગુણી,
ધન પીયારાં લઇ છેતરી, તેહની કાયા પાપઇ ભરી.
તેહનું માંસ ભખઇ કુણ, બાલ ? તે ઊપરિ રાચઇ ચાડાલ."
તુ સાહા સુણતાં વિલખુ થયું; કરિઉ આરંભ તે ફોકટ ગયુ
કહઇ, ' છેદું હું વપુ આપણું, તુ સંતોખું તનુ તુઝ તણુ.'
ઋષિ ભાખઇ, ' એ મ કરે આજ; વઇમાંસિ નવિ સીઝઇ કાજ.
સૂકું માંસ, નઇ નારી વડી, વ્યાહણઇ મિથુન, બહુ નીદ્રડી,
તુરણું દધિ, નઇ કન્યા સુર, એ ભોગવતાં જાઈ નૂર.
તેહ ભણી એ પરહરિ દૂરિ. શત્તાગાર બાર તું બૂરિ.
સાંભલિ, સાહ, અહ્મારી વાતઃ જેહનઇ વરસ થયાં હૂઇ સાત,
અંગઇ લક્ષણ જાસ બત્રીસ, તે હૂઇ તુ જાઇ રીસ.
વલી વિશેષઇ સાંભલિ, સેઠિ, ન્યાંન તણી તું જો એ દ્રેઠિ.
તાહરઇ પોતઇ જઉ હૂઇ તેહ, હું આપીનઇ ટાલે છેહ."
સાહ વિમાસઇ નારી સાથિ, ' હવે સંપૂરી અહ્મચી આથિ.'
કહઇ કથન, નઇ આંસૂ ઝરઇ, પુત્ર અંત ત્યાં આવ્યુ સિરઇ.
હર્ષિ કરમ અમારું ફ્યઉં. મંન્યાસીઇ એ ઉચર્યઉં.
કુંયર ચેલઇઆની ખપ કરઇ, તુ સંતોખ્યું જાઇ સિરઇ.

દૂહા
રામગિરી

ચંગાવતી કહઇ, " સાહા, સુણુઉ. તુહ્મે મ કરસ્યઉ શોક.
એહ અનીથનઇ દૂહવીઇ તુ પુણ્ય થાઇ ફોક.
દીજઇ ઈચ્છઉ એહનઇ. સફલ કરુ નિજ હાથ.
પછઇ આપણુ દો જણાં કરસ્યું એહનઉ સાથ.
અંગારે જલધર ઝરઇ દાઝંતાં નિજ દેહ.

આડા છોરુ દીઠઇ જગિ ઊખાણુઉ તેહ
કાયર થયા નવિ છૂટીઇ સાહસ કેરઇ કાજિ
જેણે સાહસ રાખિઉ હરિચંદ બહારઉ ગાજિ
છોરૂ જણતા દોહિલા દોહલી વેળા કાજિ,
કામ પડ્યે તે છોરડા તે ટાળઇ મન દાઝિ"
તવ કુંયર નેસાલીઉ નેસાલઇ છઇ તેહ,
પગ્યા પામિ વિનય કરઇ રખિ પાડઇ છઇ ભેય

ચઉપઈ

દેવઇ અન્ય રૂપ તિહાં કર્યઉં, કરિ કરવત, ધોતી સિરિ ધર્યઉ
બ્રાહ્મણવેષ દૂજઉ થયુ, જઈ ચેલઈઆ આગલિ રહ્યઉ
ચેલઈયા, સાંભલિ તું વાત તુઝ ઘરિ ધૂતારુ નિર્વાત
આવી બહારઉ છઇ વિકરાલ તે આણેસઇ તાહરુ કાલ
માયબાપ તેડેસઇ આજ, તાહરા માસ તણું જઇ કાજ
મારી દેસઇ ઈછ્યઉ આહાર નાસેવાનઉ છઇ વ્યવહાર"
તુ ચેલઈઉ બોલ્યઉ હસી 'જોસી વાત કહી એ કસી?
હું માવીત્રનઉ છઉ છોકરુ એ વાણી તુમ્હે સી ઊચરુ?
માયબાપની લોપઇ આણ તેહનઇ, કુણ કિમ કહીઇ જાણ!
માયબાપને બોલે ફિરઇ તે કુનંનિ, કુણ કિમ ઊધરઇ?

યત ।

माता यदि विषं दद्यात् पिता विक्रयते सुत ।
राजा हरति सर्वस्व का तत्र प्रतिवेदना । "

સાત વરસનઉ બોલ્યુ અસ્યઉ, ઉભયપક્ષ પચાઇણુ જસ્યઉ
"મરણ થકી નવિ બીહઉં સ્વામિ, માવીત્રનઇ હું આવુ કામિ
તે ધન વાસર, પક્ષ, સુમાસ, તે ધન ઘડી, સપૂરી આસ
આ સિરીરથી કો લહઇ શર્મ, તુ સપૂરુ હૂઇ ધર્મ"
સત્ત સાહસ કુંયરમાં ઘણું દેખી દેવ કહઇ, 'સ્યુ ભણું!

સબલ પુણ્ય ભંડાર મઝારિ, જોઉ પાર, અછઈ ઊધારિ ’
અદ્રષ્ટિ કરૂ તે વિક્રીય રૂપ ધરમા છઇ તે રહિઉ વિરૂપ
રખિ.રૂપઇ તે ધીર થઈ ઘર અગણમા બઇઠઉ જઈ

ઢાલ

રાગ મારૂણી

કરમ ન છૂટઇ રે–એ ઢાલ

મૃગાવતી કહઇ, સ્વામી તિ સુણઉ “ ઋષિ ઇચ્છયઉ દ્યુઉ આહાર રે।
કુંઅર ચેલઈચ્યાનઇ તેડાવઉ જઈ પોતઇ ભરતાર
સત મ છડુસ્યુ રે, કપટ મ માંડુસ્યુ રે,
સત્ત મ છડુ રે
કરમ તણી ગતિ કો નવિ છૂટઇ કરમ કરઇ તિમ થાઇ રે।
રાય રંક કો કરમ ખપ્યા વિણુ સિદ્ધિનગર નવિ જાઇ
સત્ત૦ કપટ૦ સત્ત૦
આગઇ કરમિ નડયા બહૂ પ્રાણી, તમ કો સાથી ન થાઇ રે।
હરિચંદ રાય તણી સુણી વાત આશ્ચર્ય જીવ ભરાય રે।
સત્ત૦ કપટ૦ સત્ત૦
રામઇ સીતા જે વનિ કાઢી તે પણિ જઉ વિચારી રે।
નગરલોક દેખતા લક્ષ્મણઇ વનમા લેઈ બસારી સત્ત૦
પાંડવનારીના ચીર કાઢયા નિજ ભરતારનઇ જોતા રે।
ઋષિ દત્તાનઇ જેહ નીપનું કર્મ ન છૂટા રોતા સત્ત૦
તે ભણી તે વિચાર સદ્દહી કુંઅરનઇ બોલાવ્યઉ રે।
ઊપરવાડઇ માંહ કરીનઇ વેગઉ અહીંકણિ નાવઉ સત્ત૦
ગખે પિંડયઉ એ વાત વિચારઇ તુ ધરમઇ વિખવાદ રે।
રખિજી ભૂખ્યા વેલા લાગઇ, તે લાગઇ નિમવાય ” મત્ત૦
ચેલઉ કહઇ પાય લાગીનઇ, “સ્યુ કહૂ છઉ મોરી માય ? રે
કાજ હુઇ તે કૃપા કરીનઇ, ભાખુ મુઝનઇ તાય !’ મત્ત

વલતાં ગલગલતા તે બોલઈ: અનીથ એક ઘરિ આણ્યુ. રે!
તે તુ નુંહતરીઉ પુણ્ય જાણી. તેણઈ ધરમ ન જાંણ્યુ રે. સત૦
તેહનઈ તુહ્મ જિમાડુ, કુંયર; માંસ તુહ્મારુ માગઈ રે.!
અવર વસ્ત બહૂલી દેખાડી જે છઈ પોતઈ આગઈ રે!" સત૦
તવ ચેલઈઉ કુંયર જપઈ, હસતુ ફૂલ ખિરાવઈ રે!
"ધન, ધન, ડીલ અમાહરું, માતા! ઋષિજી કાંમઈ આવઈ રે! સત૦
માતાપિતાને હાથે મરીઇ; રખ્યિ ભોજન તે કીજઈ રે!
તે પુરુષનું મોટુ ભાયગ, માનવભવફલ લીજઈ" સત૦
સત્વ ધરતુ બાલક દીઠઉ; સોઅે દેવ મનિ ચિંતઈ રે!
સાત વરસનઉ બાલક નાહ્નઉ, એ તુ જગત્રવદીત. સત૦
માચાબોલઉ નઈ ગુણધારક, લક્ષણબત્રીસઉ દીસઈ રે!
બાહૂઅડાની વાણી મીઠી, દેખતાં મન હીસઈ સત૦
મુખઈ સલૂણઉ, નયન સહેજ, અંગિ સુકુમાલ સુતેજઉ રે!
પાએ મોજડી, ચમકતુ ચાલઈ, ધમ્મઇ નવિ કરઈ જોજઉ. સત૦
પાય પાણિ કડલી રૂપાની, વીંટી અંગુલિ મોહઈ રે!
આ વીંટી સોનાની રૂડી હીરે જડી. મન મોહઈ રે! સત૦
કોટઈ ૠ કાંઠલા, મોતીસઈર્યું, કડિ કંદોરુ રૂડઉ રે!
સોઅે રૂપાનઉ સોવિન સોભિત, બાલક ચિતિ ન કૂડઉ સત૦
કાનિ વેઢલા કનકતણા તે, કાનિ ઉગનીયાં તેહનાં રે
કેલિગર્ભચંપકનઇ વાંનઇ, સોભિત લક્ષણ દેહના સત૦
તે દેખીનઇ દુષ્ટ દેવ જે શાંત હૂઈ તતકાલ રે!
મયા હુઈ જે કરઈ પારખૂં તે હુઉ પ્રતિપાલ સત૦

यतः।

गाहाण रस नहि ... ... ...
कस्स न हरंति हईयं ... ...

દયા કરી તેહનઉ ઊગારઇ કરી કંદર્પ અવતાર રે
સોઅે અદષ્ટ કરીનઇ મુકયુ નેસાલઈ સુવિચાર. સત૦

## ચઉપઈ

મડપિ કોહલુ દીઠઉ એક, દેવ લીઇ તતક્ષણ સુવિવેક
સેઠ કામનઇ ઘરમા ગયા દેવ ચિત્તમા આણઇ દયા
કોહલુ કુમર રૂપ તે કર્યું દેખઇ કુમર ગુણે આશ્ચર્યઉ
કૃત્રમ રૂપ માયા દેવની જૂઇ પરીખ્યા વલી સેઠની
માયાકુયર બોલઇ વાણિ 'કાહો, પિતા, કરુ તહ્મે કાણિ ?
ભૂખ્યઉ અતિથિ બારણઇ રહ્યઉ એહ માર્ગ ગ્રહીનઉ નવિ કહ્યઉ
દાનભૂષણ તા બોલ્યા પચ આનદાશ્રુ કરઇ બહુ સચ
બીજૂ રોમચઇ અતિ ઘણુ પ્રીય વચન જપઇ આપણુ
માન દેઈ તેડઇ ઘર માહઈ, દાન દીઇ પછઇ ઉછાહઇ
દેઈ દાન અનુમોદન કરઇ ભૂષણ પાચઇ ધણી પગઈ ધરઇ
લાગઇ દૂષણ દેતા પચ તે ટાનવા મ કરુ ખલખચ
પહઇલુ આદરવિણુ દીજીઇ બીજૂ એહ વિનબ કીજીઇ
અપ્રિય વચન બોનતા દોષ મુનિ દીઉ ક્રોધાદિક પોષ
દાન દેઈનઇ નદા કરઇ દૂષણ પાચ જે પરિવરઇ
તે પાપીનઇ બહુલઉ પાપ કિમ દેવરાઇ પ-ભવિ જાપ ?
તેહભણી વિનબ મ કરુ, ભોજન દેવાનઇ મતિ ધરુ "
વલતુ બોનઇ સેઠ સુજાણ, "કુયર, કિમ હરીઇ તુહ્મ પ્રાણ ?
અહ્મે જન્મ દીધઉ તહ્મ તણઉ કિમ રહઇ જરા હણતા અહ્મ ભણુ
પિતામોહ કિમ ઉછઉ થાઇ ? માતા છોરૂના ગુણ ગાઇ
મૃગમાલક ઊપરિ મૃગપતી આવતા સાહામા દપતી
લડવા કાજિ ઉજમ કરઇ તુ માનવ કિમ પુત્ર સહરઇ ?
હણતા અહ્મચા ન વહઇ હાથ ને વાત જાણઇ જગનાથ "
ચેતઈઆ રૂપઇ જે બાલ વાલી બોન વદઇ તતમાર,
'અતિથિધર્મ તુ પૂરુ હસઇ, અત અહ્મારુ જઉ થાઇસઇ
વહઇના થાઉ, મ લાઉ વાર કામ સપૂર્ણ કરવુ સાર

હું તુઝચઇ કામઇ આવેસિ; પુણ્યભંડાર સબલ પૂરેસિ."
જોજો, સેઠ કિસ્યઉ સતવંત! ઋષિ કાજઇ દીસઇ એકંત.
લેઈ ખડગ નઈ પાખલિ ફિરઇ; ડાવઇ હાથઈ ચોટી ધરિ.
છેદ્યું સીસ. કર્યઉં તે કાંમ. કુંયર હણંતાં કહઇ 'શ્રીરાંમ.'
માડી દેખી કરઇ વિલાપ. ભાવ ભલઉ. પણિ મરિ- સંતાપ.

દૂહા

હઈયડી, ફાટિ, પસાય કરિ, છાંડિ ન હેજુ વાસ.
વાહ્લા હાથિ વઉલાવીઇ, પછઇ હુયાં ઉદાસ.
હઈડા, તું હેડક હુઉ, જે મારી કરઇ વિલાપ.
એહવઉં જગમાં નહી હૂઇ, હુઉં ન, મોટઉં પાપ.
પુત્ર પિતાનઇ મારતા આગઇ સુણ્યા અનેક;
પુત્ર ન મારઇ કો પિતા. આ તુ વાત વિછેદ.
મોટઉ પાપ લગાડીઉં કરમિ અઢારઇ એહ;
નિજ કરસ્યુ કાતી કરી સુતનઈ દાખ્યું છેહ.
નરકસિ ન જાઇ, જીવ! તૂ તે ભણી જાણ્યુ કૂડ!
એહવા પુત્ર વિયોગથી સ્યું રહઉં, પાપિડ

ચુપઇ

લેઈ મસ્તક નારીકરિ દીઇ. અતિ રડતાં તે માતા લીઇ,
"સીકઇ ધરી રાખેજો સીસ. રખે આણુ મનમાહઈં રીસ.
રખિ જમાડી રહીઇ જદા સાથઇ, જઈસઇ આપણુ મુદા."
પછઇ રિ જોઇ રહઉં કાપડી, 'સત ન ચુકઇ એક ઘડી.'
રૂપ કારિમાં કરીયાં દો એ, પાપ કારિમું જાણુ સોય
પણિ નહ લહઇ કાંઇ સેઠ વિચાર. ખરી પ્રતિન્યાનઉ આધાર.
સીકઇ સીસ ઠવ્યું પુત્રનઉં; સિદ્ધ કર્યઉં આમિષ અન્નનું.
ઊઠઉ, સ્વામિ! કરુ પારણું, સ્વર્ગતણું લાધઇ બારણું.
એહવઇ અતિથઇ દીઠઉં તેહ, સીકઇ મસ્તક મુકયઉં જેહ.

કોપ ચડયુ અતિ બોલઇ બોલ: " એ સ્યું માંડયું કામ દુહેલ?
એહ ન પ્રાસું આમિષ અહો; સાર હતું તે રાખ્યું તુહ્મે.
ભુંડઇ ભોજનઇ દિન જાઇ ઘટી. એહ વાત દીસઇ અટપટી.
यतः ।

कुभोजनेन दिनं नष्टो जन्म नष्टः कुभार्यया ।
कुपुत्रेण कुलं नष्टं तं नष्टं ज न दीयते ॥

સેઠ વદઇ "એ મસ્તક સાથિ કરું દહન રાખું છઇ તાથિ.
ત્રહ્મિઇ જણુ સાથઇ ચાલીઇ સ્વર્ગપુરી જઈનઇ માહ્લીઇ.
એ કુંયર અહ્મ કુલ આધાર. હતું તેહનું મસ્તક સાર.
એ સંધાતઇ બલસ્યું અહ્મે; રીસ મ કરજ્યો, સામી! તહ્મે."
કુપટી કોપ્યુ મનમાં હસઇ, " તત્વ ચ્યારિ મસ્તકમાં વસઇ.
તે મૂંકી બીજું કુણુ ખાઇ? જઉ ખાઇ તુ પાપ ભરાઇ."
" કુંણુ તત્વ તે મસ્તક માંહઇ? " વદઇ સેઠિ, " કુહુ ઉછાહઈ."
" જિકા જાણુઇ સર્વ સવાદ, બોલી જાણુઇ નવ નવ નાદ.
ગીતગાનરસ શ્રવણે સુણુઇ; તે રસ નાટુ સહુ કો ભણુઇ.
નયનાં પ્રથમ પીતડી કરઇ; નયન પદારથ દીસઇ સિરઇ.
यतः ।

नयन पदारथ नयन धन नयणे नयन मिलंति ।
अणजाण्यास्युं प्रीतडी पहिलुं नयन करंति ॥

નાક લહઇ પરિમલ ગુણુ સર્વ; ભમરા ભોગી હૂઇ અખર્વ.
ચ્યાર તત્વ ભલાં સંસારિ દીસઈ છઇ એ સીસ મઝારિ.
દાંનદત્વ જઉ રાખુ સહી, કરુ વાત અહ્મારી કહી.
તુ મસ્તક ખાંડુ ખાંડણુઇ, જઉ સાચી વાચા તુહ્મ તણુઇ.
જઉ અંગ માઇ તુ એ આદરુ; નહીતું અહ્મનઇ ઊનર કરુ.
કાજ કરી સઘીઇ જેતલું, મુખથી કાઢીઇ તેતલું.
બેટામસ્તક બેહુ જણુ મિલી આટઉ કરુ એણી પરઇ દલી.
અતિ વઇરાગી ગાઉ ગીત; પરગટ દાખુ જગવદીત.

લોચને પાંડુ આંસૂ ખિરઇ તુ તપીઉ ભોજન નવિ કરઇ."
સુણી વચન હરખઇ બઇ જણાં, ગાત્ર ખંડાઇ તેહુ તણાં.
ઋષિરાજઇ મુખ હસતું કરઇ, પણિ ઉદરમાં ચીવટિ ધરઇ.
વાચા અવીચલ. દાનઇ સૂર, જાણે કરિ ગંગાનું પૂર.

## ઢાલ રામગિરી

લીધઉ રે મસ્તક સેઠઇ તિહાંથકી રે, બોલાવી નિજ નારિ:
કુંયર ચેલઇયા.
આવ્યા રે ઊલટિ રષિનઇ કારણઇ રે ખાંડણ કેરઇ ઠાણિ.
કૂયર ચેલઇયા.
બોલઉ રે બોલઉ કુંયર અમ્હ તણા રે.

મૂકી રે થાનકિ મસ્તક પુત્રનઉ રે બઇઠાં બહુ જણા તામ, કું૰
ખાંડણીયાં બેહુએ કરિ ધર્યાં રે, કરવઉ માંડયઉ કામ, કું૰
ગાઇ રે હાલરૂ હુલાવતાં રે પુત્ર! સાંભલેજો વાત. કું૰
જેણે રે હાથે સુતનઇ તેડતાં રે, મેહલઇ તેણઇ હાથે ઘાત કું૰
હઇયડઉ રે ન ફાટઇ, કુંયર! અમ્હ તણું રે કરતાં આહાવઉ કામ. કું૰
હાંસુનઇ લોકા નગરઇ માંડસઇ રે કોએ ન ઘાલઇ આહીવી હામ કું૰
તઈ નવિ રે લોપી આન્યા માહારી રે; તેડઇ આવ્યુ તતકાલ. કું૰
વહઇલું રે વિનયૈ કીધું એવડુ રે, મુઝનઇ એ કિમ ઢાલ! કું૰
હૂંતી રે આસ્યા બહુલી તાહરી રે જાંણ્યું રહઇસહઇ તુજથી સૂત્ર. કું૰
ઘુ નઇ રે બોલ, કુંયર માહારા રે, હઇડું હીંસઇ અલયઉ પુત્ર. કું૰
મરણઇં ન બીહનઉ, રે બાલક બાપૂયા રે, મુખડું પુણ્યમ ચંદ. કું૰
સાદ કરતાં શ્રવણે સાંભલઇ રે, મોટડઉ દીસઇ એ ફિંદ. કું૰
અહો રે અપુણી બૈઠા વિણ હુયાં રે, જે કીધું હાથે પાંપ. કું૰
તેહનું રે મસ્તક પાંડુ ખાંડણઇ રે, અહો એહવાં માયબાપ. કું૰
હુતા રે વછ! વિશેષઇં ગુણ ઘણા. રે દેખાડીનઇ દીધઉ છેહ. કું૰
લહુડઉ રે ગુણ બહુલે તું દીઠડઉ રે. તઈ કાં પાડયા હાડે વેહ! કું૰

ક્ષણુ એક રે અગજ ! તુ નવિ વીસરઇ રે, કઇ હોઇસિ નીસાલિ કું૦
રુડુ રે નામ તુહ્મારું સોહામણુ રે. તોરી રામતડી મભાલિ કું૦
આણુઇ વદનઇ રે, કુઅર ! હું ધવરાવતી રે, તે મુખ ખ કુ આજ કું૦
ઓકુ રે ગાલે દેતી દીકિરા ! રે તે મુઝનઇ નહીં લાજ કું૦ ઓ૦
તુહ્મ વિણુ રે પ્રાણુ થાઇ અહ્મ આકલા રે કોણિ કાલજ માહઇં કું૦
ભીતરિ રે આગિ છાની જલઇ રે ધૂંઆ ન સહદાણુ રે જાઇ કું૦ ઓ૦
નયના રે આંસૂ ધૃત સમ જાંણીઇ રે કોણિ તેણુઇ મચાઇ કું૦
તેણુઇ રે વિરહ દાવાનલ ઊલટઇ રે અતર જલણુ જલાઇ. કું૦ ઓ૦
આગણિ રે આવી માગુ સૂખડી રે. ઓલાવઉ કરી માય કું૦
આવઉ રે દાઉ સીગામણુ, વાછડા રે ! તેડઇ વાર મ લાઇ. કું૦ ઓ૦

દૂહા

ઇમ વલવતા ગાઇતા વિરહ વૈરાગી ઓલ
મસ્તક ભૂકુ નીપનઉ એતલઇ હુઉ ગોલ.
મસ્કારી કરઇ શાક તે નીપાયુ પન તેહ,
કર જોડી માહા વીનવઇ, "નીપનૂં ભોજન એહ.
ઊઠઉ રખિ કરઉ પારણૂ, ઇચ્છિયુ ઘુ તુહ્મ ભાવિ."
નવ ચીંતઇ રખિ ક્ષારિમઉ, "મન ગખ્યુ પિય ધાવિ.
મત ન ચૂકા, થિર રહ્યા, દીધુ કર્યું પ્રમાણિ.
જગમા એ સરીખા ભલા તણી નહીં કો ખાણિ
જણુણી ! તઇ ભલઇં જનમીઆ માહ સગાલ સમાન
પુત્ર વધી દઇ દાનવર. ધીરપણુ અસમાન.
પરદુખકાતર એ સમઉ હૂઇઉ નઇહોસઇ કોએ.
વચિમ માત્રમા પરગડઉ દાન થકી તે હોઇ.

ચુપઇ

રાખ્યુ ચિત્ત ધ્રમિ એણુઇ ઘણું; તેહનઉ વિસ્તર એતુ ભણુઉં ?
પરિપરિ દખાઉ એ સેવ, મત ન મૂંકયઉ એણુ નેટ.

હવઇ એક ઉપાયું મર્મ; તેણઇ કરી ચૂકવીઇ ધરમ.
કરું કૂડ; મનિ ન ધરઇ રોસ, વાંઝીઆ તણુઉ ચડાવઉ દોસ
કિમ દેસઇ એ ભોજન પછઇ ? હવઇં દીકિરુ એહનઇ ન છઇ.
સત્ત ચૂકાંડું એ પરિ કરી" હઇયા માંહઇ વાત એ ધરી.
તવ તે દેવ રૂપનુ નિરાજ બોલઇ, "ઇમ ન સીઝઇ કાજ.
પુત્ર રહીત ઘર સુનું થયું; એ શ્મશાન તુલ્ય તાં કહ્યું.
હવઇ ન લેવઉ મઇ આહાર," અપુત્રીયાનઉ દીધઉ ભાર.
પુત્ર વિના સત દીવા કરઇ તુહઇ અંધારું જાણુઉ સિરઇ.
यतः ।

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ।
तस्मात्पुत्रमुखं दृष्ट्वा स्वर्गे गच्छति मानवा ॥

સેઠિ વિમાસઇ, "કરવઉ કિમ, ધર્મ રહઇ પોતાનઉ જિમ !
નથી પુત્ર પોતઇ માહરઇ; તેહ ભણી ભોજન નહી કરઇ.
આહા માહા મઙઇ તે ઘણું, પુણ્ય રહ્યું, નારી ! આપણું.
જઉ અતિથ એ પાછઉ વલઇ તુ જશ સઘલઉ જગમાં ખલઇ.
સિરિજા કાં તઇં, સરજણહાર, જઉ ન રહ્યઉ મોટઉ વ્યવહાર ?
અન્ન અવારી મુઝ ઘરિ હતું. એહનઉ મઇ નવિ કીધઉ વતું
માનવભવ મુઝ વિફ્લી ભયુ, પુત્ર વિના વલી આકુલ થયુ.
પુત્ર વિનાસ્યુ એ રખિ માટિ, તુહઇ ન વાતુ આવી ઘાટિ.
સઇભૂ કર્મ અમ્હારું અસ્યું, નિદ્ધનનઉ વિમાસ્યું જસ્યઉં.
કુણ કર્મઇ એ છલમાં પડયાં ? કીધાં કર્મ આવીનઇ અડયાં."
કહઇ સન્યાસી, "કા હો વાંણિ, દુઃખ ધરંતુ આણુઇ કાંણિ
મઇલુ પુત્ર વિહુણુઉ જેહ, ચોખઉ નવિ થાઇ તે દેહ.
જાતઇ મઇલઉ જે ચાંડાલ બીજઉ જીવવધીનઉ હાલ.
ત્રીજુ લોભી જે બહુ હોઇ, પરઅવગુણુ બોલી મલ ધોઇ.
ચઉથઉ જે અણુદીઠઉં કહઇ, આલ ચડાવઇ, પરનઇં દહઇ.
કૂડી સાખિ ભરઇ પર તણી, અછતી વાત કહઇ અતિ ઘણી.

ચાંપણિ મોસઉ, ચાડી કરઇ, પરાપવાદ ઘણા ઉચરઇ.
સ્નેહ વિચઇ જે પાડઇ ભંગ, તે મઇલઉ કર્મઇ માતંગ.
ચોરીકારક મઇલઉ કહ્યઉ; ક્રોધી, કપટી મઇલઉ લહ્યુ;
નાસ્તિકમતી તે મઇલઇ ભર્યઉ; જૂઠાબોલઉ આગલિ કર્યઉ,
મલતુ વીવાહ જેણઇ ભાજીઉ; એતલાથી મઇલઉ વાંઝીઉ."
હાથ ઘસઇ સાહ, હઇડઉં હણઇ; "પોતઇ પુણ્ય નહી આપણઇ.
ઉછઇ કર્મઇ કાં અવતર્યા? અરથ ન સીધઉ. દુ:ખઇ ભર્યા."
સુકુલીણી નારી કહઇ, "સુણઉ, કાઇ દીન વચન તુહ્મે ભણઉ?
રાખઉ સત નહીં ચૂકઉ ધર્મ. અછઇ સદાફલ તુમચઉ કર્મ.
મ કરુ વિમામણ એહની કસી ઉદર માહરઇ સુત રહ્યઉ વસી
સાત માસ મુઝ ઉદરઇ થયા, તે જગદીસઇ કીધી મયા.
રખિ કહઇ તુ દેખાડુ તેહ, ફાડી ઉદરનઇ કાઢઉ એહ.
અછઇ પુત્ર એ નથ્થઉ સહી" તતક્ષિણ શુદ્ધ છરી તવ ગ્રહી.
ઊપાડી ઘા મેહલઇ જાંમ, તતક્ષણ હાથિ ગ્રહઇ મુનિ તામ
"માગિ, માગિ વર, તૂઠા અહ્મે જે જોઇ તે માગઉ તુહ્મે
સત્વવત, નઇ સાહ સધીર, ગુણે વડુ, વીરાતન વીર.
તુઝ ગુણ ઇંદ્રિ વખાણ્યઇ ઘણુ; તેણઇ થિર મન ન રહ્યુ મુઝ તણુ"
પ્રત્યક્ષ દેવરૂપ તે થયુ, "વર માગુ" એ બોલજ કહ્યુ
થયુ દેવ અતિ અદ્‌ભૂત રૂપ સૂર્ય થકી તે થયુ સરુપ
સકલાભર્ણ ધર્યા નિજ દેહિ, દીઠઇ દુરકૃત હુયાં છેહિ.
નર નારી બે રહ્યાં કર જોડિ, "સ્વામી આ કાં કીધી ખોડિ?
દેવ, રૂપ રખિનુ તઇ કરી, કા તઇ અહ્મ કાયા દુઃખ ભરી?"
કહઇ દેવ, "તત્ર દાન પ્રભાવિ ઇંદ્રઇ વખાણ્યુ સહઇજ સભાવિ.
મઇ નવિ માન્યુ એહવઉ બોલ, ઇંદ્રઇ બોલ્યઉ બોલ અતોલ.
વિકંપ રૂપ કરી મુનિતણું કર્યઉં નીર વિકય મઇ ઘણું.
*રૂડઉ સ્વરૂપ તુઝ આપઇ કર્યઉં, એ વિરૂપ વિકાર સહૂ હર્યઉં.*
સત્વ પરીક્ષા બહુ પરિ કરી. તાહરી મતિ તેણઇ નવિ ફિરી.

સઘલા ગુણ દીઠા તુહ્ય તણા, ઈંદ્રઈ વખાણ્યા તેહથી ઘણા.
'બહુ યુગ નામ તુહ્યારૂં રહ્યું' વયણ એક એ અહ્મે કહ્યું.
સત્યવંત રા હરિચંદ હુઓ. અન્નદાની તૂં સુપરિસઓ
સત્યવંત તૂં, સેઠિ ! અપાર. સતી ભલી ચંગાવતી નારિ.
કુંયર આહસ બુદ્ધિ ઉદાર. માતપિતા વચિ નહી અવિકાર.
પિતા ભગત એહવઓ નહી કોઇ, નરનારી સઘલાં તુહ્મિ દોઇ.
તે ભણી તુહ્મ વર દ્યું અહ્મે, જે જોઈઇ તે માગુ તુહ્મે."
બોલ્યુ સેઠ, "સ્યું વર મુઝ કહૂ ? તુહ્મ ભલા. અણુમાગ્યા રહૂ.
વાહલઓ પુત્ર હતુ અહ્મ તણુઓ, 'તૂંકઓ,' તૂંકઓ. ' હવઇ સ્યું ભણુઓ'
વધ્યઓ પુત્ર જે નાહ્નઓ બાલ, દોહલી, દેવ, ચેટની ઝાલ
કૂડ કરી મરાવ્યુ તુહ્મે, તેહ કથન સ્યું બોલું અહ્મે !"
બોલઇ દેવ, "સેઠ, તુહ્મે સુણુઓ, છઇ જીવતુ સુત તુહ્મ તણુ.
કરી કારિમું કુંયર સ્વરૂપ દેખાડયઓ એહ નવિ રૂપ."
સેઠિ કહઇ, "કિહાં કૂયર સો એ ?" "નેસાલઇ ભણઇ છઇ જોએ.
કિસ્યુ વયર નથી આપણઇ, કાંઈ, સેઠ, કિસ્યું કણમણઇ !
ન માનઇ, તુ જો નેસાલ. હતુ તસ્યુ છઇ તિહાંકણિ બાલ."
પિતા ગયુ જોવાનઇ જામ, પુત્ર નેસાલઇ દીઠઓ તામ.
દેઇ સાદ બોલાવઇ સાહ, હતુ વિષાદ અનઇ ઊછાહ.
"ચેલઈયા, આવઓ નિજ ઘરે. માય મિલીનઇ આનંદ કરે."
આવ્યુ પુત્ર. મા હરખી ઘણું; સાંઇ દીધઓ સોહામણું.
ઉછંગ લેઈનઇ ખોકા દીઇ, હર્ષાશ્રવિ મસ્તકિ સીચીઇ.
"ભલઇ મલ્યઓ તૂં, પુત્ર ! સુહેજ, સોવન કાંતિ, અનોપમ તેજ.
લોચન મન ઠરીઆં મલી આજ, તુઝ દરિસનિ સીધાં અહ્મ કાજ."
પુત્ર કહિ, 'મા, સ્યું દુખુ ધરુ ? પિતા, વયણુ સાચાં ઊચરુ.'
માંડી વાત કહી જે હતી, "આવ્યુ દે થઈનઇ યતી.
તેણઇ પારખું બહુ પરિ કર્યઓ; તે નવિ જાઇ હઈ ઊચર્યઓ.
વજ્રલોહ હઈઆં અહ્મ તણાં તેહ થકી કાઠાં અતિ ઘણાં
તે કીધઓ જે ન કરઇ કોઇ, સત્વ ન ચૂકાં આપણુ તો એ.

પછઇ દેવ એ પરગટ થયુ, વર આપઇ છઇ વલી સામહઉ "
કહઇ કુંઅર, " વર માગઉ, માય, રખે સત્ય ઉછેરુ થાઇ
" દાનોપરિ મન જેહવઉં અછઇ, તેહવઉ ભાવ રાહજો પછઇ."
તે વર દીધઉ તેણઇ દેવિ ચગાવતી બોલિ સખેવિ,
" પતિવ્રતાનઉ જે પાલિવુ, તિહા મન મઇસુ મુજ ટાલિવઉ "
" માતપિતાની ભક્તિ વિશેષ હૂજો મન માહરુ સુવિશેષ "
ત્રીણઇ વર માગ્યા તે દીયા, સુર સનેખીનઇ ચાલીયા.
જઈ સુરલોકિ વખાણ્યુ સાહ " પુણ્ય તણુ તે લઇ છ લાહ "
ઇંદ્રાગલિ વાણિ ઊચરી, સુરલોકઇ કીરતિ વિસ્તરી
હવઇ પાછનિ ધર્મનગરી માહિ નગરલોકિ સુણીઉ ઉછાહિ
વિસ્મય રૂપ કોલાહલ થયુ તસ ઘરિ બહુ જન જોવા ગયુ
સુણઉ રાય, તિહા આવ્યા ઘઇરિ, વધાવાની કીધી પઇરિ.
નગર શૃંગાર કરાવિ રાય ઘરિ ઘરિ ગૂડી ઊચી થાઇ.
તલીયા તોરણ, વનરમાન રગિત સોભઇ ઝાકઝમાલ.
ગીત ગાન બહુ નારી કરઇં, સાજન હઇડા ગહૂલા ઠરઇં
કુંકુમહથા યાચક દાન દઇ દેવગાવઇ રાઅમમાન
નર માહઇ પુણ્યવંત પ્રાણીઉ સગાલસાહ દીસઇ વાણીઉ
આવ્યા વધાવા ઘરિ ઘણા મામા કાકા ગોત્રી તણા
સત્વ સાભલી રીઝઇ લોક, હર્ષ ધરી તનઇ મૂકઇ શોક
" સત્વ સેઠ સૂરુ ઇણઇ કામિ, જાઇ પાપ સુભાગઇ નામિ
ધ્રમ ન રહઇ મન માનવ તણુ, તઈં શોભાવ્યુ પુર આગણુ "
દઇ રાજા પચાગ પસાય, ઊપરિ આપિ વલી કમાહિ
નગરિ મત્રિ મુખિ થાપીઉ, તસ યશ તિહુયણમા વ્યાપીઉ
અતિ આડબર નગરઇ કર્યઉ, હીંડઇ બહુ જનસ્યુ પરવર્યઉ
આગઇ આદ દાન દઇ ઘણુ, વલી માન હુઉ રાજા તણુ.
સેઠ નગર્વો દીસઇ સાર, દીન દુરછનુ તે આધાર
ભુ પર સુરતમ સમાણું સોએ તમ જોમલિ નહીં બીજઉ કોએ
તિહાર પછી બહુ ચત્તુકાર ઘણુઉ જમાડ્યં વર્ણ અઢાર

જતી ગૃહી જે માગઇ અન્ન ઘૃતસું જુક્તાઇ દઇઇ મન્ન.
દાંન પ્રભાવઇ સુર સવિ મિલી આવી અમૃત બોલઇ વલી.
'દાંન થકી કૈલાસઇ વાસ,' શંભુ ભણઇ, 'હોજ્યો સુપ્રકાશ.'
વદઇ વલી, 'સુર સકલ મઝાર બઇસેવું તઇ સહી અવધારિ.'
અસી આસીસ દીઇ સવિ દેવ, 'સુર નરપતિ તુઝ કરસઇ સેવ.'
સાહા કહઇ, "સુરનગર ન કાંમ. આપજ્યો અવિચલ સુભ ઠાંમ.
કરવઉ ધર્મ, કહુ, મઇ તેહ, અજરામર પદ લહીઇ જેહ."
સુર બોલઇ, "તે ધર્મ ઉદાર દયામૂલ ભાખ્યુ સુખકાર.
દેવ નિરંજન જાણઇ જેહ. તે આણઇ ભવ કેરુ છેહ."
સંપ્રહૃતા નિજઠામિ દેવ કરઇ સેઠ સંતની સેવ.
ઇમ યૌવન પાંમ્યુ ચેલીઉ, પરણાવ્યુ અનુપમ મહેલીઉ,
ઘર બાર કરઇ સુત સોઆે. હલૂકર્મી તે પ્રાંણી હોઅે.
ચમાવતી તીહઇ પાણિ તિમ્મ, ભવયંતરિ સુખ લહઇસઇ જિમ્મ.

ઢાલ

( ભાણેજ નઇ જવ રાજ એ )

અનુક્રમઇ તેહનઇ સાધુ મિલીઆ. ધર્મ દેમન શ્રાવએ.
દયામૂલ સુધર્મ જાણ્યુ. સુદ્ધ સમકિત પાવ એ.
જિનદેવ સેવા, સગુર કેરી બ્રહ્મધારી જે હવા.
બાહ્ય ભીતરિ નહીં ય મમતા. લહ્યા ગુર પણિ તેહવા.
ગુર કહઇ, સમકિત શુદ્ધ પાલુ: રખે શંકા આદરુ.
તસ પાચ દૂષણ દૂરિ કીજઇ. વલી બીજા પરિહરુ.
મૂલ સમકિત ધર્મનુઃ વ્રત બાર શાખા જાણિ.
આચાર બહુલા તેહના. પ્રતિશાખ રૂડી આણિ.
ગુણ શ્રાવકા જે ઘણે ભેદે, આવલી એ પત્ર.
પુષ્પ સુરનરસુખ કહીઇ. મધિ તાસ વિચિત્ર.
મુગતિ કેરાં ફલ સહેજાં. તૃપ્તિ બહુલી થાઇ.
જે વાવર્યાંથી સકલ દોષા રોગ દૂરિ પલાઇ.
સબ લોકનઇ આરાધવા ગ્રંમ તેહ પૂજ્યુ યોગિ.

હૂઇ અનતા સુખ ભોગી કહીંઇ ન પડિઇ શોગિ ”
તે સાર ગુર દેસન સુણી ધણી ખપ તિહા આદરી
કારિમા સુખ સમાર કેરા રહ્યુ સાહ તે પરિહરી
ભાન સયમ શુદ્ધ વેઈ લહ્યઉં કેવલ ગૃહીપણુઇ
સુરદત્ત વેધઇ જહીં પૂજા મક્લ સુરપતિ તિહા થુણુઇ
આઊ બહૂલઉં તેણુઇ ભવસ્થિતિ પાલીઉં નિર્મલ થઈ
ભવ્ય પ્રાણી બૂઝવ્યા સુખ ભોગવઇ નિશ્ચલ થઈ
અનુક્રમઇ ચગાવતી નઇ સુત પામીઆ સુરલોક
એકાવતારી સો હુઈનઇ હોમઇ ગતશોક

એ સાહ સમવઉ દાનધારી ચચ્ચઉ નહીં તે પારખઇ
તાસ ગુણુ જે માભનઇ તે ઠામિ બઇસઇ સારિખઇ
વૃદ્ધતીરથ ગયા ગગા, દ્વારિકા ગોદાવરી,
કેદાર બદરી, હરિદ્વાગ, સાર મથુરા વગપુરી,
અન્ય આમદિ સબન તીરથ કરઇ જે ફલ હોઇ,
સાહ શ્રી સગાલ કેરુ રામ સુણુતા સોએ
વલી જેન તીરથ કરઇ જે એહ જન તે સુણુઇ એ ગસ
અધિક ફલ એ માભબઇ ગુણુ સેકની એ ભાસ
સુણી એહનઉ દાંન મહીંમા અહઇ ગુણુ જે એહનઉ,
તે લહઇ મપદ સકન અવિચલ, થાઇ નિર્મલ તેહવઉ
એ રાસ ભણુતા હર્ષ વાધઇ, સુગુણુ સુણુતા પામીઇ
વલી આમ પૂરણુ સકલ હૂઇ અનઇ વછિત કામીઇ,
સોલ મવત સતમઠઇ, માસ વૈશાખઇ વલી,
વદિ બારસઇં એ રાસ પૂરણુ હુઈ શુભ મનની રુલી
વૃદ્ધશાના ગુણુવિશાના × × × ગચ્છપતી,
તસ આણુપાલક કનકસુદર કહઇતુ વઝાયા યતી
વિબુધ શ્રોતા ! રામ સુણુતા હર્ષઇ ભાવ સુ આણજો.
શશિ મૂર મડલ તપપહનાં જાં રાસ એહ વખાણજો.
ઇતિ શ્રી મગાવસાહ રામ સંપૂર્ણં ॥ મવત ૧૬૭૦ લખિતં ॥

## ૩

# સુરદાસકૃત

## સગાળપુરી

### રાગ ગોડી

ગમકું વણ્યાએક, પૂરે આશ ગવરીનંદન ગૂંણુ લીવતિવાશ.
ગજવદન ગરનો ગુંણપત સુધ બુધ જે તેહેને શત.
મુષક વાહન. તાત (નરેશ) મહેશ. ઉત્તમ મન આપો ઉપદેશ.
ચતુરમુખ તો છે જે બ્રહ્મ પ્રોહોઢા છે તેહેના પ્રાક્રમ
તેહેની તનયા તૂ, સરસ્વતી તાત તમારો પ્રજાપતિ.
હું લધૂ બાલ છૌં રે મત, કાંઈ ન જાણૂ અક્ષર, શત.
ધનજી ભટને લાગુ પાએ, ગાઉં જુગજીવન જાદવ રાએ
હરી ભટનો તું રે તન નિરમલ લેખ કાંઇ તાહારૂ મન
હરીઆદ માહે તાહારો વાશ તાહારી પાશે કવે સૂરદાશ.
એ કથા જે શ્રવણે ધરે, પાતિક કોટ તેહેના પરહરે
પુત્ર તણો તેહેને ન હોએ વિજોગ ભૂઅસ્થલમા પામે ભોગ
અરજુન, ભીમ, જુધિષ્ટર, ધરમ, નીકુલ શેહેદેવ ને ઉતમ કર્ણ
કરણ તણુ સું કરૂં વખાણ, જેહેને તાત તપે રે ભાણ
કુંતા સરખી જેહેને માત, પાંડવ પાચ સરખા ભ્રાત[1]
પ્રાતૂકાલ જેણે સમે થાએ, તેણે સમે દાન દેતુ કર્ણ રાએ
શવા ભાર તો આપે હેમ નખેત્ર તો તાં કુશલીખેમ.
શવા ભાર શોવણ આપતો કાહુ જીમ્યાએ ફરી નહી બોલતો
જતી સન્યાસી આવે કોડ તેહેની સ્તુતિ કરે કર જોડ.
દાન દેતો ન કરે નાકાર એહેવા ખત્રી કર્ણ દાતાર
ખત્રીનું ખત્રીનટસ ચતર[2] વઢતા વઢતા આવ્યો અંત.
શત્રર્થ સુધ તે કર્ણજી જાણ્યુ પડયો પ્રથ્વી તે વેધ્યુ બાણ[3]

---

ફુ૰ ૧ સધયે વીક્ષાત ૨ મન
૩ સમ્રર્થ તે સુધ તે કૃષ્ણજી જાણુ પડયો પૃથ્વી ને વેધ્યૂ બાણ.

નારાએણનું લીએ છે નામ રસનાએ બોલે રામ રામ.
તેણે સમે આવ્યા શ્રી હરી બ્રાહ્મણ કેરો વેષજ ધરી.
શ્રી કૃષ્ણજીએ વાણી ઓચરી. "માનભાવ! તું દાનેશરી.
માહારે મન મોટો ભાવ આવએો. તૂહુંને જાચવા હું આવએો."
"માહરા સ્વામી! સૂં આપીએ? કાંઈ સમીપ હોએ તે લેઈ સોંપીએ.
મણી માંણેક મોતી ભંડાર. કાંઈ નથી, કેહે કર્ણ દાતાર.
"હું કરી આવ્યો મોટી આશ. કાંઇ રે, કરણ! મોકલે નિરાશ?"
સૂરજસુત કેહે, "સાંભળ, યતી! કનક તણી માહારે દાંતે રતી.
પંડિતજી! લાવો પાષાણઃ" કુંતાકુંઅર કેહે ચતુર સુજાણ.
વલતા બોલ્યા શ્રી ભગવાનઃ એ તો કંહીએ મે નથી શેવ્યાં દાન.
અડવડતા આખડતા કંણ ગયા, તેટલે દયાલજી પ્રગટ થયા.
"માગ, માગ, રે, તૂં રાજંન! હું તૂઝનિ થએો તુષ્ટમાન.
દૂં તૂઝનિ તુહેરે દેવ. માગ માગ રે કણ! અસ્વમેવ."
"સ્વામી! તિલક બ્રંહ્મણને હાથે સાર. માત હસ્તક માહારો આહાર.
પુત્રતણે હાથે પંડદાન. મચ્યા કરો મુઝનિ, શ્રી ભગવાન!
સ્થાને વાસ, ને સુકલે જન્મ. એ તૂં પ્રસંન જનાઅરજૂન.
નયણે નવ દેખું પર વસ્ત. તાહારે ચરણે રાખૂં મત.
પરસ્ત્રી વેલાં નુંપૂછક થાએ. સેહેદારા સૂં જોવંન જાએ.
સ્વામીકાજ માહારુ જાએ જંત. કુંઆરી ભોએ દેહન દે અંત.
ભક્તિ કરતાં ચંત ન ચલે સૂરજનો સુત સ્વર્ગ પલે.
આનંદો અંગે અપાર દેખી કનક તણા ભંડાર.
સહુ દેખે સુનુ મોવણઃ હૈયે હરખ્યો ખત્રી કણ.
હેમ ભક્ષું ન કરાએ ભક્ષ. અન વિનાં કેમ બેસ સક્ષ?
અન્ન વિનાં રહ્યો ટલવલી, જેમ જલછંડાવી માછલી.
ભૂખ ખગીતી દેહને દમે. અંન વીનાં લાઘણ કેમ ખમે?
અન્ન વિનાં તેહેને પડે અપવાશ. સ્થાનકે બેશી થએો નિરાશ
જેહેવૂં દીધૂં પોતાને પાણ, તેહેવૂં પામીજે નીરવાણ

જેહેવૂં દીધૂં તેહેવૂં પામ્યા સહી; વાવ્યા પાખે કાંઈ લણીએ નહી.
કૃષ્ણ કેહે; "કર્ણ! અવિધાર. તેં કોહેને કર્યો ઉપગાર?"
"સ્વામી! અભ્યાગત આવ્યો એક મંદિર માહારે કરી વિશેખ.
આગતસ્વાગત કીધી અતી. શોવંણુ ન લીધૂં એકજ રતી.
ખૂધારથી હુતો અપાર. કરે કરી દેખાડયૂં દ્વાર."
કૃષ્ણ કેહે રે કર્ણ! અવિધાર. જે આંગલીએ દેખાડયૂં દ્વાર,
તે આંગલી મુખ માંહે ધરો. કર્ણ! અહમારૂં કહૃં કરો."
મુખ માંહે મેહેલતાં વાર પંચામ્રત આવ્યા ઓડકાર.
કર્ણ કેહે, "રે કૃષ્ણ! અવીધાર. એક વાર મ્રત લોક અવતાર.
અંનદાન હું દેઉં ઘણું: ખૂધારથીનું દૂખજ હરૂં.
ભૂખો આવ્યો ને હાલો ગયો. તે માટે મારો દેહ દહો.
દોયે કર જોડી કેહે સુરદાસ. "અંત્રિક્ષ આવ્યા શ્રી વૈકુંઠનાથ.
કંણકથા એ રે પૂરી. હવે કેહેસું તે શગાલપૂરી. ૬૧

રાગ ગોડી.

કાંતી નગરી તો નીજ વાસ. તાંહાંનો લોક છે લીલવિલાશ.
ધર્મ, દયા, મત સત અપાર. અસત ન બોલે એક લગાર.
બંગાલનો સુત શગાલ શેઠ. તેહેને ચેલઓ પડઓ પેટ.
શગાલ શેઠની અસ્ત્રી ચંગાવતી, ચેલૈઆની માતા શતી.
કૂડ કવદ્ય મારેગ તજે. શ્રી ભગવંતને ભાવે ભજે.
પતની પતનૂં એકજ મંન, ચતુર ચેલૈઆ તે ધંન ધંન.
ખંડ ખંડ તેહેની ચાલી ખ્યાત તેહેને વખાણે શ્રી વૈકુંઠનાથ.
કૈલાસ વાસો વસે ત્રિપુરાર જોઉં શત એહેનૂં એક વાર.
જોઉં પારખું પીડા કરી. બારે મેઘ! તંમ્યો ભાંજો ભરી.
બારે મેઘ! તંમ્યો કરજો કાજ. ઉતાવલા થઈ વરશો આજ.
જોઉં જતી ઘેર કિમ આવશે. શેઠ શગાલ ત્યારે શત છાંડશે.

રાગ મહલાર.

બારે મેઘ આવ્યા. ઝડ કરી. ત્યારે વરસ્યો અખંડ ધાર રે.
ચંદ્ર સુરજ નહી દેખીએ. નહી ઉઘડે એક લગાર રે. ૧

ઇસ્વરે અંતર જોઈઉ, કેહેવું છે એહેનું મંન રે.
એક ઉદર, પાણુ પોઢા પાતલા. હરનું પરૂએ પચ્યૂં છે તંન રે.
કોઢી કરૂપ કરડીઓ હરને દાંતે બાધા શેવાલ રે.
પરુ તણા પરવાહા વેહે હરને મોંઢે ગલે છે લાલ રે. ૩
એહેવો મેલો વેશ ધરી કરી જો બેઠા દેહેરા માંહે રે
આનંદ અંગે અતિ ઘણો જોવા નીશર્યાં નર ને નાર રે ૪
તેહેવે દેવલ દાખઉ બેઠા દીઠા દેહેરા માંહે રે.
"સ્વામી! દેવ તણો તૂં દેવતા હું પામી પરમ નિધાન રે, ૫
મુઝ દીન ઉપર દયા કરો જેમ ઘર પુર પાવન થાએ રે."
પછી શેઠ શગાલ ચગાવતી પેલા જતીને લાગે પાએરે.

રાગ અંદોલ ગોડી

સ્વામીજી એણી પેર બોલે છે અભ્યાગત રે,
"સાંભલો નિ સુધી વાત રે.
હું કિમ આવૂ? જૂઓની દુખ, સું કરૂં, જો દીલે રે?
જોગ ને, જુઓ રે, ભાઈઓ! નહી મલે રે.
રગત રાખુ ન રેહે પરૂ તણા પરવાહા વેહે,
દારુણ દૂખે દેહ" એમ કેહે રે.

રાગ મલાર

શેઠ શગાલ ચંગાવતી વલતાં બોલ્યાં વાણી એમ રે.
"માહારા શ્વામી! મદિર પધારીએ હું તો શેવ કરૂં અનુદિન રે ૧
વેહેલા થાજો. વાર મ લાયો. સી માંડી પૂછાપૂછ રે?
પછે અરૂી ભરથારે ઉચલ્યો, ઓછંગે લીધો અતીત રે. ૨
અતીત અંગે ઉતરે લોહી પરૂ તણા ઓઘરાલ રે,
સંત કેહે એહેનું (ન) ચલે ક્ષણુ માત્ર એક લગાર રે. ૩
સતી તાં એહેવી શાધવીઃ તમ્યો સાંભલો માહરા નાથ રે,
જે-જે જતીને વાજતૂં રખે ખૂચતા આપણા હાથ રે. ૪
જુગતે જતીને જાલવે દૈઅડે આણે અતિ હાશ રે
એમ કરતાં લેઈ આવઆં તે પોતાને અવાશ રે,
ટાઢાં પાણી; ને મધુરી વાણી; ભાવે કરે હરિની ભક્ત રે

વીઝણો લેઈને વા નાખે એહેવી કરે આગતસ્વાગત રે,
રોજ તળાઇ ઉશીશડાં હરને મસુરીઆં બેહુ ગાલ રે
એમ કરીને પાથરાં, સ્તૂતી કરે શેઠ શગાલ રે.
પછે વલી ઉતાવલાં એમ રશોઈ નીપાઆં રે.
પચામ્રત પ્રીશી કરી 'માહરા સ્વાંમી ! તમો જમો રે.'
વલતા અભ્યાગત બોલીયાઃ "તંમ્યો શાંભલો શેઠ શગાલ ! રે.
તમારા મન માંહાં છે જે અંનનો એ કરશી આહાર રે.
અંન તણી માહારે આખડી કાંઈ થઆ છે બહુ દિન રે.
મુઝનિ પૂછો તો કહું હું તો માંશ કરૂં ભોજંન રે"
આણૂં અખાદ અજા તણૂં તેહેને વેગે ન લાઓ વાર રે.
પ્રીશીને આગલ ધરૂં. હવે તેહેનો ન કરે આહાર રે.
વલતાં અભ્યાગત બોલીઓઃ "તૂં શાંભલ, શગાલ શેઠ ! રે.
એક અન્યોપંમ ચેલૈઓ તે પડઓ તાહારે પેટ રે.
તેહેને વધ કરો ઉતાવલો. જાઓ કાંઈ ન લાઓ વાર રે.
મુઝનિ પૂછે તો કહું હું તેહેનો કરીશ આહાર રે."
"સ્વામી ! પુત્રવાત તો પાધરી, આપણે ઘેર છે જેહ રે.
માહારા સ્વાંમી ! શવારૂં શે ન કહ્યૂં ? ક્ષૂધા પીડે તહમારી દેહ રે.

રાગ મારૂ

વેહેલા થાઓની માહારા નાથ ! રે
લાવો. ગીઓ છે નીશાલીઆની સાથ રે. ૧
માહારો લાડગેહેલડો પૂત્ર રે,
તે તો ભણવા ગઓ છે સુત્ર રે. ૨
માહારા વાહાલા ! તૂં વેહેલો હીંડ રે.
એક જતી ને ક્ષૂધા પીડે રે. ૩
એહેવી શાંભલી જતીએ વાત રે.
બે રૂપ ધર્યાં જદુનાથ રે. ૪

એક બેઠુ રહ્યુ અવાશ રે.
બીજુ ગઉ ચેલૈઆને પાશ રે. ૫
" તૂં તો શાંભલે, ચેલિઆ ! વાત રે.
તૂંને મારશે તાહરો તાત રે. ૬
ઘેર આવ્યો અભ્યાગત એક રે.
તેણિ વાત કરી વશેખ રે. ૭
તે તો અંનની વાટે ન જાએ રે
તાહરા તંનનૂં અખાત ખાએ રે. ૮
તૂંને બાપ મારે વિશવાસી રે
તૂં તો જા ની ઘડી એ નાહાશી રે. ૯

રાગ ધન્યાશ્રી

ત્યારે નાંધડીઆ નીશાલીઆ રે બોલ્યો વાણી બાલ:
" માહગ શન્યાસી ! શાચૂ સૂણો રે, સ્વામીજીએ કીધી માહારી શાર. ૧
હું તો ઉમઆ અંગથી ઉપનો રે, પીડાએ પ્રશાવ્યો રે પૂત્ર.
માશ દશ દુખ ભોગવ્યૂં રે, માતાએ ધોયા રે મલમૂત્ર. ૨
હૂં તો પાલીને ગ્રોટો કર્યો રે, તેહેને કિમ દેઉ રે ધૂડ ?
કહ્યું ન માને માત તાતનૂં રે તે છોરૂનેં નહી હોએ રે છુટ " ૩
ત્યારે કુયરે કર ખડીઆ ગ્રહ્યો રે, માથે પાટી રે સાર,
ચરણ વાહે ઉતાવલો રે, પિતાજી ને કીધો રે જુહાર. ૪
ચરણ લાગો ચગાવતી રે, માતાએ દીધી રે આશીશ:
"માહારા કુંયર તૂં કાડામણા ! છેદવાને આવ્યો રે તાહારૂં શીશ ! " ૫
×" માહારી જનુની ! વાર ન લાધએ રે, વેહેલી થા રે મોરી માત !
પેલા જતીને જમાડવા રે, અમ્યોને કરો રે ઉપઘાત. ૬

વલણ*

ઉપઘાત અંમ્યોને કરો, માતા કર જોડી કુંઅર કહે,

× જનની॰ જેરિ ન લાઇએ રે વેહેલી થા રે માહારી માત.
* રાગ

હવે વધ કરો ઉતાવલી. ભૂખ જતીને દેહ દહે. ૭
એહેવા માત વરસનો બોલે વાણી શા માટે શાશો કરો!
હવે વિધ્ય કરો ઉતાવલી, તમ્યો માયા મનથી પગ્હરો ૮

વલણ

પરહરો માયા છેદો કાયા, હૈએ હરખ આણો હવં
તમારે હાથે માહારા પ્રાણ જાએ તો વેગે વૈકુંઠ જૈ વસું.

રાગ કેદારો

વેગી હોરે, માત મેરી। છોરો કેહેતા હે બેરોબેરી.
ભૂખ જતીકું પીડા ભારી.
અરથ ગરથકા માત! લોભ ન કરના, ઉડ ગઆ પછી માતા! પડા રે ભગાય
હમ તમ છૌ રે માતા! દુર પૈઆંણુ.
કીશકી બેણુ? માતા! કીશકા રે ભાઈ? શખા મલે હી બાટ બટાઈ
જો રે જી(એ)ગે માબાપ ઓર માઈ, ત્યારે પાએગે માતા પુત્ર ભલાઈ
તબ આપોપે (માતા) મદિર પલાઈ
કરે વિલાપ અંતર દુખ આણી. નૈયણે નીર વેહે જલપાણી

રાગ વેરાડી

ચતુર ચંગાઈને શેઠ શગાલ ખોલે બેશાડો ચેલૈઓ બાલ,
ભાવે ભગ્ત રામની કરી, ચેલૈએ શમર્યા શ્રી હરિ.
નાથડીઓ રાખો નિરધાર, પાલી લેઇને કરો પ્રાહાર,
પુત્ર ચેલૈઓ ચતુર સુજાણ માબાપે મલી લીધા પ્રાણ
પુત્ર અખાત પાક જ કરી માતાએ રાંધું ભાણડે ભરી
થાલી પૂરીને મૂકી પાશ, "જમો, જતી સુને દીઓ આશ"

એ તોહોએ પ્રકીત જમું નહી શારૂ મસ્તક રાખૂ કહી ?
એ રાખૂ તમે અમ જ શહી શાર્‌ મસ્તક રાખૂ નહી "
પતની પત બેહુ લાગે પાએ "માહરા સ્વામી ! તમને અણુખ જ થાએ"
"તો ઉતરશે માહારી રીશ, બેહુ જણા મલી એહેનુ ખાંડો શીશ
અનોઅન્ય ગાઓ ખાડણા જો આસુ પડે તમ તણા
તોયે તમ્યોને દેઉ શ્રાપ ભૂખો ઉડી જાઈશ આપ

રાગ પરજીઓ

દૂવાઝ પોકારે થડ ચડી ' કાએ જનમી મોરી માએ ?
પુત્ર ! પોઢો પારણે વહવન લાગી રે પાએ
પુત્ર, પુત્ર કુલતર પુત્ર કરશણ પુત્ર આગેવાન
જેહેને પછોડ઼ે પુત્ર નહી તેહેનો ધ્રહા કુઆ નવાણ
શેઠ શગાલ કેહે રે "હૈયા ! રહેજે હાથ તો
ટલતો રખે અગતો
મસ્તગ ખાડતા ચેનનૂ રે
ખાડણા માહે મેહેલ્યૂ છે શીશ
કાંઈ નથી રીશ માએ બાપને રે
માહરા કુંવર ! તાહરૂં કોમલ ખાડણૂ અગ
મિં પાપણીએ ભગ કીધૂ ચેયૈઆ રે
માહારા કુઅર ! તૂંને ભમરૂલી ભાવતી
બોનાવે ચગાવતી કાલા બોલ દો રે
માહાગ કૂઅર ! તાહારી નાચિકા તો નીરમલી
દાત તે દાડેમ કલી, માહરા ચેલની રે
માહરા કુઅર ! તાહારા અધર તા રાતા
શેઠ શગાલ કેહે આતા ! મુદ્દને બોલ દો રે
માહારા કુંવર ! તાહારી કેડનો કણદોરો
તૂઝ સરખો ને ગોરો કાલા ! કો નહિ રે
માહગ કુઅર ! તહ઼ને પાશે લેઈ જમાડતી
સીધાશણુ માંડની કાલા ! બેઠણા રે
મે જાણ્‌ મોરે પાએ વહૂ લાગશે
કુલને અજવાળશે માહગ કથનુ રે

માહારા કૂઅર ! તાહારી સૂખડી પકુઆ હાલીઆ
નાધડીઆ નીશાલીઆ સહુ આરોગતા રે
ખાંડણૂ ખાંડતા બાંહોડલી ગે ન તૂટે ?
આખડલી ગે ન ફૂટે ? હાલાને ખાંડતા રે
પુત્ર તણા મોટા તે વિજોગ
કેમ મન ગમ્યું (શોગ)? અવની વેહેર દીઓ રે
ખાંડણૂ ખાડતાં આંસૂડા પલાએ
રખે ઉડી જતી જાએ ઘેર આપણેથી રે

રાગ રામગ્રી

ચતૂર ચેલૈઓ શૂર શીશ તેહેનો કીધો ચૂર
ખાડીઉ માબાપ મલી રાધઉ આપ
આગલ તે મેહેલૂ પ્રીથી
બોલ્યા તે વાણી હસી'
વહેલા થઈને આરોગો માહરા સ્વામી ! સન્યાસી !
હવે કાંઈ કાઢો વાક ?
સુગત જિમ કરે રાક
વાઝીઆનું અન કિમ લીજીએ અગ્રજ પાક ?
લીઓ અન તમ પહરૂં
માહરિ પાછો હું પરવરૂં
વીમાસા વીના એહેવૂ સૂં કહું ને સુ કરૂં ?
તમારૂ ન આવે કાજ,
પાણી પીવાને અગ્રાજ.
વાઝીઆનું અન તો કીજીએ ત્યાજ
માથે લાગુ રે કરૅમ
હવે કીજીએ સુ કર્મ ?
લાભની હુતી વલી આસ્યા મુળગા ખોઈએ રે કર્મ.
શતી કેહેરે 'કથ પ્રાણ
પ્રથવી બેહુ પડીઆ પાણ
પુત્રની તે હવી હાણુ જતી જમ્યો નહી નિરવાણ'

શતી કેહે સીશ નામી
શાભલો, શન્યાસી ! સ્વામી !
હજી હું પાજણી નથી માહરા સ્વામી ! સન્યાસી !
બોલૂં નહી સ્વામી જુઠ
દેખાડૂ નિ તમે ઉઠુ
માહારી કુખે છે સ્વામી ! બીજુ રે બેઠુ
ચતૂર ચગાઈ મતી
હાથ માહે લીધી કાતી
ઉદર વાહે તા વલગા શ્રી કમલાપતિ
માગ માગ રે તૂ વર
તુને તુઠા શ્રી વીશભર
બોલાવ ચેનૈઓ તાહારો પૂત્ર સુદર
તેડતા તે આવ્યો તન
અંગ દીધૂ આલિંગન
સ્વામીજીએ પૂત્ર આપો જેહેવા આપણ પામ્યા તન
માએ બાપ તે ચેન પૂત્રને નરખે
પાશેયા દઆલજીના ચરણ પેખે.

## રાગ ધન્યાશ્રી

દીનાનાથ દઆ કરી શાહેનડી ભવદુખ ભાજે જેહ
ગેડ શગાસ ચગાવતી શાહેનડી રે ભવદુખ ભાજે જેહ
પુત્ર ચેનૈઓ તેહ શાહેનડી રે
કાતી કેરા લોક તે આવ્યા અમારે શાથ શાહેનડી રે !
ચોરાસી ચહુટા બના, શાહેનડી રે, જે છે કાતી મુઝાર
તે કૈલાશે વાશો વશીઆ શાહેનડી રે !
દીનાનાથ દઆ કરી
એરે કથા જે શાભને તેહેને દીધા હોએ મોરાગ
જનમ જનમનાં અઘ ટને
મે કર જોડી કેહે સુરદાસ અત્રીખ આવ્યા શ્રી વૈકનાથ

3-ક

# સૂરદાસકૃત

## કર્ણ વખાણ

### રાગ ગુડી.

સમરૂં વણાયગ પૂરવિ આસ ગવરીનદન લીધવિશ્રામ
ગજવદન ગિરૂઉ ગણપતિ, સિદ્ધિ બુદ્ધિ જેહનિં સિઉ સતી.
મૂષક વાહન, તાત મહેસ ઉત્તમ મતિ આવુ ઉપદેશ.
ચાતુર્મુખ તા છિ રે બ્રહ્મ, જેહનાં મોટાં છિ પ્રાકર્મ.
તેહની તનયા તૂ, સરસ્વતી! તૂંહનિં શેવઇ મુનિજન જતિ.
આદિ માતા! તૂ માહારી માત મૂં સુતનુ મ મૂકિસિ હાથ
જગજનની, અંબિકા તૂં. દાસ તહારુ છૂ રે હૂ
અરે અંબા! તૂ છિ રે અનુપ દૈત્ય દળ્યા તિં આણી કોપ.
છોરૂ કછોરૂ હુઇ રે આપ, તુહિ ન દિઇ છેહ માય નિ બાપ.
કમલભૂતનયા તા સોઇ કહિ સૂરદાસઃ મૂસાહામૂં જોઇ
સાર કરુ માહારી, સરસ્વતી! તાત તાહારુ પ્રજાપતિ.
વૈષ્ણવજન! હૂં તાહારુ દાસ તહ્મારી દયા કરી ગાઉ અભ્યાસ
અરે, વૈષ્ણવ! મૂહનિં કરુ રે મયા, દીન ઊપરિ આણીજિ દયા
લઘુ કવિની લઘુ છિ મતિ કહી ન જાણૂ અક્ષરસુદ્ધિ
એ કથા જે શ્રવણે ધરિ,[1] પાચ પાતક તેહનિ પરિહરિઇ
સાભલતા દયા ધર્મ ઊપજિઇ, કૂડ કપટ લોભ મોહનિં ત્યજિઇ,
પુત્ર તણુ તેહનિ નુહિ વિયોગ, ભૂતલ માહિ તે પામિ ભોગ
અર્જન ભીમ યુધિષ્ઠર ધર્મ સહિદે નકુલ નિકર્ણ ઉત્તમ
કર્ણતણૂ હૂ કરૂ વખાણુ જેહનિ તાત તપિ તા ભાણુ.
કુંતા સરિખી જેહનિં માત, પાચિ પાંડવ સરિખા ભ્રાત
પ્રાત કાલ તણુ પોહોર એક કર્ણુ દાન દેતુ સવિશેખ
સવા ભાર સોનું આપતુ, જિહ્વા જૂઠ નવિ બોલતુ

---

1 સુણિ

જતિ સન્યાસી આવિ કોડિ તેહની સ્તુતિ કરિઇ કરજોડિ
"મુનિ ! કહિ, મનિગમતૂ આપીઇ અપાર, સ્વામી શત લીજીઇ
દાન દેતા ન કરૂ નકાર" એહવુ કર્ણ મહી દાતાર
સોનુ આપી સંતોષિ અતિથ અન્ન ન દેતુ એ દૂમીથ
સમલ કરિઇ કર્ણ સંગ્રામ સાહમુ કોઇ ન ધાનિ હામ
મહા પરાક્રમી, અનુપમ વાત, અતિ બલવંતુ નિ વિખ્યાત,
ક્ષત્રી(નિ) ક્ષત્રીવટસ્યૂ ચત વઢતા વઢતા આવ્યુ અંત
મમરથ સૂરુ કરણ સુજાણ અવની પડીઉ વેધ્યુ બાણિ
નારાયણનૂ લેતુ નામ રસનાઇ બોલિઇ રામ ગમ
એહવિ સમિ આવ્યા શ્રી હરિ વાડવ કેરુ વેશ ધરી
વિપ્રજીઇ વાણી ઉચ્ચરી, "મા'નભાવ ! તૂ દાનેશ્વરી
તૂ તા માહારિ મનિ ભાવીઉ, તુ તૂહનિ વાચવા આવીઉ
કાંઈ એક મૂહનિ દ્યુ રે દાન" બ્રાહ્મણુ વેષિ વદિ ભગવાન
બાણિ વેધ્યુ બોલિ કર્ણ. "મયા કરુ મૂહિ બ્રાહ્મણ !
માણિક મોતી હેમ ભડાર કાંઈ નથી" કહિ કર્ણ દાતાર,
"સ્વામી ! તૂહનિ સ્યૂ આપીઇ ? સમીપિ દૂધ, તુ લેઈ સૂ પીઇ"
વલતૂ વચન કહિ શ્રીરંગ, "પ્રાર્થ્યા પૂઠિ ન કીજિ ભંગ
કરી આવ્યુ હૂ મોટી આસ કા, કર્ણ ! તૂ મૂકિ નરાસ ?"
સૂર્યસુત કહિ, "સાભલુ, યતિ ! કનક તણી તા દાંતે ગ્ની"
પડિત પેલુ લ્યાવુ પાષાણુ" કૂંતીકૂંયર કહિ ચતુર સુજાણ
અડવડતુ અડવડતુ ગયુ, તેહવિ દયાલજી પ્રગટ જ થયુ
"માગિ, માગિ રે ! હૂ તુષ્ટમાન ભનુ ! ભલુ !" કહિ શ્રી ભગવાન
"હૂ તૂઠુ તુઝનિ" કહિ દેવ, "માગિ, કર્ણ ! તૂઠુ અવશ્યમેવ"
કર્ણ કહિ, "રે, શ્રી જુગદીશ ! વલી વલી તૂહિ નામૂ સીસ
સ્વામી મુઝ ! નિ શ્રી વિશ્વનાથ ! સ્તુતિ કરૂ હૂં જોડી હાથ
તિલક બ્રાહ્મણ આપુ સાર. માનિં પાષિં મુઝ આહાર

પુત્રતણે હાથે પિંડદાન. મુઝનિં મયા કરુ, ભગવાન!
* પાત્રને હાથે માહરું પુણ્ય. માહરું મનુ તુ શુ અનુદિન
ગંગાતટિ માહરૂ પતન, કરણુ કહિ, તુ માનિ મન્ન
સ્થાનિક [1] વામ; સુકુલિ અવતર્ણું; તૂં પ્રમન્ન તુ સામલવર્ણું!
નયણે દેખૂં પીયારુ માલ, તાહારે ચરણે ચિત, ગોપાલ!
પર સ્રી વેલા નપુસક થાઈ. સ્વદારાસ્યૂં યૌવન જાઇ
સ્વામી કાયિ માહારુ જાને જંત દૂંયારી ભૂમિ મુહિ દદંત,
સ્વામી! ગેનકનિ થાપીઇ, મયા કરી મુહિ આપીઇ"
સ્તુતિ કરતા ચિત ન ચલ્યુ. સૂર્યનું સુત સ્વર્ગિ પહુચુ
આનંદ અંતરિ હુઉ અપાર, અનિ કનક તણાં પેખિ ઘરદ્વાર
સ્યૂ દેખિ [2] તુ, સાત સુવર્ણ. અંતરિ હરિખ્યુ ક્ષત્રિય કર્ણ
હેમદાન તા દીધૂ બહૂ કનક તણૂં તાં દેખિ સહૂ.
કર્ણતણૂ પીડાઇ તન: ભોજન ભખવા ઊપરિ મન્ન
અવટાઇ ને અનુદિન કૌતાકૂંયર ન પામિઇ અન્ન
અન્ન વિના રહ્યુ ટલવલી, જિમ જલછડાવી માછિલી.
અન્ન વિના પડીઉ ઉપવાસ. સ્થાનકિ [1] મિકુ થઈ નિરાસ.
સ્તુતિ કરિ છિ ધણી રે ધણી, તેતલઇ આવ્યુ વૈકુઠધણી.
કૃષ્ણુ કહિઇ "કા? દાનેશ્વરી!" કર જોડી કર્ણિઈ સ્તુતિ કરી:
"સાર કરુ માહારિ, સામલવર્ણ! સ્વામી! નથી રે ભરણુ પોષણ,
પોહી પીડા, જે નહી અન્ન મયા કરુ મૂહનિં, મધુસૂદન!"
"જેહવુ તૂ ચાલ્યુ મૃત્યુલોકિ, તેહવા તુઝનિં મિલીયા યોગ
જેહવૂં દીધૂ તેહવૂં પાયા સહી: વાવ્યા વિણુ કિમ લણીઇ લહી?
જેહવૂ દીધૂ પોતાનિ પાણિ, તેહવૂ પામીજિ નિર્વાણિ
હેમ દીધૂ, તુ પામ્યુ હેમ. જે ન દીધૂં તેહનુ નિત નેમ"
"સ્વામિ! મેં અનદાન ન દીધ સમાર માહિ અવતરી સ્યૂં કીધ?
ધરણીતલિ હું ભૂલુ ભમ્યુ અન્ન દીધા વિણુ દેહડુ દમ્યુ

* પુનપાણિ માહારૂ પાન માહારી મનિ તુ શુ અન્દ દાન
[1] સ્થાનકિ

મિં મૂઢિ નવિ જાણ્યુ મર્મ સંસાર માહિ રચ્યૂ કીધુ શર્મ ?
કાલુ આવ્યુ નિ ભૂલુ ગયુ અન્ન દીધા વિણ દુખીઉ થયુ
સ્તુતિ કરૂ છૂ વારોવાર બિરદ વહિ બાલુ બ્રહ્મચારિ [૧]
આકર્મનુ હૃ પાર ન લહૃ 'એક રસના'–એહવૂ કિમ કહૃ ?"
"કરણ! કહિ, તિં કીધુ ઉપગાર?" સ્વામિ! અભ્યાગત આવ્યુ ઘર મારિ
અભ્યાગત તા આવ્યુ એક માહારિ મંદિરિ કરી વિશેખ
અભ્યાગતનિ સ્વાગત કીધી અતિ કનક ન લીધૂ એકિ રતી
'ક્ષુધારથી હૃ, ભૂખ્યુ અપાર' કરિ કરી દેખાડૂ હાર
કૃષ્ણ કહિ "કર્ણ! તૂ અવધારિ તે અગુલિ મુખ માહિ ધારિ
કરણ! અહ્મારૂં કહ્યુ રે! કરુ" પ્રમાણુ બોલ તે હરિનુ ખરુ [૨]
મુખ માહિ ભુજ મેહલતા વાર અમૃતના આવ્યા ઊડકાર
કરણ કહિ "રે! ક્ષમા અવધારિ એક વાર મૃતિલોકિ અવતારિ,
અન્નદાન દેઉ અતિ ઘણુ, ક્ષુધારથીનૂ દુખડૂ હરૂ
આ વારનુ આપુ અખધી" સ્વામિનિ કરણિ વાણી વદી
બિહુ કર જોડી કહિ સૂરદાસ વખાણીઉ કરણ લીલવિલાસ

## રાગ આસાઉરી

કાતી નગરીનુ નિજ વાસ, જિહાના લોક છિ લીલવિલાસ
ધર્મ દયા મતિ સતિ અપાર અસત્ય ન બોલિ એક લગાર
બગાલનુ સુત સૂગાલ શ્રેષ્ઠિ, તેહનિ ચેલૈઉ ઊપનુ પેટિ
સૂગાલની સ્ત્રી ચગાવતી ચેલૈયાની માતા મહાસતી
પત્ની પતિનૂ એક જ મન, ચતુર ચેલૈઉ તેહનુ તન
અધમ પક્ષનિ દૂરિ ત્યજિઇ શ્રી ભગવતનિ ભાવિ ભજિઇ
લય લાગી લક્ષ્મીવર સાથિ પુન્ય કરિ પોતાનિ હાથ
યતિ સન્યાસી અતિથિ અપાર તેહનિ વખાણિ વર્ણ અઢાર
અતિથ અભ્યાગત આવિ લક્ષ ભાવિ કરિ ભોજનનિ ભક્ષ
સ્ત્રી ભર્તાર ભલી ભક્તિ જ કરિઇ, અમૃતવાણી મુખિ ઉચ્ચરિઇ

૧ વિરદ વહિ બાલુ બ્રહ્મચારિ ૨ કરુ

પુત્ર તણી પેટેરી વાત: વચન ન લોપે જનની તાત.
અન્નદાન દીધ તે ઘણુ, સ્થાનકિ મન રાખિઇ આપણૂ.
ક્ષુધાર્થી ક્ષણુ માત્ર ન ટલિઇ, તુહિઇ ટહિનૂં ચિત્ત ન ચલિઇ
પુત્ર, પિતા નિ[1] ચગાવતી—કુટિલ ભાવ કુહુનિ નહિ રતી
જતિ જમાડ્યુ દૃધ જેહ, અન્નઉદક ઉપજવિ તેહ.
તુ ત્રણ્યે જણ ભોજન ભખિઇ : એહવી અનોપમ લાગી વિખિઇ
એહવી તેહની ચાલી વાત તેહનિ વખાણિ વૈકુંઠનાથ.
કૈલાસવાસી કહિ ત્રિપુરારિ સત્ય જૂઉ એહનૂ એક વાર
જૂઉ પારખૂં પીડા કરી બારિઇ મેઘ! ભાજુ જઇ ઝરી
વેગિ વૃષ્ટિ કરુ જઇ આજ. અરે, મેઘ! કરુ એહ કાજ.
ઊતાવલા વરસુ ખચિ[2] ન ધાર. મ ઊઘડસ્યુ એક લગાર.
જેણૉ, જતી ધરિ કિમ આવશિઇ સાહાસિક ત્રણ્યિ સત છાંડશિઇ
અભ્યાગત આવી નહિ સકિઇ" કૈલાસવાસી વાણી બકિઇ.

રાગ મહુલાર

બાર મેઘ આવી ચઢયા, કાઇ વરસિ અખંડ ધાર! રે!
ચદ સૂરજ ન દેખીઇ, અનિ મેઘ ન ઊઘડિ લગાર, રે!
શ્રેષ્ઠિ સગાલ ચગાવતી પુત્ર ચેલૈઉ સોય રે!
વીજલડી, ઘન ઝડિ કરિઇ; અતિથ ન આવિ બારિ રે!
જતિનિ જમાડીનિ જમિ. એહવી અગડ[3] અનોપમ સાર રે!
ચિહુંદશિ ચાલિ ચેલૈઉ, જોઇ જતીનિં અપાર રે!
બાર ઘન ગર્જન બહુ કરિઇ ધાર ખચિ નહિ ક્ષણુ માત્ર રે!
અતિથ આવી ન હ સકિઇ દેવ વરસિ દિવા નિ રાત્રિ રે!
સત્યવાદી સહાસિક રે! અનિ દિવસ પડિઇ ઉપવાસ, રે!
તુહિ સત્ય ન છાંડિ આપણૂ અન્ન ભખિ નહિ એક ગ્રાસ રે!
ભૂખ ત્રિહુંના દેહનિ દમિઇ, તુહિ અતરિ ન આણ્યિ દુખ. રે!
જતી કહી જડિ નાહ; બીજુ મેઘ, ત્રીજુ બહુ ભૂખ. રે!

1 પોતાનુ 2 ખડ 3 આગ્રિ

પ્રથરિ અંતરિ અનભગ્યૂં : જોયૂં. ત્રિહુનૂં છિ કહેવૂં મંન. રે!
કોઢીઊ રૂપ નિ કુષ્ટીઉ રક્તપિરુઈ પચીઉ તંન. રે!
કાલુ કઇંદ નિ કૂબડુ. તેહનિ દેહિ બાધી શેવાલ. રે!
અઠ્ઠોત્તર સુ વ્યાધિ આવીનિ તેહનિ શરીરિ કરી સંભાલ. રે!
ભિક્ષુ વેષ ભિક્ષુ કરી. તેહનૂં ડીલ દુર્ગંધ ગધાઇ. રે!
ઉદર પોઢૂં. પાણિ પાતલા—એહવુ દીઠુ રાજાધિરાય. રે!
નયણે નિશિ નિહાલતાં દેહરૂં દીઠૂં વનહ મઝારિ. રે!
આનંદિ અંગ ઊપનુ ઘણૂ. જોવા ચાલ્યાં નર નિ નાર. રે!
શ્રેષ્ઠિ સગાલ સંગાવતી પુત્ર ચેલૈઉ સોય. રે!
ચાલ્યા બહુ પા

( અપૂર્ણ )

૩–ખ

## સુરદાસ કૃત

### સગાળપુરી ( ૨ )

#### રાગ ગોડી

સમરું વિણાયક પૂરે આસ ગ્યવરીનંદન લીલ વિલાસ
ગજવદન ગ્યરુઓ ગણપતી સિદ્ધિ બુદ્ધિ બેહુએ જેહનેં ઘેર સતી
પ્રજાપતિપુત્રી પ્રણમૂં વાક્ચાતુરી હર્ષે કહૂં
આદિ માતા એટલૂં આપીએ અતિ અજ્ઞાન જડ કાપીએ
આગેં અનુકંપા એહનેં કરી સાંભલ્ય કથા તે કહું વિસ્તરી
ગર્ભયોગેશ્વર શુક અભિધાંન હેલાં હરિપદ પાંમ્યો નિર્જ્યાંન
સુખક વાહન તાત મહેશ ઉત્તમ મતિ આપો ઉપદેશ
ચતુર મુખનો છે રે બ્રહ્મ તેહેનાં પ્રૌઢાં છે પ્રાક્રમ
તેહની તનયા તનયા તું સરસ્વતી તુહનેં સેવે મુનિજન યતી
આદિ માતા તું માહારી માત હું પુત્રનો મ મૂંકીશ હાથ
જગતજનુની અંબિકા તૂં દાસ તહારો છું રે હું

છોરૂ કઠોરુ હોએ રે આપ પણ છેહ ન દે માય ને બાપ
કમલભૂતનયા તું સોય કેહે સૂરદાસ મૂં સાંહાંમૂં જોય
ગાર કરો માતા સરસ્વતી તાત તમારો પ્રજાપતી
વૈષ્ણવજન હું તમારો દાસ તમારી કૃપાએ ગાઉં અવિનાશ
અરે વૈષ્ણવો મુજને કરો મયા મુજ દિન ઉપરં આણો દયા
હું લઘુ કવિની લઘુ છે મતિ કહી ન જાણું અક્ષર સત્ય
બેહુ કર જોડી કહે સુરદાસ ધનંજે વચને કરું અભ્યાસ
હરિહર ભટનો કહિએ તંન તેહેનું નિર્મલ છે રે મન
સ્વાલ માહિ તેહનુ વાસ તેહેની કૃપાએ કરી ગાએ સુરદાસ
ધનજે ભટ તાહારે લાગૂં પાય તાહારે પસાએ માહારે પદ બંધાય
એહવી કથા કો શ્રવણે ધરે પાતક તેહેનાં પંચ પરહરે
સાંભલ્યે ધર્મ દયા ઉપજે કૂડ કપટ લોભ મોહોને ત્યજે
પુત્રતણો તેહેને નોહે વિયોગ ભૂતલ માંહિ તે પામે ભોગ
અર્જુન ભીમ જે સહોદર ધર્મ સહદેવ નિકુલ ને કર્ણ ઉત્તમ
કર્ણતણૂં કરુ રે વિખાણ જેહેનો તાત તપે રે ભાંણ
કુંતા સરખી જેહને માત પંચ પાંડવ સરખા જેહને ભ્રાત
પ્રાતઃકાલ તણો પ્રહર એક કર્ણ દાંન દેતો વિશેખ
સવાભાર આપતો હેમ સદા શિરોમણિ કુશલી એમ
સવાભાર સનું આપતો જિહવા જૂઠું નવિ બોલતો
યતી સન્યાસી આવે કોડિ - તેહેની સ્તુતિ કરે કર જોડિ
મુનિ કહિ મનગમતુ દીજીએ અપાર સ્વામી શત લીજીએ
દાંન દેતો નવ્ય કરે નકાર એહવો ક્ષત્રી કર્ણ દાતાર
સનૂ આપી સંતોષે અતીથ અન્ન ન દેતો એકે દીશીથ
કર્ણે કાધો સમલ સંગ્રામ સાંહામૂં કોય ન ઘાલે હાંમ
માહા પ્રાક્રમી અતિ પુણ્યવંત અતિ બલીઓ ને બહુ કલવંત
ક્ષત્રીને ક્ષત્રવટશું અંત ભડતા ભડતાં આવ્યો અંત
સમરથ સુત કર્ણ સુજાંણ અવની પડિઓ વેધ્યા બાંણ

નારાયણનું લે છે નામ રસનાએ બોલે રામ રામ
તેહેવે સમે આવ્યા શ્રી હરી વાડવ કેરો વેષ જ ધરી
વિપ્રજી વાંણી ઉચ્ચરી માંનભાવ તું દાનેશ્વરી
કાંઇ એક મુજને દે રે દાંન બ્રાહ્મણ વેષે વદે ભગવાંન
બાંણે વેધ્યો બોલે કર્ણ મયા કરો મુજને શ્રી બ્રાહ્મણ
માંણિક મોતી હેમભંડાર કાંઇ નથી કેહે કર્ણ દાતાર
સ્વામી તહ્મને શું આંપીએ સમીપ હોએ તો લ્યઇ સોંપીએ
વલતું વચન કહે શ્રીરંગ પ્રાર્થ્યા પૂઠે ન કીજે ભંગ
હું કરી આવ્યો મોટી આસ કાં કર્ણ મેહેલે નિરાસ
સૂર્યનો સુત કેહે સાંભલો જતી કનકતણી છે દાંતે રતી
પંડિતજી લ્યાવો પાષાણ કુંતાકુઅર કેહે ચતુર સુજાંણ
વલતું વચન કહે ભગવાંન એ તો કહીએ સેવા દાંન
અડવડતો અડવડતો ગયો એટલે દયાલજી પ્રત્યક્ષ થયો
માગિ માગિ રે કર્ણ તુષ્ટમાંન ભલુ ભલુ કેહે શ્રી ભગવાન
તુઠો હું કેહે તુજને દેવ માગિ માગિ રે કર્ણ અશ્વમેધ
કર્ણ કહે રે શ્રી જગદીશ વલી વલી ચર્ણે નામું શીશ
સ્વામી હું હોઔ સનાથ સ્તુતિ કરે કર જોડી હાથ
તિલ(ક) બ્રાહ્મણને હાથે સાર માની પાણે માહારે 'હાર
પુત્ર તણે હાથે પિંડદાન મયા કરો મુજને શ્રી ભગવાંન
પાત્રને હાથે માહારું પુણ્ય માહારૂં મનુ તુશું અનુદિન
ગંગાને ત્રટિ માહારું પતંન કર્ણ કહે તો આને મંન
રછાને વાસ કુલે અવતર્ણ તાં પ્રસન્ન મુજને સામલવર્ણ
નયણે દેખું પરમ કૃપાલ તાહારે ચર્ણે ચિત્ત ગોપાલ
પરસ્ત્રી વેલા નપૂંછ્યક થાઇ સ્વદારાશું માહારૂં યૌવન જાય
સ્વામી કારણ માહારો જાય જંત કુઆરી ભોમિ દેહને અંત
સ્વામી સેવકને રછાપીએ મયા કરી મુજને આપીએ
ભક્તિ કરતાં ચિત્ત નવ્ય ચલે સૂર્યનો સુત / સ્વર્ગે પલે
આનંદો અંતરિ અપાર કનક તણાં પેખે ઘર દ્વાર

સૂ દેખે સોહોલૂ સોવર્ણ હઈડે હખ્યો ક્ષત્રી કર્ણ
હેમ દાન તે દીધૂં બહુ કનક તણૂં તા દેમે સદ્દ
કર્ણતણૂ પીડાએ તન ભોજન ભખવા ઉપરિ મન
અવટાએ અગિ નિશદિન કુતા કુઅર ન મ્યલે અન્ન
ભૂખ ક્ષત્રીના દેહને દમે ઉખધી નહી જે ક્ષુધા વીસમે
ધનેશ્વરીના દેહને નડે સૂર્યના સુતને સઘન પડે
અન વિના રહ્યો ટલવલે જ્યમ જલછડાવી માછલી બને
અન વિના પડ્યુ ઉપવાસ રછાનડિ બેઠા થૈ નિરાસ
સ્તુતિ કરે છે ધણી ધણી તેટલે આવ્યા વૈકુંઠધણી
કૃષ્ણ કહે રે દાનેશ્વરી કર્ણ કર જોડી સ્તુત્ય જ કરી
સાર કરો રે સામવવર્ણ સ્વામી નથી ર ભર્ણપોષણ
પોઢી પીડા છ નહી અન મયા કરો મુજને મધુસુદન
સર્વ નિરંતર દેખુ સોવર્ણ અન ન દેખુ એમ કહે કર્ણ
હેમ ભલૂ ન કરાવ ભક્ષ અન વિના નવ્ય દેખું સુખ
જેહેવુ હું ચાલ્યો મૃત્યનોક સના શુ મ્યલીયો મંયોગ
જેહેવૂ દીધૂ તેહવુ પામ્યો સહી વાવ્યા વિણુ કયમે લણીઈ નહી
જે દીજે પોતાને પાણિ તેહેવૂ પામીજે નિર્વાણિ
દીધૂ હેમ તો પામ્યો હેમ જેહને દીધૂ તેહનો નિત નેમ
કૃષ્ણજી મેં ન દીધૂ અનદાન કોપ્ટ કેરો કર્યો ભગવાન
સ્વામી મે અનદાન ન દીધ તો મંસાર માહિ અવતરી શુ કીધ
ભોમિ ઉપરિ ડ ભૂલો ભમ્યો અન દીધા વિન દેહડુ દમ્યો
મે મૂઢે ન જાણ્યો મર્મ તો સંસારમા કીધો મર્મ
ઠાલો આવ્યો ને ભૂલો ગયો અંન દીડા વિણુ દુખિયો થયો
સ્તુતિ કરે છે વારોવારિ બૃદ વહે બાલો બ્રહ્મચારિ
પરાક્રમનો પાર ન લહું એકિ રસનાઇ કિમ કહું
માનુષ રૂપ માધવ અવતરી શખાસુર માર્યો શ્રી હરી*
દૈત્ય વધીને વાલ્યા વેદ ભૂધરજી અવની દુ ભેદ

* અહીંથી શરૂ થતુ અવતારવર્ણન ૩ તથા ૩-૬ મા નથી, પરંતુ જૂદી રીતનું ૭ મા છે

કૌરવ રૂપ કૃષ્ણજી એ કર્યું વાસગ નાગ કર્યો નેતરૂં
મંદરાચલ રવાઇયો કીધ હાથે સુર અસુર નેં દીધ
સમુદ્ર વિરોલ્યો તેં વીઠલા ચૌદ રત્ન કાઢી કમલા
વારાહ ડાઢાઍં રાખી પ્રથવી
નરહરિ રૂપ લીધૂં નરહરી પાપીએ પુત્ર પીડયો પેર પેરી
દિવા નિશા નેં ઘર બાહાર્ય ના આકાશ અવ્યની આધારિ
અંતરિ ઉભો આદિ અનંત દષ્ટિયે હવી કમલાકંત
ગર્જના કરે બગાઈ બહૂ દેવ દાનવ ભય પામ્યા સહૂ
હિરણ્યકસ્યપનો કીધો નાશ અનુચર વચને આવ્યો ઉલ્લાસ
વામન વેષ લીધુ વિશ્વનાથ યજ્ઞેં જઇને ઓડયો હાથ
સુરપતિ કેરૂં કરવા કાજ ભિક્ષુક ભલો થયો મહારાજ
યજ્ઞ તણૂં કર્મ પોતેં સ્થાપિ ત્રણ્ય કર્મ મુહને અવિની આપિ
પગલાં ભરતાં પુહુતો નહી એક કર્મનો મારગ કયહી
પિંડ પૂડેં પછેં પરઠયો પાગ એહવો અતલીબલ રાજાધિરાજ
બલિ રાજા ચાંપ્યો પૈયાલ પછેં પોલિયો થે રહ્યો દેવ દયાલ
ફરશુરામ ફરશી કરિ કરિ ધરી એકવીસ વાર ભૂ નક્ષત્રી કરી
રાંમે સાગર બાંધી પાજ પોતાની પત્નીને કાજ
લીલા લઘુ વેલ લક્ષ્મીવર વીર સેન ઉતાર્યું સાયર તીર
સુગ્રીવ અંગદ કપી હનુમંત નલ નીલ નેં જાંબુવત
રામે રોલ્યો રણ્ય રાવણુ કુટુંબ સહિત માર્યો કુંભકર્ણ
વિભીષણને આપ્યું રાજ્ય સેવક જનનાં શીધાં કાજ
આઠમો કૃષ્ણ અવતાર દૈત્ય સમસ્તનો કીધો સંહાર
પ્રથમ શોષી તી પૂતના ટાલ્યા મહોત્સવ તે ઇંદ્રના
ગોવર્દ્ધન તોલ્યો તે પાણિ નરકાસુર માર્યો નિર્વાણિ
અઘાસુર બકાસુર જેહ સકટાસુર સકટાસુર સંઘાર્યો તેહ
દાવાનલ ઉપાડી પીધ કાલીનેં તન કષ્ટજ દીધ
ચાણુર મુષ્ટક મલ્લ મારીયા ગજના દંત ગલિ કાઢીયા

કાલો કછત્ર ને કૂબડો તેહને દાંત વલગ્યુ સેવાલ રે
અઠ્ઠોત્તર સો વ્યાધિ આવી કરી શરીરે અંગ્રાલ રે
એવો વેષ મેલો ધરી તેહનું દીલ દુર્ગંધિ ગધાએ રે
ઉદર પ્રૌઢ પાણિ પાતલા દેહેરે બેઠો રાજાધિરાય રે
નયણે નિશ્ચે નિહાલતા દેહેરુ દીઠું વન મુઝાર રે
આનંદ અંગિ ઘણો જોવા ચાલ્યા દેઉલ માંહિ રે
શ્રેષ્ટ સગાલ ચગાવતી દેખી આવ્યા દેઉલ માહિ રે*
સગાલ લાગી ચગાવતી જતીજી દીજીએ જીવતદાન રે
માહરે દેવ તણો તાં દેવ તું હું પામી પરમનિધાન રે
શ્રેષ્ટ સગાલ સેવા કરે જે લાગા જતીને પાય રે
અમ દીન ઉપરિ દયા કરો અમારુ તો મન હેકુ ટાઢુ થાય રે

રાગ અંદોલ

સ્વામી એ વલતૂ ઇમ બોલે અભ્યાગત
સાંભલો ના સુધી વારતા એ
એમ કહે છે અતિથ એ પછે કરશો પીથાપીથ્ય
તે માટે તમને પેહેલુ પ્રીછવૂ એ
અવશ છે માહારુ અંગ એકૂ નથી રૂડો ઢંગ
ભગ વ્યાધિ કરી મૂકીઉ એ
સાભનો રે સ્ત્રી ભર્તાર રૂડૂ તો નથી લગાર
વાર મ લાઉ રે વેગે વનો એ
રક્ત તો રાખ્યુ ન રહે પીરુ ના પ્રવાહ વહે
તમને દારણ દહે દેહને એ
તહ્મો મુહને લ્યઇ જશુ આહાવા આગલ કયમ રેહેશુ
સુગ આણશો એક જણૂ એ
તો હું તહ્મને દેઇશ શાપ મૂખ્યો ઉઠી જાઇશ આપ
પાપ હશે તહ્મારા પિંડને એ

* ૩–૬ અત્રેથી અધૂરી છે

## રાગ સામેરી

શ્રેષ્ટ સગાલ ચગાવતી બોલીયા વાણી એમ
જતીજી મદિર પધારીએ હૂં કરું સેવા ત્યમ
દયા આણો દીન ઉપર્ય સ્વામી કરો રે મભાલ
વડી વારનો કરુ વીનતી એમ કહે શ્રેષ્ટ મગાલ
વેહેલા થાઉ વાર મ લાઉ કા માડી પીયાપીય્ય
પછિ સ્ત્રી ભર્તાગિ ઉચ્ચવી ઉછાંગિ લીધુ અતીથ
તિમિ તિમ અતિથ્યને ઉત્તરે પ્યરુના બોધરાલ
ચિત્ત કોહોનુ ચલે નહી ક્ષણ માત્ર એક લગાર
સતી એહવી માધવી કેહે માભલિ માહારા નાથ
જોજયો જતીજીને વાગતૂ ખૂચતા આપણા હાથ
ઢોલ તલાઇ ઓશીસડા મશરીયા ગાલ
પ્રેમ કરીને પાગ ચાપે સ્તુતિ કરે શ્રેષ્ટ સગાલ
ટાઢૂ પાણી મધુરી વાણી ભાવે કરે બહુ ભકિત
વા નાખ વાણી વદે એહવી કરે આગતાસ્વાગતિ
આનંદે ઉતાવલા રસોઈ નીપાઈ રમ્ય
પચામૃત આણી પ્રીશીઉ માહારા જતી તુ જમ્ય
અભ્યાગત એમ બોલિઓ સાભલો સ્ત્રી ભર્ત્તાર
તહ્યારા મનમા એહવુ હશે અંન કરશે આહાર
અંનની માહારે આખડી તે હવા બહુ દિન
માભલો સધૂ કહૂ તહ્યને માસ કરુ ભોજન
આરૂયુ અખાન્ય અન્ન તણુ તતક્ષણ તેણી વાર
આગહ્ય આણી નેં ઘણું જતી ન કરે આહાર
પછે પુત્ર ન પેખે કયહી સુત સમો સુવર્ણ
અપતિ કો આપે નહી પછે કરે વિમાસણ
ખડભડ કા ખોટી કરો સાભલો સગાલ શ્રેષ્ટ
એક અનોપમ કુઅર પડિઓ તહ્યારે તા પેટિ

વધ કરો વેગે કરી કાં લાઓ છો વાર
એક જ એક કેલૈયાનું માંસ કરીશે આહાર
પુત્રની વાત છે પાધરી હુએ પોને આપણે જોદ
માહારા સ્વામીજી સહવારેહૂં સ ન કહુ તહ્માારો ક્ષુધાએ
પીડાએ દેહ

## રાગ મારુણી

વેહેલા જાઓ નાં માહારા નાથ વાહાલુ ગયો નેશાલીયાંને
સાથે રે
માહારા બાદૂઅડાને બોલાવો રે કુંઅરનેં કો સાથે કાહાનોરે
માહારો વાહાલો વેહેલેરડો હીડરે આંહાં ક્ષુધા અતિયને પીડ રે
માહારો લાડકવાલો પુત્ર રે વાહાલો ભણવા ગયો છે સૂત્ર રે
એહવી જાંણી જતીએ વાત રે બે રૂપ ધર્યાં જગનાત રે
એક બેઠુ રહ્યું અવાશ્ય રે બીજુ આવ્યુ કેલૈયા પાશ રે
તું તો સાંભલિ કેલૈયા આપ રે તુહનેં મારશે તાહારો બાપ રે
બારિ બેઠાં સન્યાશી એક રે તેહની વાત છે વિશેખ રે
તેહને અંન એક રુચિ ન આવે રે તાહારા તનનૂં અખાન્ય ભાવે રે
તુહનેં બાપ મારશે વિશ્વાશીરે તું જા નાં ઘડી બૈ નાહાશી રે

## રાગ ધન્યાશી

નાંહાંનડીઓ નેસાલીઓ રે બોલીયો વાણી બાલ
ચતુર કેલૈઓ એમ કહે રે સ્વામીએ કરી રે સંભાલ
સંન્યાશી સાચૂ સુણ્યુ રે એક અનોપમ વાત
છાંડી ગયો છુટ્ટ નહી રે દુઃખ ધરે ચગાઇ માત
અંબા ઉદર આવી વશો રે પીડાઇ પ્રસવે મા પુત્ર
માસ દસ દુઃખ ભોગવે રે માડી ધોયે રે મલમૂત્ર
પ્રતિપાલી પોઢા કરે રે તેહનેં કયમ દીજે રે પૂઠિ
કહ્યું ન કરે કુટંબનૂં રે તો છોરુનેં કિમ હોએ છુટિ
એણી વાતે હૂં ઉરણ થયો રે મરતાં :

જે જનુનીને ધાવીઓ રે તે જમશે જતીજી રૂડૂં જાણિ
પ્રાણ જહારે પરવશ થશે રે તેવારે શરીર નહી આવે સાથિ
માહારા બાપજીનૂં દુખ ટાલશું રે મરશુ માતા ચગાઇને હાથ
કુંઅરે કર્યું ખડિઓ ધર્યો મસ્તકિ પાટી મેહેલી સાર
ચરણ ઉતાવલાં ચાલવે રે કેલૈયાને હરખ અપાર
મંદિર આવ્યો મલપતો રે નાંહાંનડીઓ લીલવિલાસ
ચરણે લાગો ચગાઇને રે કેલૈઆને ચિત્ત ઉહલાસ
જનની જેડિ ન લાઇએ રે વેહેલી થા રે મોરી માત*
અતીથને અરોગવા અમ્હને કરો રે ઉપઘાત

ડોઢિ

ઉપઘાત અમ્હને કરો અંબા કર જોડી કુંઅર કહે
વધ કરો વેગે કરી ભૂખ જતીના દેહને દહે
સાત વરિષનો વટે વાણી શા માટે માસો કરો
દ્રઢ થાઓ માહારા માયબાપ રે માયા મનિથી પરહરો

(વલણ)

પરહરો માયા છેદો કાયા હઇડે હરખ આણો હશૂં
તહ્માારે હાથે માહારા પ્રાણ જાએ તો નિશ્ચે વૈકુંઠ જૈ વસું

રાગ કેદાર ગોડી

વેગે હુ મેરે મેહેતારી લગ્કા પોકારે વારોવારી
ભૂખ જતીકું પીરત ભારી અમકું વધો મેરે માયબાપ
માયા મોહ છારી
અરથ ગરથકા લોભ ન કરણા તરુઅર પખી જ્યુ મગિ મ્યલણા
ઉડ ચલે પખી જમ પડીયા બિહાંણા બહુત નીકસે દૂરિ પિયાંણા
અરે આઇ એરી હે સગાઈ દેખે મે ..................

× × × ×

* જુઓ પાદટીપ પૃ. ૬૩.

કડવું ૧૦

× × × ×

તમ પમાએ આદિ ગાઉ ખાડણાં

માડીના માડણુ માહારા કેલૈયા ભાઈઅ

ઊખલા માહે મેહેલ્યુ પુત્રનું શીશ

લગાર રીસ નહિ માહાગ બાપનેએ

શ્રેષ્ટ સગાલ ચગાવતી અંગ રે રમાડે માહારા કેલૈયા ભાઈ

ખાંડતાં ખાડતા આંસુડાં જો પ્યરે

ઊડીને જતી જાએ આપ ઘરે જતી જાણે તો ન કરે ભોજન

તે માટે રાખું મન દઢ કરી કુઅર તાહારુ અનોપમ તન

ભૂડી અરે ભગ કર્યું માહાગ કેલૈયા ભાઈઅ

કુઅર તાહારી વેણી આતા ઝીણી

કેટલી રે કહું કાહાણી માહારા કેલૈયા ભાઈ

કુઅર તાહારા કર્ણ બે કોડામણા

એકૂને નહી અલખામણા માહારા કેલૈયા ભાઈ

પુત્રડા તાહારું દીપતકુ કપોલ

ચદનના રોલ માહારા કેલૈયા ભાઈએ

પુત્રડા તાહારી ચક્ષ જશી કોરગ

લેતી રે ઉસંગિ માહારા કેલૈઆ ભાઈઅ

પુત્ર તાહારી ભ્રમરિ રૂડી ભાવતી

સ્તુતિ કરે ચગાવતી કેલૈયા બોલ દ્યુઅ

પુત્રડા તાહારી નાશકા ખાંડી ન સકુ

બોલ દે તું આ વાર માહારા કેલૈયા ભાઈએ

પુત્ર તાહારુ કોમલ ખાંડુ મુખ

દીઠે જાએ દુખ મા બાપનું એ

પુત્રડા તાહારા અધર રૂડા રાતા

વાણી દે રે આતા અમને એક વાર

પુત્રડા તાહારા દુર્લભ ખાકુ દાતડા
કા સૂતો રે આતા એક વાર

પુત્રડા તાહારી અમૃત ખાકુ જીભડી
કા દીધી રે પૂઠડી માહાગ કેલૈયા ભાઈઅ

કુઅર તાહારી કોટડી જશી કપોત
અધારે ઉદ્યોત માહારે દીવડો

પુત્રડા તાહારા પેખતા બેહુ પાણિ
પેટડુ પોયણ પાન માહારા કેલ ભાઈઅ

પુત્રડા તાહારી કટિ જશી શાર્દૂલ
હૈ હૈ રત્ન અમૂલ્ય આલિ ગઉ અ

કુઅર તાહાગ પાગ જશા સ્થભ કદલી
પાહાની કૂકાવાની માહારા કેલ આઈઅ

પુત્ર તણો તા પોઢો વિયોગ
કિમ રીઇ આરોગિ અન્નની વિર દિઅ

પુત્ર વિના ભૂંડી હુ તારુણી હૈ હૈ હૈઆ ફાટે નહી અ

બોલે સગાલ તુ બોલ દે મુહને
બાદુડા નાહાનડીઆ નિદ્રાલુઆ માહારા કેલ ભાઈઅ

ખાંડતા ખાડતા આસુ ખ્યરે
તો ઉડીને રે જાએ અતીયજી રોસ ભરિઅ

અરે આતા કા દેઈ સતો પૂઠડી
વાર વાર બોલાવે તાહારી માવડી અ

રાગ શોક રામગિરી

પુત્ર કેકૈઓ ચતુર
શીશ તેહનુ કીધુ ચૂર
આગસ્ય મેહેલ્યુ પ્રીશી
બોલ્યાં વાણી અશી

વેહેલા થઈને જ્યમો માહારા સ્વામી મન્યારી

હુ કાં લાવ્યાં છાં વાર
વેહેલા કરો નાં આહાર
આગલિ વધી પ્રીસુ અમારો આધાર
વલતુ ઇમ બોલ્યો જતી
સાંભલ્ય સગાલ ચગાવતી
એ તો હ ઉપજીવ્યસ નહી એકે રતી
હુ શુ જોઇ રે આપ
સેં રેં માંડયો સંતાપ
લ્યઇ આવ્યાં ત્યમ મુહને લ્યઇ જાઉ નહિનો તહ્મને દેઈશ શાપ
મુહને માહારે મેહેલો આશ્રમ
ફોકટ માંડયો શ્રમ
તહે જુ —, સવાતુ હસિ અતીથ ધર્મ
સતી કંથ જાણે
પૃથ્વીએ બેહુ પડિયા પાંણિ
પુત્રની એક હોઇ હાંણ્ય
જતી ન જમ્યો નિર્વાણિ
તો આપણુ કરશું કયમ
મિથ્યા થયો ઉદ્યમ
લાભતણી મુહને આસ હતી પણુ મૂલ દોકડા ગયા રે કર્મ
સ્વામી કાંઇ એક કાઢો વાંક
સ્તુતિ કરે છે જમ રાંક
આણી કાં રહ્યા છો કાંક
વાલુ ન આંક
પુત્ર પાખે હોઇ જેહ
વાંઝીઆં કહીએ તેહ
વાંઝીઆંનું મુખ ન જોઇએ પણુ ત્યજીએ દેહ
તાહારું કોઇ ન આવે કાજ

પાણી પીવા લગેં ત્યાજ્ય
ત્યાંહાં અન્ન ભખ્યવા અગ્રાહ્ય
સ્વામી કાં બોલો જૂઠું
દયાલજી દેખાડું એહૂં
માહારિ કૂખિ છે રે બીજો બેટુ
એહવી રે ચગાઇ સતી
હાથ માંહી લીધી રે કાતી
પોતાને જ્યાહારે પેટ વાહાતી
ત્યાહારે હાથે વલગો કમલાપતી
માગિ માગિ રે વર
બોલાવ્ય તાહારો કુઅર
આગલિ આવીને ઉભો કેલઐા સુંદર
તેડતા આવ્યો તન
આવતા દીધુ આલિંગન
પરમેશ્વરે પુત્ર આપ્યો જે પામ્યો હુતો પતન
બેહૂ જણ હઇડે હરખે
પોતાના પુત્રનેં ન્યરખે
સમીપ તો સ્વામીજીના ચરણ દેખિ

## રાગ ઉછવ ચન્યાશી

દીનાનાથ દયા કરી હરિ હેલડી રે
ભવ દુખ ભાન્યા જેહ
એષ્ટ સગાલ ચગાવતી હરિ હેલડી રે
પુત્ર કેલઉ તેહ
નગરવાશી જે હોઇ હરિ હેલડી રે
તે ઉદ્ધરાએ માહારે માથિ

અનંતજીએ આપીઉ હરિ હેલડી રે
વૈકુંઠ કેરે નાથ
જે માગ્યું તે આપીઉં હરિ હેલડી રે
સેવકની કીધી સાર
મેડી મદિર માલિયાં હરિ હેલડી રે
ગોખ જાલિયાં અપાર
સુરાશી ચઉટાં ભલાં હરિ હેલડી રે
જેહેવાં હુતાં કાંતી મુરારિ
તેહવાં અંતરિ વાશીયાં હરિ હેલડી રે
જીવન જગદાધાર
કાંતી કેરા લોકડા હરિ હેલડી રે
અંતરિ વાસ અપાર
સગાલપુરી જે સાંભલે હરિ હેલડી રે
નિશ્ચે થાએ નિ:પાપ
પુત્ર વિયોગ તેહનેં નોહે હરિ હેલડી રે
સંપતિ હુએ સર્વ સુખ
તે ધરિ મગલ વરતીએ હરિ હેલડી રે
દરિ પલાએ દુઃખ
એકમના જે સાંભલે હરિ હેલડી રે
તેહેની પોહોચે આસ
બાલાનો સુત વીનવે હરિ હેલડી રે
કર જોડી કહે સુરદાસ

કૈકૃત

# સગાળપુરી

## રાગ ધન્યાશ્રી

શ્રી શિવ કાની રે નગરી લગા રે કાગ,
વતુલ કમલની રે દશ જોજન વિસ્તાર ૧
રત્ન કનકમે રે મણિ ગ્રહે જોત પ્રકાશ
અઘ નહિ લેપે રે જેમ વધકૂઠ કહવાશ ૨

### ઢાલ

કૈલાશ સુજનનિવાસ સુર મુનિ વિબુધ જન વિશ્રામ
સુખેત્ર ખિતિતલ ધરમ અરથ સકામ મોખ અભિરામ ૩
સમ પુરી માહા વિમલ થલ છે કોટિ ઉપમા જોગ
ખટદશ કલા નવ રસ નિધિ સંપૂરણ અખે ભોગ ૪
તાહા શ્રીવતા શા' શગાલ શેઠે કરૂ પુત્ર વરદાન
તેહેને સદાશિવ સતુષ્ટ થયા એ અનોપમ આખ્યાન ૫
તે કુતૂહલ કહૂ વિધિપૂર્વક ભગનરસમહિમા એ
એ કથા અઘ સવિધ સણી ત્રેતાપ દૂર પલાએ ૬
તે શગાલ સાત્વિક પૂરવ જન્મે માહા દાતા કરણ
તે પ્રથમ પેહેલા આપતો નિત સવા ભાર સોવરણ ૭
એક સમે દાનેશ્વરીની પરીખા કરી જુગદીશ
મધરાત્રે અન્ન જાચૂ અતિત વેખે ઇશ ૮
કરણ કેહે ' સોવણ લો તો અશખા છે, સ્વામ !
અન્ન અરથ તો જુધિષ્ટર ઘેર પધારો જી આમ " ૯
નરપ જુધિષ્ટર સહુ કુટુંબ શુ જ શ્રેષ્ટ અન્ન ભખ ભોગ,
તારે કરણ બેઠો કનક ઉપેર કશા ગમ ઉપજોગ ? ૧૦
તે સમે પ્રભુ અતિત રૂપે પધારા છે તાહે
" કરણ ! કરની ત્રીજના અંગુલિ હ્યો મુખ માંહે " ૧૧

. સુખ માંહિ પંચામ્રત પામો; દુઃખ વિરામું; સુખ થઈ.
અદ કહ'તૂં ધરમનૂં, તે અંતે અવસર ખપ પડું. ૧૨

રાગ રામગ્રી

કરણે વિચારૂ' થીર કરી મંનઃ દાન સર્વે માંહાં અદરૂ' અન્ન.
કુંજર કોટિ દએ રથ જોડ રે ગૌરી કોટિ કન્યા કોડરે ! ૧

ઢાલ

કોડ ભૂપ પંચાશ મેરુ સમલ ચઉદે સ્થાન;
પણુ તોલે સમુદ્ર તુલાએ ન આવે અન્ન દાન સમાન. ૨
નિવ્રત નહિ જલનિધિએ જાચક, પ્રતિગ્રહે ત્રૈલોક;
કર ધરે આડો અન્નદાનેઃ એક શેરથી સંતોખ. ૩
વસ્તુગત કરી વિવેકવચને સ્તવા વિશ્વાધાર.
તારે કરણુ કેહેઃ "એક વાર અંગે મ્રતલોક અવતાર. ૪
મંસાર વત લેપે નહિ; તુજ ચરણુ સુ ચિત્ત એક.
મુને અવર ઇચ્છા છે નહિ કરૂં અન્ન દાન વિવેક." ૫
"જા; હશે પુનરપે જન્મ વાંછિત;" વાએક શ્રી દેવેશઃ
જાંહાં સુધર્મી શ્રીમાલ માહાજન કાંત નગર નિવેશ, ૬
તાંહાં ઉદે શાહા શગાલને ઘેર, ચંગાઈ નિજ નાર.
ચેલણુ પુત્ર ત્રૈલોકમોહન ધરમનો અવતાર. ૭
ધનાદ છપન કોડયો શેઠ લખ્ખ ટંકા હેમ;
ભંડાર સવ ગ્રહે નિધિ સરખા ધરમ કુશલીખેમ. ૮
શદ હરી દયા એ આરવા આચાર શીલ અભિમંન.
ષટ્ર ભોજન એક લખ્ખ મ્રતંગ નિત અવારિત અન્ન. ૯
સાલ દાલ સો શાક ઘ્રત રસ પચામ્રત પકવાન
દશે દશા નીરગોખ વરતે સચીત બુધ નીધાંન ૧૦
અમ્રત અન્ન અપૂરી દુરીત અતીત થઈ સ્વરૂપ
તેની પૂજા અરચા અરઘ પ્રેમે કુશંમ ચંદન ધૂપ ૧૧

ઢાલ

ધૂપ અનુપ. સ્ત્રી, સુત, પોતે સદા સમ્યક અતિ દયા.
પ્રવાહ વેહે જેમ જાહ્નવી, એમ આનંદે કંએક દિન ગયા.

રાગ કેદારો

એક સમે ઉમયા વર, અખિલ વિશ્વનો ઈશ,
શંકર કેહેઃ જોઉં શાહ શગાલનુ રે. ૧
જગતી તણા જાચક જન જે નિતે લેતા અન્ન,
તે મનપ્રેરા સરવ અગોપ હવા રે. ૨

ઢાલ

હવા અગોપ. કો કહીએ ન દીસે સાધ સમે મધ્યાન.
સાહાસિક શાહશીરોમણ કીધું ભોજન અરથ સ્નાન. ૩
સેવકને કેહે, " આજ અભ્યાગતે, કોહો, ભાઈ! કો નહિ આવા.
વેગે લાવો જોહાતાહા જઈ." વેગે વીર ચલાવા— ૪
નગરી, પરા, ગઢ બાઝ, અભિઅંતર, ચઉટાં, ચૌક, પ્રસાદ,
વાપી, કૂપ, તડાગ મનોહર, ગિરિ, મઠ, ગુફા અનાદ. ૫
જોગી, જતી, તપી, સંન્યાસી, દિગવાદી, ઉદાસી,
પંચ આસી, પવનાભક્ષી, કાશી તીરથ નિવાસી,
સ્થાની પ્રસ્થાની, શમશાની, જ્ઞાની, ધ્યાની ધીર,
બ્રંમચાર જ તપ વિદ્યા અરથે ઉરધ મૂલ તરુ તીર—
કો નવ દીસે. અગાધ બ્રષ્ટિ સજલ ભોમ ભઅભીત.
પાછા વલી કેહે, " સ્વામી મહારા! આજ વાત વિપરીત.
અમો ચરાચર, સ્થાવર જગમ, જોઆ તાંહાં અશ્વમેવ
પણ જાચક કો નહિ જુગતીતલ જોગેશ્વર ભૂદેવ."
" તો હવે અશન, કોહો, કેહી વિધે કીજે, જો નવ દીજે દાન?
તાં અતિત વિના અગ્રીખ અન્ન મુજને; અન્ન તે સુરા સમાન.
જે અન્ન આપા વિના જમૂં, તો કેમ સ્વરગે જાઉં?
શો મહિમા હા! મહારા પૂરવેજનો? રોઉરવ નરક પચાઉં.

અહિરતાશ્રમને અપ અંન સાધન કો વલી પર ઉપગાર;
અન્ન પુરખ જીવે પસુપંખી બોમ ચઢાવે ભાર.
ભાર વચન કરી આણો પ્રતગના; આણા દઢ વિશ્વાસ.
અતિત વિના જમવૂં નથી." તારે કાંપો ગિરિ કઈલાસ.

રાગ દેશાખ

તવ નિજ દાસનો રે શ્રી મહાદેવે કહ્યો પ્રસ્તાવ.
શીઘ્ર સાંચરા રે ભૂતલ જોવા ભક્ત સુભાવ. ૧
પાર ન પામીએ રે પુરષ પુરાતમ અવિગત ઈશ,
સ્તવે જેને સુરપતિ રે વિરંચિ મુનિજન સુર તેત્રીસ. ૨
સરજે, સ્થિતિ કરે, રે ! સંગ્રહે ચઉદ ભુવન તે ભૂપ.
વેદ શાહાત્રનુ રે તવ માહામંગલ નિજ રૂપ. ૩
તિલક નિશાપતિ; રે ! મ્રગમદ ચદન ચર્ચિત અંગ;
જટા મધે જાહાનવી; રે ! ભૂખણ અહિ; ગિરિજા અર્ધાંગ ૪
અગ્નિ રવિ શશી રે ત્રિનેત્ર પંચવદન પરિબ્રહ્મ
પિનાએક પાણમાં રે કટીતટિ વાગાંબર ગજચમર; ૫
માલા, મેખલી, રે મુગટ મનોહર કુંડલ કાન.
તામસ તેજનો રે ના'વે સવિતા કોટ સમાન. ૬
પ્રીતે પૂજીએ રે પંકજ પ્રમન રૂખ, વ્રિખભારૂઢ.
જીવન જોગીનૂં રે કેહે કવિ રહેજો માહારે રૂઢ. ૭
શીઘ્ર સાંચરા રે કાંતી નગરી શુભ સ્વસ્થાન
પદ્મ આસન કરી રે પૂરો શીંગી શબ્દ નિદાન. ૮
શ્રવણે સાભલી રે રીઝા પસુ પંખી હેમ વેલ.
જન ધાતા ગઆ રે. "શાહા શગાલ ! ન ચિંતા, મેહેલ. ૯
કોઈ ઈશ્વિરે રે પૂરો શીંગી શબ્દ નિધાન "
" તો તમે જઓ રે લાવો પૂજી દેઈ સન્માન." ૧૦
અનુચર વેગેસુ રે આવા રે, જાંહાં બેઠા માહાંત.
દેવાધિદેવનો રે તવ કો નવ જાણે આદ ને અંત. ૧૧

ચરણે નમી સ્તવે રે કોટિક કરુણ દીન વચન
"પૂજો પધારીએ રે અમ ઘેર ભખેણુ લેવા અન્ન" ૧૮

રાગ

સ્વામીજી વચન તો વદે છે માહત ર !
"તમો સંત અહે જાપૂ એ કોણ સ્થાનકે રે ?"
"સ્વામીજી ! કાંતી નગરી પ્રતિ શાહા શગાન રે
દયાલ દયા કરો તેને જી" ૧

ઢાલ

"તેને આરત હશે, તો આવશે આસંન"
સેવક જઈ કહુ સગાલને ઓહોલાસ પામો મન ૨
સમચિત્ત શીઘ્ર સાચરો જઈ કરા દણ્ડપ્રણામ
"હૂ પતિત તે પાવન કરો પ્રભુ ! પધારો નિજ ધામ ૩
તવ સન્મિલ લોચન સમાધ લાગી, વજ્ર આસન ધામ
ખટ શત્રુ ભેદી, પવન રૂધી, શબ્દ શાસ ન સાન ૪
"હવે, કોહો, કશો ઉપાએ કીજે? જગાવાની જુગત ?
અતિત વિના ગયો દિવસ, અનરથ સમે થયો અદભુત" ૫
તવ તજી તાલી શ્રી કૃપાલી ખોભ, રાગ ન ઈશ
શગાલશાહે સ્તુત કરી લેઈ ચરણે મેહેલૂ શીશ ૬
"ચતુર્વર્ગ સાધન દરશથુ સુર સકલ તીરથની જાત
ત્રેતાપ વામા પ્રભુ પામા વિરામા અધમાત્ર" ૭
તવ સીધ કહે છે [1]સાહાને "એવડો શો આખેપ ?
જે કારજ હોએ, તે કરો સ્તુતિ ભલી સખેપ" ૮
"સ્વામી ! એક વ્રત છે માહરે નહિ અતિત વિના લેઊં અન્ન
તે માટે, પ્રભુજી ! પધારો, તો દીવડા થાએ ધન ૯
જોગી કહે "હૂં સરોગી છો જીરણતા જ ન ત્રાણુ
તે માટે સ્થાવર બલ વિના કેમ કરું પથ પ્રયાણ ? ૧૦

૧ સાધુને

તવ શિથિલ ગાત્ર, તયા જાજરી, પરિપક્વ અષ્ટ અંગ
શોણિત વહે, જેમ સહસધારા હેમગિરિથી ગંગ ૧૧
ગણપતિ પ્રસંગ કહેઃ "અમો સાથે હુતા ત્રણ જણ
મુને આણે રથનાકે મૂકીને ગયા આશ્રમ આપઆપણ ૧૨

રાગ કેદાર ગોડી

તવ શાહા શગાલે વાત વિમાસીઃ એ તો અતિત ને અપવાસી
આહાંથી જેમ તેમ કરી લેઈ જાશે, તો માહાવ્રત ઓશીકલ થાશે ૧
તવ કેહે દીન વચન શીર નામી "તૂ તો સ્વામી! અનરજામી.
કહે તો સકોમલ કડ ખુણાવું; તે મધે બેશો પ્રભુજી શીરા ચઢાવૂ" ૨
"જા, કર" જાણે તે કહે જોગી. "તૂ તારા અરથ તણો છે ભોગી"
શેઠે કંચનકડ ઘડાવો. માહે સકોમલ પૂસ્પ ભરાવો. ૩
"પૂજ! પધારો બેસો મધ્ય" તવ તાહા વચન પહતા સીધ·
"સુણુ, બાવા! એક પ્રતગ્યા માહરી લેશ ભોજન મન ઇછાચારી" ૪
"હા, સ્વામી! એ જુગતિ જાણૂ. કોહો તો ત્રૈલોકમાંથી આણુ"
એવુ સતવચન લેઈ હાથ જટાધર બોલ્યા, "શી ભરા બાય?" ૫
પ્રભુજી કડ પ્રહર મા બેસ કરી લઘુલાઘવી માહે પેઠા
શેઠે સીધ ચઢાવા શીશ જોવાને આવા સુર તેત્રીશ ૬
સદાશિવ સંપુટ મધે બિરાજ્યા, તતખેણ દુદુભિ વાજ્યાં
છુટે શોણિત તણી શત ધારા, જાણે દેવી કલશે જ્વારા ૭
શગાલે નિશ્વલ કીધૂ મન પામો અખિલ વિશ્વનૂં ધન
કીધી જીવપા અદકી જત્ન, જાણે રક હાથમાહા રત્ન ૮
તવ ચગાઈ ધાઈ આવી અરઘ અનોપમ પૂજા લાવી.
કંડ ઉતારી પૂજા પાએ ચમર ઢલાવે ને ઓછવ થાએ ૯
કંચન કૂજે લેઈ સમેથ ક્ષિપ્રાઅરગ અવટાવ્યાં તેલ,
ઉષ્ણોદક સહિતે સ્નાન કરાવૂ કટીતટિ પીતાંબર પેહેરાવૂં. ૧૦
કષ્ટ હુતૂ તે ગશે તતકાલ પામા દિવ્ય રૂપ વિશાળ
કેસર કસ્તુરી નિજ ચંદન દ્વાદશ તિલક કર્યાં જુગવંદન ૧૧

હીરારત્ન જડિત પરવાલી આસન બેઠો દેવ કપાની
કરે આરોપી પકજભાવ કપૂર આરતી ઘટા તાલ ૧૨

રાગ ગોડી

કચનમણિમે થાલી વિશાલ સૂધ શાલિ પ્રીસી મગનાસ
ખીર ખાડ ઘ્રત અમ્રિત સમાન સો સો શાક પાક પકવાન ૧
ખાજા સેવ સજોરી તલી, પૂડા પુરી પોલી ગલી
અડદ ચણા મગ ગહૂં ઘ્રત વડા આદૂ હીંગ મેહેના શતપડા ૨
માડા મધ મોદિક કસાર કના સુનઈઆ મોહે માર
ફણુસ ચારોની સાકર કેસર ભલી લીની દ્રાખ રસાની ગલી ૩
નાનાસ્વાદ પચ મારણા મરી મિશ્ર રસ લીંબુ તણા
તીખા તમતમા રાએતા ખાટા ખારા મન ભાવતા ૪
ટીંડોરા વાહાલોલ વેંગણા સેવા પામ ગનકા ઘણા
કારેલા કોના કરકરા કંટોના ગીધા ગેનરા
ચણા દાન સુરણ ચીભડા કોના તુરીઆ કાનગડા
નવ લીલના ચોલીફલી રતાલુ ભાજી કૂમલી ૬
ડોડી કાઢી પકોડી વડી તના પાપડને પાપડી
આદૂ ગરમેર ગુદા મરી કેમર રસ કેરા કાચરી ૭
ખીલી બફાણા પીપેર હરી કડાઢીધ મૂલા મોગરી
કહૂં દૂધ ને બાપૂ દહી જીરુ સિંધવ શખા નહિ ૮
શેઠે સકલપ કરો તતખેવ આરોગો જી દેવાધિ દેવ!
સીધ કેહે "સુણ શાહા શગાન! તુ તારુ વચન પ્રતિપાલ ૯
જનમ ચકી મે વ્રત આચરૂ અન્ન નહિ હૂ ભોજન કરૂ
મારુ સહજ લહે સસાર હૂ માહામાસ નિત કરુ આહાર ૧૦
જો તાહારા મન માહા હોએ મદભાવ, તો એ આમ્રિખ શીઘ્રે લાવ
શેઠે વચન ચઢાવૂ શીશ "અશરણ શરણ સદા, જુગદીશ! ૧૧
હૂ સ્ત્રી પુત્ર અરોગી ત્રણ અનવાચક સેવક છે શરણ
માહારા પ્રભુજીને વલ્લભ હોએ જેહ દો આગના તેડાવૂ તેહ" ૧૨

## રાગ આશાવરી.

"હું કહણુ માંસ પ્રાસું નહિ, જેહેના મધ શરીર રે
વીર રે ! સુકોમલ ચેલણુ વધ કરો રે. ૧

હાલ

'પુત્ર કાહા છે? પ્રેમદા!' એમ કહે શાહા શગાળ રે.
"પાટી ખડીઓ નાહાંધડીઓ લેઈ ગયો છે નીશાળ' ૨
તેણે સમે એક કાપડી કારમો કર્તમ વેશ રે
નીશાલે જાઇ કહે, "ચેલણુ! માંન મુજ ઉપદેશ. ૩
કોઈ એક જાગી સરોગી છે તમારા ઘરબાર.
તેણે તાત માતા વશ કરા, તારું માસ માગે આહાર ૪
તે માટે કહૂ તુજને મ મ માગ મરણુ અકાલ.
આહાથી ઊઠી શીઘ્રે જા નાશી બુધ વિમાસી, બાલ!" ૫
વચન સુણી ચેલણુ કહે, "ફટ! મંદભાગી! અજાણુ!
મારા માત પિતા વતથી ચલે, તો ધીક માહરા પ્રાણુ' ૬
જેહેને ઉદરે હું રહો દશ માસ વાસ નિધાન,
પ્રસવતા પીડા સહી, પછી કરાવૂં સ્તન પાન, ૭
મલમૂત્ર મધે દિવસ રજની શ્રમ પામી માત
દેવ ઋીનુ મનુશ રણુ તો છુટસુ કહે તાત. ૮
માતા ગંગા, પિતા પુષ્કર, સતગુરુ કેદાર;
તેના વચન જો ઉવેખીએ, તો ભોમ ન ઝીલે ભાર ૯
આગે ઇચ્છા ઇશ્વરી. અવતાર તેહેને મરણુ
પર ઉપગારે પ્રાણુ તજે તો જોગ અશરણુ શરણુ ૧૦
આ વાગવનની રે ટલે માયા લખ ચોરાશી વાર
વિના ભાએગ ન પામીએ ભંસાર સાગર પાર." ૧૧

વલણુ

પાર પામે શભુ નામે ભરોસો શિવચકતનો.
તે અતિત કહી અગોપ થયો. સદભાવ જાણો ભકતનો. ૧૨

## રાગ વેરાડી

તવ શ્રેહે ચાલો ચેનણુ બાલ અતિતને ચારી અતિકાલ
ચતુર ચગાઈ, થીર મન કરી, સુત લેવા સાહામી સાચરી ૧
ખધ ચઢાવી લાવી માત, જોહા બેઠા સતવાદી તાત
પુત્ર પિતાને લાગી ચરણુ, પછે ગઓ જોહા અશરણ શરણુ ૨
વિવિધ વચન કીધી બહુ સ્તુતિ "ભલે પધારા, ત્રિભોવન પતિ!
સમસ્ત દેવ કોડ તેત્રીસ, સેહેસ્ત્ર અડાશી બ્રહ્મા ઈશ ૩
અડશેટ તીરથ, શેહેસ્ત્ર મુખ જાત, તે તુજ મુખ દરશણુ માહાપાત્ર"
"હવે, માતપિતા! તને સુધ મન કરો મીથા મોહ માઆ પરહરો ૪
પુત્ર મરણુ રખે કરો વિચાર એ અનિત દેહ અલીક મસાર
એકે બ્રહ્મ ઉપદેશે કહૂ નિજ ગ્નાન ઉતપતિ વિપતિ, સપતિ સમાન ૫
ઉદે, અસ્ત–સહુએ કેના એ? દાન કીરત મત જુગ મહીમાએ
થોડા જીવા માહે ઘણૂ પદ પામશો સદાશિવ તણૂ" ૬
માહાસિક પુત્રે કરૂ સુધ સ્નાન વિધિ પૂર્વક આપા બહુ દાન
આસન બેસી સમરા ઈશ, શરણાગતવછન જુગદીશ ૭
દઢ મન કરી શાહા શગાન ખડગે શીર છેદૂ તતકાલ
નિત મુખ દરશન કરવા તાત, લેઈ અગોપ શીર રાખૂ માત ૮
કીધૂ અન્ન કલેવર તણૂ "ઉઠો પ્રભુજી! કરો પાલણૂ"
ચખશ ચઢાવી કોપા ઈશ કોહો કેમ અનગૂ રાખૂ શીશ? ૯
આકશમાત પડતા પામીઉ ઢલતુ શિવ સાનિધે ગઉ
નરનારી જઈ લાગાં પાએ "સ્વામી! ખેમા કરો અન્યાએ ૧૦
એ ભખા પછી મંચરો" "નરનારી! ચિત્ત સરખાં કરો
તમથી ધન્ય તહમાગે પુત્ર જેણે મરતા નહિ જેગ્રે ધરસૂત્ર ૧૧
તેહ તણૂ શીર ઉવટ ઘણે ઉખના માહા ખાંડો ખાડણે
શોકરહિત મનમા અભિરામ હસિતવદન ગાઓ ગુણગ્રામ ૧૨
દેહી તણૂ શીર પચવા શતપાક મસ્તકનૂ મનોહર શાક"
અતિત વચન એહ બોલુ ખરૂ "હૂ ભાગે મને ભોજન નહિ કરૂ" ૧૩

રાગ ૩ઓ

ઊઠો જી, કુંઅર કોડામણા! ભામણા લેઊં તારી માત
તું તો બોલ નિ, બાલક બાહુઆ! તુને બોલાવે ત્રધ તાત
ચેલણ ગુણ ગાઈએ રે! ૧

માહારા પુત્રનૂં વદન કોડામણૂં—જાણે સોલ ક્ળાનો ચંદ
તેજ તપે ત્રિભોવન તણૂ તેની ઉપમ ન આવે આહે
ચેલણ ગુણ ગાઈએ રે! ૨

શીર મુગટ મણિમાણેકજડો માહે કોમળી મોલ.
તારી આખડી કમલની પાખડી કુંડલ મકર કોપોલ
ચેલણ૦ ૩

ફૂલ ખરે મુખ બોલતા ચંદહાસસુ વાણી વિશાલ
જશતિલક ભાલ મ્રગમદ તણૂ કંઠે મણિમુગતાની માલ.
ચેલણ૦ ૪

અંગે ચંદન ચરચા બાવના, કનકાબંર રૂપ નિધાન
ગંભીર નાભ કટિ કંકણી બલ અગદ બાહુ અ જાણ
ચેલણ૦ ૫

પદ અકુશ નેપુર નખ મણિ ઢલકતી ચાલ મરાલ
દેહી દાતા પરમ શિરોમણિ સકોમલ રૂહે દઆલ.
ચેલણ૦ ૬

હું પુત્રના ગુણ કેમ વીસરૂં રે! જે માહારા પ્રાણ જીવન?
નીત રમતો માહારે આગણે, તેમ રમજો મારે મન
ચેલણ૦ ૭

ઉગીને કેમ આથમો? માહારા કુલના સૂર
માહરા પુત્ર! પરદેશિ કાંહાં સમો? કેમ ઓલઘો સાગર તીર?
ચેલણ૦

મેં જાણ્યું હતું: રેશે નહિ મુજ રાંક હાથે રતન.
તાપ શીત વૃષ્ટિ સમે નીત તાહારૂં કરતી જતન.
ચેલણ૦ ૯

માહારા સુત ! કેમ જાશે એકલો ? આ સરગની વસમી વાટ.
માહારાં ફૂટે ન લોચન લાલચી. હઈઆ ! હજી શેં ન ફાટ ?
ચેલણ૦ ૧૦

પુત્ર જનમ સમૂં કાંઇ સુખ નથી. જેમ રણ વિપતને પાર.
હૂં અભાગણી માતાને ઉદરે તું મો આવીશ બીજી વાર.
ચેલણ૦ ૧૧

ગઓ દીપક અંધારૂ કરી તૂટી મુજ મનની આશ.
માહારાં મદિર સૂનાં માલીઆ; તે પા ભલો વીર ! વનવાસ.
ચેલણ૦ ૧૨

## રાગ સારંગ

દુઃખ વહની દવ દેહી બલે રે નવ પલ્લવ નવ હોએ
જેહેને વીતે, તે સેહે; ભાઈ ! સુખીઆ ન જાણે કોએ.
ચેલણ ખાંડવા
તારૂ અમ્રિત સરખૂં નામ. તું તો ગઓ કીહે ગામ ?
ચેલણ ખાંડવા. ૧

આગે પુત્ર હવા ઘણા રે ! અધુના હશે અનેક.
ચઉદ ભુવન જોતાં નહિ રે ! માહારા ચેલણ તણો વિવેક.
ચેલણ ખાંડવા ૨

લજ્જા રહી માઆબાપની રે ! તેં કીધૂં વચન પ્રમાણ,
અભઆગત સંતોખવા તેં ચિત્તે આપા પ્રાણ.
ચેલણ ખાંડવા. ૩

" શીશ ખંડી નવનીત કરૂં રે ! લેઈ કીધું સ્વયંપાક.
હવે ઉઠો, પ્રભુજી ! ભોજન કીજે મસ્તકનું મનોહર શાક."

ચેલણુ૦ ૪

શીશ ધૂણીને જોગી કેહે, રે ! " જમતાં પડે વિચાર.
જેને વંશ ઉછેદ થઓ, તેનો ભોમ ન ઝીલે ભાર.

ચેલણુ૦ ૫

વિચારજો તાં, વંઝ ભલાં ! રે ? વંઝ ન સ્વર્ગી હોએ
તેના પૂરવેજ જોઈ પાછા ફરે રે ! તેની સુધ ન પૂછે કોએ.

ચેલણુ૦ ૬

સુખ હારૂ સંસારનું રે ! નહિ હોએ. ગઆ સંતાન.
ધરમકરમનો મારગ ભાગોઃ પસુ પંખી તરુ સમાન."

ચેલણુ૦ ૭

શાહા શગાલ ધરણે ઢલો રે ! ચઢી ગઈ ગલે ગંઠ.
શ્વાસકાશ ઊડી ગઓ. નહિ બોલે. ગદગદ કંઠ.

ચેલણુ૦ ૮

ઓ ચગાઈ કેહે કંથને, રે ! " ધર ધીરજ આણુ. શગાલ !
ઈશ્વર આશા પૂરશે. માહારા ઉદરમાંહાં બાલ."

ચેલણુ૦ ૯

જોગી વદે, " કેમ જાણીએ પ્રતખ વિના અ પરમાણુ ?"
પ્રેમદા કેહે, " પ્રભુ ! પુત્ર હશે, તે આઉધ શીઘ્રે આણુ

ચેલણુ૦ ૧૦

ચીરી કાઢૂં પેટ થકી રે કરી દઢ મન વિશ્વાસ "
ચઉદ ભુવન કૂલાહલ થઓ. તારે કાંપો ગિરિ કઈલાસ.

ચેલણુ૦ ૧૧

ખડગ ઊગામૂં. જઈ કર ઝાલોઃ પ્રગટા 'ઉમાઈશ
ભ્રાન્ત ટલી. ભવનો ભૌ ભાગો. જોગી નઃ હોએ જુગદીશ રે !

ચેલણુ૦ ૧૨

## રાગ ધવલ ધંનાશ્રી

શંભુ પધારા સુર મુનિ સાથે. હાથે ચેલણુ બાલ જી.
અચલ ભગ્ત થાપી વર આપો ધરમદયાપ્રતિપાલ જી.
શાહ શગાલ ચંગાઈ ધાઈ જઈ લાગા શિવને ચરણુ જી.
"દીન દયાલ! ક્રિપાનિધિ! છો અવિગત અશરણુશરણુ જી."
સદાશિવ કેહે "ધન ધીરજ તમારૂં. ધન ધીર પુત્રની પ્રીતજી.
મારા ચરણુ વિષે ચિત્ત રાખ્યું: જાઓ સરવ અનિત જી.
ચઉદ ભોવનમાં જે મનવાંછિત, તે માગો વરદાન જી."
"સ્વામી વચને સીધ સંપૂરણ ગ્રપતિ શંભુ સમાન જી."
"ઈશ્વર આગના ભંગ ન કીજે. સીધ! દાતા!" કહે ઈશજી.
"તો આ કાંતીપુરી કમલામ વસાવો: સાંનિધસુર તેત્રીસજી."
વિશ્વકર્મા તેડા જુગદીશે. ઈશ કેહે, "આંહાં આવો જી.
આ કાંતી પુરી સદાશિવ સાંનિધ નવનિધ કરી વસાવો જી."
અંતરિખ અમરાવતી સરખી જઈ કીધી તતખેવજી.
વૈકૂંઠથી વરણુનિ વિસ્તારે જોઈ રીઝા શ્રી માહાદેવજી.
શાહા શગાલ પુરીપ્રજા સંઘાતે બેઠા પુષ્પ વેમાન જી.
શંભુએ કર ગ્રહી સાંનિધ લીધાં: કીધાં આપ સમાન જી.
અદ્ભૂત ઓછવ: દેવ દુંદુભિ: વરતો જેજેકાર જી.
પૂજાનાં ફલ પ્રતખ પામાં: સંગતિ વિશ્વાધાર જી.
એ અનુભવ રસ ગાતાં સુણુતાં ફલ* પાંચે જાએ ફાંસી જી.
જીવનમુગત અમર મુનિ સરખા અંતે વઈકૂંઠવાસી જી. ૧
સંવત ૧૬ સુ બાશીઓ, આખાડ ઉજ્વલ પખજી,
પતિપદા, શનિવાર, સંખેપે પામી કથા પ્રતખજી. ૧
બુધમાને આખાન કરૂં એ: વરણુવા વિખ્યારૂઢજી,
સતગુરૂ વૈષ્ણવ સંતકિપા એ કર જોડી કેહે રૂદ્રિ કૂંદજી ૧૨

* (પાપ) ફલ?

५

## જાનીકૃત

# સગાલ ચરિત્ર

### કડવું ૧

### રાગ કેદારો

શ્રી શંકરસુત પ્રેમે પ્રણમું જેહનું નામ ગણેશ;
એકમનાં આદરે 'આરાધે પાંમે શુભ ઉપદેશ. ૧
બ્રહ્મસુતા ભાવિં શું ભજતાં કવિકલ મનનો કાપે;
કીપા કરિ તો માહા મૂરખને અવિચલ વાણી આપે. ૨

ભોલો ભુપ સદાશિવ સમરિ કરિ કલ્યાણ તે કોડિ,
તેહ શીવનિ સ્નેહે નવિ સેવે માનુષ મોટી ખોડિ. ૩
આદિ પુરુષ અવિનાશ કેર્યા ચરણકમલને ધ્યાઉં,
ગુર્જર ભાષાઇ ગુણ કર્ણના બુદ્ધિ પ્રમાણે ગાઉં. ૪
રુપવત ને ચતુર વિવેકી અધિકારિ અનેક,
દાતા થૈ હરે દુખ પરનું એવો નીપજે એક. ૫

એક સમે નારદજી આવ્યા બ્રહ્માજીને પાશ,
કર જોડીને કરે વીનતી આનંદ ભરિ ઉલ્હાસ. ૬
" દાન ખંડ માંહાં મોટાં મોટાં બોલ્યાં છિ બહુ દાન.
શીરોમણિ સઘલામાં કહું છે, માને શ્રી ભગવાન ! ૭
કરુણા કરી કહો તે મુજને સાચૂં તમથી લહીઇ
પરીક્ષા પાખે પ્રભુ હીરો કીતશું જો હાથ ન ગ્રહીઇ ૮
સાધન સર્વ થકી જે સારુ તે તાં કહો વીસ્તારી
હરિ મલવાની તમથી લહીઇ જે ઘણૂં દૂકડી બારી." ૯
એહવાં પ્રશ્ન અલોકીક કીધાં નારદજી તેણી વાર.
ઘણૂં પ્રસન થયા બ્રહ્માજી. ભાગ્ય તણો નહી પાર. ૧૦

કડવું ૨
રાગ રામગ્રી

શૂરા બોલ્યા સુણિ વચનજી, "કુંઅર, કહી તે મનાવુ મનજી
તુજથી છાનૂ નહી માહરા તન જી અતિશે ઉત્તમ એહ પ્રમનજી ૧
ઉથલો

ઉત્તમ પ્રશ્ન કરું કુંઅર તિ વેદશાસ્ત્રનું સાર
હરીકૃપા વિણુ મનનિ નાવે નિમેષ એહ વિચાર ૨
શિવપૂરાણે કથા, સુત! છે સરસ સુદર એક
અન દેવૂ ને ઈશ ભજવા વડો એહ વિવેક ૩
શિવતણી જોહા કથા પૂજા કરે પ્રેમે કોય,
આઠે નવ ને ચાર ચિંત શુ વલી ન સકે કોય ૪
ગગા આદિ નદી સઘલી તીર્થ પુષ્કર આદિ
હયમેધાદિક જાગ ત્યાહા, જાહા શિવકથા ઉલ્હાસ ૫
પુત્ર પૌત્ર ને (આ)ભૂષણુ નેહે નમતી નારી
અપલક્ષણુ એકે નહી, જેણે પુજીઆ ત્રિપુરારિ ૬
સુખ ઘણૂ મસાર માહા સુત ભોગ છે જેહ
પિહિલે ભવ શિવજી સંતોષ્યા નિશ્ચે રાખી નેહ ૭
સકલ ભારતતણૂ ભૂષણુ કરણુ કારણરૂપ
અવસાનકાલે આવીને ઉભા ત્રીભોવનભૂપ, ૮
કરકમલમાં દહન કીધુ પુરી મનની આસ
સસાર સુખ પૂરણુ પામી સ્વર્ગે પૂરો વાસ ૯
તે કરણુકેરી કથા ઉત્તમ કથી જેનવ્ય કિહિવાય,
જાની સરખા જડમતિ શુ ગુજરભાષા ગાય? ૧૦

કડવૂ ૩
રાગ ગોડી

કિહિ, નારદ "કોહો તે કથા કરણુ તણી ઉત્પત્ય મર્મથા,
કોહો અવની દીધા દાંન? કેહિ પિરિ પ્રસન થયા ભગવાન?"

ઘણ કિહે, " સુત, સાંભલિ ખરુ ચતુર કર્ણ વીસ્તરુ,
જેહે માભવે પાત્યગ જાય દાતાનો મોટા મહિમાય ૨
કુંતીભોજ જાદવનૂ નામ કુતા પુત્રી અતિ અભિરામ
દુર્વાસા આવ્યા વિશ્રામ ચાતુર્માસ રહી(આ) શુભ ઠામ ૩
રામાઈ રુખિની સેવા કરી. પુની કહી લડાવી ખરી
' મયા કરી મુન્હે દીધુ માન કૂંતાને આપૂ વરદાન
પુત્રી આ મત્ર તમે ગ્રહો અતીસ વીર્ય છે ઘણૂ લહો.
રહી એકાત્યે સમરજો દેવ આવી ઉભા ગ્હેશે ખેવ.' ૪
વર આપી વલીયા ભૂદેવ અબલા મન્યે વિમાશુ (હિવ)
ઊચી મેડી ઉપરિ ચઢી. રવિ દીઠા સમરા એક ઘડી ૬
પરીક્ષા કરવાને પ્રીત્યે જપો મત્ર રવિ જાણી રીત્ય.
' માગ્ય, માગ્ય કિહિતા ધશા આવી પદ્મિની પાસિ હશા ૭
લજ્જા પામિ અતિ કામિની ઉપરાઠી થઈ ભામિની
હૃ શાહાનિ મંભારો નારિ ?' સૂર્ય પુછે વારોવારિ ૮
લજ્જાઈ તે નવ્ય બોલાય આદરુ તેહ નુંફલ ન થાય
સવિતાઇ આપૂ સતાન કુંતાજી તવ માગે માન. ૯
' કન્યા છૂ કેહી પિરિ કરૂ ? ધર્મ ન રહિ. ગર્ભ કયમ ધરુ ?'
' હવડા પ્રસવશો એ તંન દૂખ મ પામશો, મિહિલા, મન્યિ '

કડવૂ ૪

રાગ ગોડી દોહોરી

સવિતા સુત આપીને વલીયા પ્રસવો તતક્ષણુ બાલ
કુંડલ, કવચ, કમલદલ લોચન, હાથ ને પાગ પ્રવાલ ૧
માડી મુખ નરખી મોહ પામી ચિંતાનો નહી પાર?
'આ કુઅર હૃ કહી પરે રાખુ ? ધિક મારો અવતાર ૨
જેણે આપો તે રાખસે મસરા શ્રી ભગવાન
નિંઘણો મરજાદા મોગી પરણ્યા વિના સંતાન.' ૩

હાથ ફેરવી હઈડિ ચાંપે નયણે ઢાલી નીર.
નીસાસા મેહેલે મુખ જોતાં. ધૂજે ઘણું શરીર. ૪
'પુત્રપીડે માહારું મન કયમ રિહે ? કોહો ને કયમ રિહિવાય?
મરો માત, જે પુત્ર વિજોગે પ્રાણ રહે દેહ માહિ.' ૫
પેટીમાં પોઢાડો કુંઅર સમરી જગજીવન.
અંગેઅંગે રક્ષા રુડી કીધી જીહ્વાઈ કહી વચનઃ ૬
'જેહને પ્રભુજી હોય પાધરા, ચઢે જેહને હાથિ,
વિશ્વરુપ ! વેગલા (મ) થાશો. સવિતા ! રિહેજો સાથ. ૭
જલદેવી ! તૂં માત જગતની જગનાંની સ્વરુપ.
સગણ માટે તૂં સાંભલે હઈડૂ લહી અનૂપ.' ૮
એમ કહી જલમાં મેહેલો વેહેતો, જાંહાં પાંડવનો દેશ.
સૂત સારથી દૂર્યોધનનો જલમાં કર્યો પ્રવેશ. ૯
હરજીઈ હસ્તીનાપુર આણો. ચઢો ચતુરને હાથ.
પેટી લેઇ ગ્રીયા કન્હિ આવ્યોઃ 'છોડો વૈકુંઠનાથ.' ૧૦

કડવૂં ૫

રાગ નટ

ઉચ્છવ કીધા અતિ ઘણા. હરખૂ આખૂં ગામ.
શરીરે કવચ નિ કુંડલ. કરણ રાખીઉં નામ. ૧
જાચક સર્વ સંતોખીયા કુલના જે આચાર.
કુંતાઈ કારણ સુણૂં, હર્ષ તણો નહી પાર. ૨
વરશેં જે વાધે નહી, દિન દિન પોઢો થાય.
ચરિત્ર રુપ માહા મનોહર. શોભા કહી નવ્ય જાય. ૩
ચૌદ વિદ્યા, ચોસઠ કલા, ભૂધરભક્તિ વિશેષ.
સ્વલ્પ શીખવે આવડે. અવગુણ ન મલે એક. ૪
સહસ્ત્ર કરણ કૃપા થકી દે સુવર્ણનું દાન.
પ્રથમ પ્રહર તે કરણનો. યાચકને બહુ માન. ૫

માણિક મોતી રત્નતણી નિત્ય પ્રત્યે આપે રાશ.
અવર કહીઇ જાચે નહી, જે ગયો કરણની પાશ. ૬
એક બ્રાહ્મણ ભુખ્યો આવ્યો. આતુર માગે અન્ન.
'જાઓ જુધિષ્ઠિર પાસે, રખ્યજી.' કરણે કહ્યું વચન ૭
દેખાડુ એક આંગલી ધર્મરાનૂં ધામ;
'સવાભાર સુવર્ણને હું આપૂં, જે એહ હોય કામ. ૮
બ્રાહ્મણે જે ભોજન કરું પંચામ્રત બહુ પાક.
આસ દીધી કર્ણને સરવ સ્વાદ શુભ શાક. ૯
અંનદાન માંહિ, એકલો, નારદ, થયો વિભાગ.
સ્વર્ગ વિષે સુખ પામીઓ. લક્ષ્મીવરે કર્યો લાગ." ૧૦

કડવૂં ૬

રાગ આશાવરી

નારદ કરે પ્રસંનજીઃ "પીતા, મનાવો મંનજી.
અંનનુ દાન અતિ મોટૂં કહ્યું રે ૧

ઉથલો

મોટૂં દાન એક અંન કેરુ, જેહ પુણ્ય તણો નહી પાર.
વસ્તૂં કર્ણે શું કરું તે કહોજી વીસ્તાર. ૨
હેમ આપુ હર્ષશું તેહનૂં પ્રગટ ફલ, કહો, શું થયું!
અંનની આંગલી ઉચી કીધે કારણ તે કેમ લહ્યું?" ૩

બ્રહ્મા કિહે, "ભલુ પૂછ્યું કુમાર, કહ્યું વિવેકઃ
અવની માંહે અંન તોલે નાવે સાધન એક. ૪
સો મણ સોને પ્રાણ ન રહે અંન પાખે એક ઘડી.
અંન ને વલી ઉદકે કરી વાત છે, કુંઅર, વડી. ૫
સંસાર માંહે સાર છે જે ઉદક ને બીજું અંન.
ઓલખ્યા પાખૈ ભુર થૈ ને ભમે છે બહુ જંન. ૬
અંનદાતા ને ઈશ બેમાં અંતર આણે જેહ,
નારકી તે નિશ્ચે સહી; ન થીરતા તાં તેહ. ૭

'જમનારિથી જમાડનારો મોટો, કહે છે વેદ.
ગ્રંથ નીરખ્યા વિના, કહૂં છું, કુંઅર! કો ન જાણે ભેદ. ૮
સુવર્ણને દાને કરી, સુત, કર્ણ ગઓ અમરાપુરી.
સુવર્ણનાં બહુ સદન પામ્યો, હવિ સુણિ, કહૂં વિસ્તરી. ૯
આસન, ભોજન, શયન, શય્યા, હેમના અંબાર.
ક્ષુધા લાગી ઘણૂં પીડે. દુઃખનો નહી પાર. ૧૦
કર્ણ કહે, 'કરુણા કરીને આહાર આપો, દેવ.
અમર એણી પેરે ઉચરે, સાંભલ ને, તતખેવ. ૧૧

કડવૂં ૭

રાગ આશાવરી

'સાંભલ, કર્ણ! કહૂં ખરુ, એક ભેદ કહ્યાથી દૂખ હરું.
વીસ્તરું પુણ્ય પ્રભાવ તાહરો, રે! ૧

ઉથલો

પુણ્ય પ્રભાવ કહૂં કર્ણ! તાહરો, ક્ષુધા જાય જેહ,
તિલ તાપ ટાલે તંત તણો નિ પુષ્ટ પામે દેહ. ૨
અનદાતાનું આંગણૂં આંગલી દેખાડું આપ.
આંગલી મુખમાં ધરો. પછે જુઓ પુણ્ય પ્રતાપ.' ૩
કહૂં માન્યું કર્ણે ત્યાંહાં રે આંગલી મુખમાં ધરી.
પેટ પુરણ ભરું પંચામૃતે. ક્ષુધા સઘલી તે હરી. ૪
આહાર કેરી ઈછા થાએ, આંગલી મુખમાં ધરી.
ખટ રસ પુરણ સ્વાદ પામે દુખ સઘલૂં વિસરી. ૫
કર્ણ કહે, 'અવતાર આપો. હૂં મૃત્યલોકે અવતરું
દયા કીજે દેવ મુજને. દાન અન તણૂં કરું.' ૬
'અપાર, ભાઈ! કહૂં, અતી ભલૂં, જો ઈચ્છા યે છે એહ.
સપ્ત પુરીમાં* પાંચમી કાંતિ કાહાવે જેહ, ૭

* अयोध्या मथुरा माया काशी काञ्चिरवंतिका ।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायिकाः ॥
વળી જુઓ પૃ. ૮૯, કડી ૪.

સકલ ગુણ સંપૂર્ણ છે એક સુભગ સાહા ગોપાલ.
જશવતી નામે નારી તેહની તેહની શુદ્ધ વંશ વીશાલ. ૮
સગાલ સાહા તેહ પામોઃ કુંઅર થૈ ને અવતરો.
ચગાવતી શુભ નામે નારી, પુત્ર, પ્રેમે શું વરો. ૯
ચેલઇઓ એક ચતુર કુંઅર ઉદરે તેહને આવશે.
કાર્ય ઉત્તમ ઘણાં કરશે. અમરને મન્ય ભાવશે. ૧૦
અન આપી કીર્ત્ય થાપી વલી વહેલા આવજો.
સત્યવંત ને વિવેકી મહીતલ માંહિ કાહાવજો. ૧૧

કડવું ૮

રાગ ધન્યાશ્રી

બ્રહ્મા કહે, "નારદ! સુણિ સાચું, સુત, સગાલ ચરિત્ર.
સપ્તપુરીમાં કાંતિ નામે નગરી પરમ પવિત્ર. ૧
સિદ્ધેશ્વરનું થાનક મોટું. શિવભક્ત સહુ લોક.
વર્ણાશ્રમ પાળે અતિ પ્રેમે. સ્વપ્ન વિષે નહી શોક. ૨
પુત્ર પીતાની આગ્નાઈ ચાલે. પતિવ્રતા સરવે નારી.
લોભ રહીત લખ્યણ શુભ સહ માહાં. અનૃત્ય વિષે અવિકારી. ૩
ઉછવ ઘણો નગર નીત્ય રાજે અમરપુરી સું એહ.
માહોમાહે મલતું સગપણ. કહીએ ન ઘટે નેહ. ૪
અસત્યવાદી એક ન દીસે આખા નગર મુઝાર.
કપટ તણી કથા કેહેને ન મલે. સાધ સહુ નરનારિ. ૫
કષ્ટ પડે કરુણા નવ છોડે, તે સત્ય સુખીઆ પ્રાણી.
દૂખાણે દૂભાણે ન વદે મર્મવચન મુખ વાણી. ૬
—એવી અનોપમ નગરી મધ્યે વસે સેઠ ગોપાલ.-
જસવતી જાયા તેહને ઘેરે. વાણી વેદ રસાલ. ૭
તેહની કુખે કર્યું કુંઅર થૈ અવતરો સુવિશાલ
અંન આપવા અમરાપુરીથી નામે શ્રેષ્ટ સગાલ. ૮

ચંગાવતિ ચતુરાને પરણ્યો. નરનારીમાં નેહ.
એક જીવ અંતરગત જોતાં. જુગમાં દીસે બેહ. ૯
'આપ, આપ.' વણ અક્ષર બીજો ભરમે કહને ના ન ભાખે
તેન્યો નરનારિ વીસારો. 'નથી'. વાક્ય નવિ દાખે. ૧૦

## કડવૂં ૯

### રાગ મેવાડો

જાચકને જૂકતે દે માન. આપે અંન અવારી દાન.
વેષ વિવિધ પિરિના જે આવે, આપે આહાર જેહને જે ભાવે. ૧
પદ્મની પ્રીતે પગ પખાલિ. હર્ષે આંસુ ઢાલે.
આદ્ય પુરુષ અંતર લહી પ્રીસે. જાચક જમતાં હઇડું હીસે. ૨
નાનાવિધી નિપજાવે પાક, શુભ સામગ્રી શું બહૂ શાક.
આદર જીભે શું કહીએ, જો કોડિ જીભે લેખા ન લહીએ ? ૩
ઈશ ભજે ને આપે અંન માન ચકી અલસું કરી મન.
એહ બે પોહોરની છાહોડિ જાણિ અતિ મીઠી મુખ બોલે વાણી, ૪
ચપલ ભાવ લહી લક્ષ્મીનો સાહ સગાલ અંતર અતિ બીહીનો.
'જે ખરચ્યું તે ગાંઠે બાંધ્યું. રામા, આપો કોરુ રાંધ્યુ. ૫
રખે કોહોને (કહો) નાકારઃ ક્ષણ એકમાં બ્યણસે વ્યવહાર,
ત્યાહારે તિલ એક આપૂં નવ્ય જાઅ. કામિની, ખરોખર કસો થાઅ.' ૬
નરનારી નીશ્ચે ઇમ ભાખે. અભિલાખ અતિ ઉત્તમ રાખે:
'આપણે ઘેર આવ્યા કૈલાસ કે લક્ષ્મીવર લીલવીલાસ. ૭
ચરણ પખાલી જલ શિર ધરે, તો જન્મ મરણ કેરો ભય હરિ.
જદ્યપિ કૃપા કરી ધન આપે, અવિચલ રથ્ય કરીને થાપે, ૮
તો, પ્રીયુજી, સહૂને સંતોખો. પંચામૃત શું પ્રીતે પોખો,'
'આપ' સરીખું ઉત્તમ એક ઓપમાને નહી, એહ વિવેક, ૯
આશા વિણ અક્ષત ન અપાય. હૂં આપૂં છું લહે મન માંહે
પ્રભુજી તો પીયે ને પાય. જાની શું જસ બીજો ગાય ? ૧૦

## કડવું ૧૦

### રાગ મેવાડો

નરનારી એક ચિત્યે અંન્ન આપે મેહલી મન અહંકાર.
નારદ ! કિહિ હેમ રથથી રુડું અંનદાન એક સાર. ૧
'વલી પધારજ્યે.' વાણી બોલે. 'હઇડે દર્પ ન માય. ના૦ ૨
ઘણા દિવસ એ વિધ અન આપું. ઉખાણો છે એક:
વેલા ફરતાં વાર ન લાગે. વેહતો જાય વિવેક. ના૦ ૩
ત્રણ્ય વરસ વર્ષા નવિ વુઠો. પડીઉ પ્રોઢ દૂકાલ. ના૦
પ્રાણનાથ પ્રેમદાઇ છંડયા. રામાઇ રોતાં મેહેલ્યાં બાલ. ના૦ ૪
સુભગ સુંદરી નથી મેહલી સ્વામીએ સેવક કોડે
'અંન, અંન. સહુ કરતાં હીડે. ખરું કઠિણ, સિ ખોડે ? ના૦ ૫
મંત્ર જંત્ર સાધન સેવા અનનો આધાર ના૦
વર્ણાશ્રમ વિહિતો ગયો સર્વે, જાહારિ વંઠી વાહાર. ના૦ ૬
સગપણ સર્વ થઉ સાંસતૂં તિલ એક ન રહી રેક. ના૦
વસ્તુ માત્ર વેરીથી વાંકી એક અંન્ન વિના રેક. ના૦ ૭
પ્રાણી માત્ર પરિખા જાણી: મોટો અતિ મહિમાય.
જીવ તણૂ ઔષધ આહાર વિના ન રિહેવાય. ના૦ ૮
આખી પૃથવીનૂં ધન સર્વે એક અંન્ન તા દીસે.
ધન્ય નરનારી જે આપે અંન ગ્રાસે. ના૦ ૯
અન્નને આહાર કરી જાણે છે તેહ, તુઝને કહૂં ભેદ. ના૦
બ્રહ્મરુપ તે તો ન જાણે, વગત્ય કહી છે વેદ. ના૦ ૧૦

## કડવૂં ૧૧

### રાગ સામેરી

સુણિ, નારદ ! કિહે ધાતા, સુતનો સ્નેહ (ન) જોઇ માતા.
ન ગણ્યા પ્રીય પ્રભુ ભ્રાતા વેલા એ અદભૂત, ભ્રાતા ! ૧

## ઉથલો

વાંકી વેલા અદ્દ્ભુત, આતા ! પ્રાણ પલ એક નવિ રિહિ.
તે અંજનું શું ગજું ! મૂરખ માનવ મુખે ઇમ કહે. ૨
કહિણુ વેલા કાંતિ નગરી ખોડે લાગી ખલભલી.
મોટા માઝન ધનદ કેરી ટેક તે વેલાં ટલી. ૩

સદાશિવ કહે, 'સુણિ, કામિની, કાંતિ નગરી વિખે.
પીડા પામે ઘણા પ્રાણી, વામા, એક વર્ષા પખે. ૪
સગાલસા એક દાસ માહરો સત્ય તે ચૂકો નથી.
સ્ત્રી ભર્ત્તાર તણી ભલાઈ, કામિની, શુ કહીઇ કથી ?' ૫
શિવા કહે, શિવજી, દેખાડો. 'ભૂખ્યો.' કથી ત્યાંહાં પરવરો.
ગ્રાસ એક મુખમાં ધરીને દૂખ સઘલું ઇ હરો.' ૬
શિવ શિવા સાથે સુકૃત યોગે દૂર્બલ અતિ દેહિ કરી.
વસ્ત્ર ફાટે દિન ચાટે વાણી એહવી ઉચરીઃ ૭
'આ નગર મધ્યે આવ્યા પુંઠે આહાર કરવા આખડી.
ક્ષુધાયે તાં માન બેહનાં ન થોભે એક ઘડી. ૮
દીવસ આખો ટલવલ્યાં; શબ્દ કો નવ્ય સાંભલે.
બે પ્રહરથી તાં જામિની ગઈ; ગ્રાસ એક અન્ન નવ્ય મલે.' ૯
સગાલ સાહા કહે 'સુણો, નારી, ભીક્ષૂક બે ભૂખા ઘણું.
અન્ન એહને ન પાવ તો સત્ય સહી ગયું આપણું.' ૧૦

### કડવું ૧૨

'સ્વામી, અન્ન નથી એક દાણો. નગરમાં કિહિને ન મલે, જાણો.
આ (છિ) જમવાની (એક) થાલ, જેણે જમતા સાહ ગોપાલ. ૧
કો ધનંદને ઘેર નાખો સેર અન્ન માટિ અડાણી નાખોઃ
એહ આખો થાલ તમારી મૂલ આપે થાશે અમારી.' ૨
સાહા થાલ ગ્રહીને જાય. હઈડા માંહે શોચ ન માય.
'શ્રી મહાદેવજી મોકલજો અંન. આપે દોહોહ્યું ટલજો.'

પ્રભુ થયા વ્યાપારી. 'શેર અંત્ર લો. થાલ અમારી.'
દીધૂં સગાલે સત્ય વચંન: ' હં છું દાસ તમારો. દ્યો અંત્ર.' ૪
પાત્ર મા'મુલ્યનૂં રાખ્યૂં, સાહે સત્ય વચન જાહારે ભાખ્યૂં.
ત્યાંહે ઈશે ઉભા આપૂં અંત્ર. સાહા રલિઆયતિ થયા તે મંત્ર. ૫

પ્રેમદાએ પાક નીપાયો. કોઠી સોધતાં હીરો લાધ્યો.
ભિક્ષુકને કીધો સાદ મનિ આણી અતિ આલ્હાદ. ૬
એ પ્રેમે બેહના પાગ પખાલા. તાપ વિધિવિધિના ટાલ્યા.
' માહરા ભાગ્ય તણો નહી પાર. ઘેરિ આવ્યા વિશ્વાધાર.' ૭
ત્યાંહો ભીક્ષુકને ભોજન કીધું. કામ સાહા સગાલનૂં સિધું.
તુઠા શ્રી અવિનાશ. મન દીધિ અતિ આસ ૮
' અખુટ હજો ભંડાર બહૂ કરતાં સત્તુકાર.
સદાશિવ પુરો આસ. દઢ રેહિજો વિશ્વાસ.' ૯
એમ કહી વલા કૈલાસ શીત રહી તે સહૂ કો પાસે.
પ્રગટો ( જ્યાહારે ) પ્રાતકાલ, ઘેરિ દીસે ડાકડમાલ. ૧૦

## કડવૂં ૧૩
### રાગ મારુ

નરનારી નીદ્રાથા જાગિ; રિધી નીરખી અતિ આશ્રજ લાગિ. ૧
સાહા સગાલ કિહિ, 'સુણિ, રે નારિ ! કિહે, શું દષ્ટ પડે છે તાહારિ !' ૨
' અષ્ટ સિધ, નવ નીધ લેખું. હં પૂર્ણ કૃપા પ્રભુજીની દેખું. ૩
આપણે ઘેર આવ્યા અવિનાશિ પાર્વતી પતિ લીલવિલાસ. ૪
પાત્ર તણો પ્રભુ કીધો પરસો. શીવ કરતાં શાહાનો છિ અરસો ?' ૫
સોનારૂપામય ઘર દીસે. નારી નીરખે, હૈડૂં હીસે ૬
' સુભગ થયોઃ શિવ શિવા પધારાં. કષ્ટ સકલ કાંતીનાં વારાં. ૭
આપાનૂં ફલ એહવૂં જાણી સુંદરી પ્રીત્યે સ્વામી કહે વાણીઃ ૮
' નારી, કહોને ના નબ્ય કહીએ. પદ્મની, પ્રભૂજીનૂં બે લહીએ. ૯
કૃપા વિના દારિ કો નાવે. પોતે કરે; નામ કો કાહાવે;' ૧૦

## કડવું ૧૪

### રાગ મારુ

નીરજલ દેશ જાહા સાહ જાણે ત્યાહા જલ કેરા ઠામ
નદી નદ ને કુપ કુપીકા વાડી વૃક્ષ આરામ ૧
ધર્મ તણી સાલા સમરાવે આપે અવારી દાન,
કાઇએ રુપ કરીને આવે જાણે શ્રી ભગવાન ૨
પેહિરે ઓઢે, ખરચ ખાય આપે આનદ અગ
અસમે સમે પ્રાર્થના કરતા કહીઈ ન ઘટે રગ ૩
નાંહાના મોટા નગ્ર માહે અન તણા અંભાર
વાણોતર વ્યાપારે મેલ્યા માડયા શત્રુકાર ૪
વાટે વૃક્ષ ઘણા રોપાવ્યા, મજા શાભ અનેક
વીસામા ને વાવ્ય વાવડી કીધા કરિ વિવેક ૫
વાકી વાટ વિષે વેલાવા રાખ્યા ખરચી દામ
ભાગ્યવાન આખે ભૂમડલ સાહા સગાલનું નામ ૬
ચગાવતી ચતુર નરનારી જોતા જુગતિ જોડિ
ચેલૈઆ નામે એક કુઅર આપો શ્રી રણછોડ ૭
રમતા જમતા ક્રોધે રોધે જૂઠૂ નહી વચન
ઘણૂ મધુરુ મુખથી ભાખે તેથી કોમલ મન ૮
પર પીડા તિ પીડા માને નીશદીન એહ વ્યાપાર
સકલ શાસ્ત્રનુ સાર લહિને કરવો પરઉપગાર ૯
પ્રીરસ પરતે પ્રભુ બોલ્યા 'કાંતિ નગરીએ જાઉં,
છલ પાડૂ, છાના રહી જોજો અતિથ્ય અટપટો થાઉં' ૧૦

## કડવુ ૧૫

### રાગ ગોડી ઠમણી

શીવજી પ્રતિ ઇંદ્રસુ ભાખે ખેર
તતક્ષણ આગો મધવાદેવ શિવજી કિહિ તે દુ કરું અ. ૧

'કાંતિ નગરીએ શ્રેષ્ટ સગાળ.
ઉમ સાચવે અતિથ્ય કાલ. આપ્યા વિના અંન નાવ જમેષ. ૨
અતિથ્યને આપીને પ્રાસિ.
પાણી ન પીયે તેહ વરામે. પ્રપંચ કરી છલ પાડીએ એ, ૩
જમ કો અતિથ્ય નાવે દ્વારે.
તે વિણુ પીશે સાહા કયમ વારિ ? જલવિણુ જીવી નવ્ય સકે એ.
સાંભલ, મધવા માહરી વાણી.
સાત દીવસ વરસો શુભ પાણી, હાલી ચ્યાલી કો નવ્ય સકે એ.'
'કોહો તો કાતિખડ ટાલી મેલું. હું સેવક શિવ તણો એ.
ઝડ માંડી. જાજો બહૂ વારિ.
ક્ષણું આવિ કો ન મકે બાહારિ ધીર્જ ધરે સાહા કાંહાં લગે એ' ૮
વરષાને વાસવ કહે વાણી :
સાત દિવસ વરસો શુભ પાણી, ડગલું કો જે નવ્ય સકે એ. ૯
કિહે સુંદરી, 'સાંભલ, પીઉ માહરા.
ભુખ્યે પ્રાણુ ન થોભે માહરા. અતિથ્યનો ઉદ્યમ કરો એ.' ૧૦

કડવું ૧૬

રાગ રામશ્રી

જેતમાંન સંધન સાતે શીથીલ થઈ સાહા કેરી દેહી.
અતિથ્ય કો આવે નહી. કીજે પેર કેહી ! ૧
'શિવજી, સત્ય રાખો તમો. માહારો શો વારો !
સેવક કહી કર શિર ધરો તે કાં સારો !' ૨
'શિવજી, નરનારી બેહૂ ટલવલે ભૂખ્યાં ને તરસાં.
ચરણુ તમારા ચિતશું પંચાનન પરશાં.' ૩
મધવાને મહાદેવજી, દેખાડે છે દાસ:
સત્ય નહી ચૂકે માંકડે, સાચો એ વિશ્વાસ. ૪

શિવજી માગી પ્રતે સાચું કહ્યું: 'ધૈર્ય જો એહનૂં
અતિથે અદ્‌ભુત નકુ મન નીરખી એહનૂ.' શિવજી ૫
એમ કહી અતિથ્ય થયા શિવાલયે સુતા.
આદિ પુરુષ ઉમાપતિ થઈને અવધૂત શિવજી
દર્શન શિવનૂં મન ધરી સાહાજી ત્યાંહા આવ્યા,
અપૂરવ અવલોકતાં મન્ય રુડા ભાવ્યા શિવજી
સાહા સમાલ અતિ કરગરી જૈ ચરણે લાગો
'ભૂખ્યા દીસો છો ઘણૂં કાંઈ ભોજન માગો.' શિવજી
'સાહાજી, નહી આપી સકો માહારે મન્ય ગમતૂ
ઘણા દીવસનો લાઘણો મન ન રહે ભમતૂં શિવજી
આમિષની ઇછા થઇ તે કોય નવ્ય આપે.
કોમલ કાયા નર તણી કો કેહી વીધ કાપે?'

### કડવૂ ૧૭

### રાગ વરાડી

વચન સૂણી સાહાજી ઉચરે, મનોહારિ મન માથે' કરે
'પચામૃત, પ્રભુ, પ્રીસું અંન જે જે વસ્તુ વિષે, પ્રભુ, મન ૧
કૃપા કરી પધારો ઘેર. પાક રચાવુ નાદાના પેર.
પચ ગ્રામ આવીને ભરો તો મુજને કૃતાગ્થ કરો ૨
વલતો અતિથિ બોલે વાણી, 'ફોકટ સાહા શી તાણાતાણી?
નરમાસ કોણે નવ્ય અપાય, ક્ષુધા માહારી કેહી પેરિં જાય?' ૩
'કોમલ', સાહાજી કહે, 'શરીર આ છેદી આપુ કીજે આહાર.'
'સુષ્ક માંસ માહે સ્વાદ ન હોય, આપો; કીજે કિમ આહાર? ૪
મીઠું કોમલ કાયા તણૂ આપો, તો ઇછુ છૂં ઘણૂ.'
'પાચ વરસનો છે ઘેર બાલ. લઘુ શરીર શુભ લહો ગ્માલ ૫
અતિથ્ય, ઉઠો ઉદ્યમ કરી' સાહા સત્ય વાણી ઉચરી
ફરમાણો સુખ મંદીર જાય: 'ધીર્ય રાખજો શ્રી શિવનાથ. ૬

સત તણું શરીર છેદી જોય, પ્રભુ પ્રગટ કરી પ્રીસુ તેહ.
આવ્યો, મન ગમ્યો, માહારાજ શિરથી પૂર્યું સઘલો સાથ
દીસે છે કો કારણરૂપ જીવવા આવ્યો ત્રિભુવનભૂપ
વામાને વાહાલો છે તન વધ કરતા નહી ચાલે મન.'
મેહેલાય મુખ દીઠું પ્રીઉ તણૂં અંતર દુખ પામી અતિ ઘણૂ
'ચિંતાતુર દીસો છો, નાથ ભાગી કરી મુખ દીધો હાથ.
સત્ય વચન ચૂકા આપણૂ ? આમ કા મુખ દીસે અણમણૂ ?'
બેહે માહ ને (ત્ર) જલ ધરે. માહાજી કહે, 'સાભન, રે નારિ '

કડવૂ ૧૮

વીરાડી રાગ

સુંદરી સુણતાં પ્રાણ નીસરે તે હાથે કયમ થાશે ?
ચેલઇઆનુ સીશ ચતુરા આપણે કયમ છેદાસે ? ૧
કોમલ કુઅર રે ચેલઇઉ ચતુર સુજાણ
હાથેશુ હણવા મુખ કહિતા પાપી ન જાયે પ્રાણ
કોમલ ૨
અમલા ! આગળે અતિથ ઉભો પુત્રમાસ તે માગે
મે માહારુ શરીર લઇ આપુ, તે અતિ સુષ્ક લાગે '
કોમલ ૩
સગાવતી કહિ 'શો ચેલઇઓ ? સર્વ ગયે સત્ય રાખો.
માહા માસ કુઅરનુ આપો નાથ, રખે (ના) ભાખો
કોમલ૦ ૪
શીશ ગજાઇ શરીર છેદી સત્ય રાખવા આપ્યુ
જુવતી હાથેસુ સુંદર અંગ અલૌકિક કાપ્યુ
કોમલ૦ ૫
હરીચંદ રાજાઇ હરિણલોચની વેચી, વિશ્વ વખાણે.
કુઅરની કરુણા મન્ય (ન) આણી ધીર્ય રાખવુ ટાણે
કોમલ૦ ૬

બલ, રૂખમાગદ, નવ શરખા આપદાઈ અગ ન મોડૂ
તિલ એક સૂત જાતે સઘલૂ તે વેલા મચોડ
કોમલ૦ ૭

સુત, દારા, ધન જૂવન સગવે પ્રાણ થકી તે અનગુ
એહવૂ સુત માભલીએ સ્વામી નીમીષ ન, કીજે અનગુ
કોમલ૦ ૮

ચેનકઆનૂ ચિત્ત ચળાવા રૂપ અલોકીક આવે
'નાશી જા, નાહાનડીઆ, અહીથી. માર્યો' કહી બીહાવે
કોમલ૦ ૯

'આ જો, ખડગ લેઈ ને ઉભો છે કુઅર તાહારો તાત
હવડા સાહાશે જા રે નાશી' ઘણૂ કરી કહી વાત
કોમલ૦ ૧૧

ચેનકએ ચિત્ત સાથે જોઉ, માહાગે પીતા કયમ મારે ?
ઇશ આગ્ના ઇમ હોય તો અર્થ આપણો સારે'
કોમલ૦ ૧૧

## કડવૂ ૧૯
## રાગ વીગડી

વાકી વાત શ્રવણે સુણીને સુત આવ્યો પીતાને પાશ
ભીડી ચિતાએ આવટે રે, બેહે મુખે મેહલે નિશ્વાસ રે ૧
કુંઅર કાઈ લેહતો નથી રે માહારો ગેહલડો આવ્યો ઘેર
ઉછગ બેશી ઉચરે ર૦ 'પીતાજી આ શી પિર રે ? કુઅર૦ ૨
મુખ કરમાણૂ કા, માવડી રે ? 'આવડી શે છે દાઝ રે ?
શ્રી શિવજીને સંભારીએ રે તે કરે કૃપા નીરધાર' કુઅર૦ ૩
સાહા મગાન ઉચરે રે વીરા, વરી વાહાર રે
આ અતિથ્ય તાહાગા અમનો રે કરવા પ્રછે છે આહાર રે કુઅર૦ ૪
પુરુષ હોય જો પૂર્વનુ રે આવે અતિથ્યને કાજ રે
અગ વિદારીને આપીએ રે નહી લાગે કુલ લાજ રે કુઅર૦ ૫

અથીર છે આ દેહડી રે, થીર છે પરઉપગાર રે
પાણી તણો પપોટડો રે, બ્યણસે ક્ષણ, નહી વાર રે' કુઅર૦
અમર રહા અંતર જૂએ રે 'ત્રાહ, ત્રાહ, જગદીશ રે,
આ કુઅરનૂ શીર પડે રે પીતા છેદસે શીસ રે' કુઅર૦
અતિથ ઘણૂ થાય આકલો રે 'મુખ થકી કહો નાકાર રે,
જામ ગયે હૂ જમુ નહી રે, શીઘ્ર મ લાવો વાર રે કુંઅર૦
તૃણ માત્ર ટબકું પડે રે, બે ગાહે જો રૂએ એક રે,
તો ભોજન ભાવે નહી રે, રાખ્યો રહે વિવેક રે કુઅર૦
તો હત્યા તુમ એહને રે, જો ધ્રૂજાડશો મન રે
સુત મારી ખાંડી રાધવો, એહવૂ સાચું દ્યો વચન રે' ૧૦

કડવૂ ૨૦

રાગ રામગ્રી

બ્રહ્મા કહે "સુણ્ય, સુત, ભેદજી, નરનારીએ મન આણ્યો ખેદજી
સત્ય વડૂ છે ભાખે વેદજી, આણો, સુત, નહિ નિરવેદજી ૧

ઢાલ

નિરવેદ ન નરનારીએ આણ્યો, અસત્ય એહ સંસાર
સુત પીતા, પ્રિયતમ, પ્રેમદા, એહ માયાનો વિસ્તાર ૨
સત કુઅર જાતે સત્ય મૂકે, મૂર્ખ મોટો એહ
કુઅર એહને આહાર આપી છાંડીસુ તતક્ષણ દેહ ૩
ચતુરવર ચેનઇઉ બોલી મન રાખી ધીર
'અર્થે આવે અતિથને, તો સફલ થાય સરીર ૪
મીઠા કાજે મોહન મુખને' સુણિ બોલી માત
'ધન્ય એહ વચનને.' તિલક કરી કહે તાત ૫
'પચગવે પખાલીએ, માહરા પુત્ર, આપ દેહ,
સંભારો શ્રી સદાશિવને અંતર આણી નેહ ૬

ખડગ કર માહે ગ્રહૃ. કુંઅરને કીધો પ્રહાર,
ચેલઈઆના મુખ થકી નીસરુ તેણી વાર' ૭
'પ્રાહાર વાગે પુષ્પ સરખા શિવ નામનો પ્રતાપ,
નામ લેતો વારીઉ મારીઉ મર્મે આપ' ૮
મસ્તક લેઈને માતાજીએ નસાડુ તેણી વાર.
શરીર સૂતનું વિહારુ, અતિથ પામે આહાર. ૯
અતિથ કહે, 'એહ શીસને ધરો ઉખલા માહે
ખાડણુ ગાઉ ખરી પ્રીત્યે' ત્રિદશપતિ કહે, 'નાહિ'

કડવું ૨૧

રાગ કેદારો દેશાખ

શીસ સોહામણૂ સુત તણુઉ ખાઠીએ,
રાધણૂ માઠીએ રુડા રામજી રે, હા રે!
હાથ ઉચો કરિ, હઈડુ ન ફૂટે રે,
ગાટે વિધાતાએ જે ઘડું હા રે રુડા૦
ઉદરિ વશા પછી એક દન રે
મન માહરુ ન ઉવેખાઉ રે, હા૦
ટાઢુ, ઉન્હુ, ખારુ, મોલુ અન રે
તન, પ્રેમે નવ્ય પેખીઉ રે, હો
લક્ષણવતા લાડકા પુત્ર રે!
સૂત્ર તાહારું સઘલુ સુખ રે
ઓપમા દેવા આખા વિશ્વમા રે
સ્વર્ગ પાતાલે હૃ જો ભમુ રે.
પાચ વરસનો પુત્ર હુ બાલ રે
કાલ પાખે કના આવડી રે, હા૦
વજ્ર થકી આકરું માહારું મન રે.
તન પડે જીવે માવડી રે, હા૦

દષ્ટે પડા પછી ના નીરતી રે,
અતિ સંસાર સહુ વખાણતો રે, હાં૦
આંખડી આંજતાં આકલો થાતો રે;
જાતો બાપકે' ઓહરાવતો રે.
મુશલ ખડગના પ્રાહાર તે કયમ ખમા રે ?
મુખ થકી ઉચરો મા'બાપ્ય રે, હાં૦
કિદિદિં કદોરી ખલકની ખેલ રે,
ગેલ કરતો કુંઅર આવતો રે. હાં૦
ભૂખડી પાખે આપતી સૂખડી રે,
ભાવ રાખી મન ભાવતો રે. હાં૦
ખાંડણૂ ખાડતા નાશિકા નીરમલી રે,
દાત દાડમકલી દીપતા રે. હાં૦
માવડી તાહારા પ્રાણ નીચારે રે,
ગુણ તાહારા જગ જીપતા રે. હાં૦
આતા, આખડી કમલની પાખડી રે,
ખાડી મુશલ પ્રાહાર વાગતા રે, હાં૦
કહ્યું નહી, કોણ છિ રુપ રે,
અકલ સ્વરુપ આહાર માગે રે, હાં૦
ઉઠ, કુઅર, તૂ આલસ મોડી રે.
કર બે જોડી મા તાહારી કરગરે, હાં૦
બાંણે ભૂખ્યો બેઠો તાહરો તાત રે.
માત તાહારી આસ કયમ ભરે ! હાં૦

## કડવૂં ૨૨

### રાગ કાલેરો

નરનારીએ ખાંડણૂં ખાંડી પકવ કરી પૂત્રનું અંગ,
અતિથને આસન શુભ માંડે, રંચેક ન ઘટયો મુખનો રંગ. ૧

પાગ પખાલી પૂજા કીધી, ચરણોદક લેઈ મેહલ્યુ શીસ,
પાત્રે પૂત્રનૂં આસીષ ઓશ્ર, 'નહી જસુ' કહી ધૂણ્યૂં શીમ. ૨
'અપુત્રીઆને આશ્રમ આવી ઉદક અંન લે જે કોય,
માહા પાતીક તે પ્રાર્થકને, શુભ ગતિ સ્વપન નવ્ય એમ હોય. ૩
એમ કહી અતિથ થયો ઉભો, ચગાવતી ચતુર એક નારિ:
'પ્રભૂ, પન થોભો પુત્ર દેખાડૂ' માહા સમ કરે બહૂ મનુહાર
છાંની જઈ છૂરી કો લેઈ આવી, આ ઉદર વાંધે છે અદભૂત ચાલ
વિદારી વેગે દેખાડુ પ્રભુ, વહી જાએ અતિથ્યકાલ'
અમર સર્વે ઇંદ્ર, ઇંદ્રાણી, લક્ષ્મીપતિ ને ઉમયાપતિ દેવ
નારદ! તાહારી માતુ મહીત ઠ જોવા આવ્યો, સુણિ, કહૂ ખેવ
નાખે છુરી ઉદર ઉપરિ જમ, ઝબકે શુ ઝાલ્યો હાથ.
'માગ' મહાદેવજી ઉચરે 'ધન્ય, ધન્ય' કહે સુર સહૂ સાથ
ધમધમ ઘુઘરડી પગે વાજે, સુત આવી વળગો માને કંઠ.
સાહા સગાલ તણૂ ગ્રહ શોભે, જાણે એ શુ સાચુ વૈકુંઠ!
દેવદુંદુભી અતિ ઘન ગાજે, કુસમવૃષ્ટિ કૌતક સહૂ થાય.
અમર તણી અપછરા નાચે, ગુણ સગાલના શ્રીમુખે ગાય.
ઇશ કહે, 'અમરાપુરી આપુ, કહે તો આપુ કૈલાસ;
સગાલપુરી કરું સ્વર્ગમા, કે આપુ હરીચર્ણે વાસ?'

### કડવૂં ૨૩

### રાગ વેલાવર

નગરજન સહૂ જોવા આવ્યા વર્ત્યો જેજેકાર.
માતપીતાને સુત મલો, સ્નેહ પ્રાણનો આધાર ૧
ચગાવતિ, ને ચેલઈઓ, સગાલે જોડયા હાથ
માહાજી, તમને શિવ પૂછે કહે કૈલાસનો નાથ ૨
'ચરણ ચતુરભુજજી તણા આપીએ, અવિનાશ.
કે સેવા કરવા સ્વામીની રાખી પ્રભુ પાશ. ૩

વદતાં શિવ એમ ઉચરે, 'સુકર્મના ફલ એહ,
ભલી રીતે ભોગવે અંતર આણી નેહ.' ૪
વર આપી વલ્યા પ્રભુજી. 'પોહોચન્તે મનની આસ.
પરીવાર તારાએ સર્વેશું પામીશ વૈકુંઠ વાસ.' ૫

રાગ દેશાખ્ય

સંવત સતર સેહે અઠોતરો, ફાલ્ગુન માસ અજુઆલડો ખરો,
દુખ હરે દશમી રવિવાર, કથા પૂર્ણ થૈ શુભ સાર.
શિવપુરાણ તણી કથા સગાલ ચરિત્ર જાણો સર્વથા.
એકમના જે સાંભલે, ચોરાશીના ફેરા ટલે.
ગર્વ તજીને જે કો ગાય, સહસ્ર ધેનુ આપે ફલ થાય
તે ફલ પામે, નહી સંદેહ. ઘણૂં ઘણૂં વલી કહું છું તેહ
તાન તાલ ને કવિનો ધર્મ લઘુગુરુ ગુણ ન લહૂ એહ મર્મ
ઘણૂં બોબડું બાલક વદે, પંડીત આનંદ પામે હદે.
કોકો પ્રભૂને રચી જમ મોટા કવિ મનંદસ હોય ત્યમ
કિંહિ જાની, સમરથ જગદીસ કરુણાનીધ્યને નામી શીસ.

ચોપાઈ

ત્રણ સહે તા ત્રીસઃ સગાલને કરુણા કરી ઇશ
જાની બોલે આલપપાલ કૃપા કરી કૈલાસ ભૂપાલ.

૬

## નાકરકૃત

# સગાળપુરી ૧.

### કડવું

રાગ: વિરાડી ચૂપઈ

ગરુઆ ગણપતિ લાગૂ પાઇ, રાજકાજ પ્રથમિ વિવાહિ
બ્રહ્માની બેટી મગસતી ! મયા કરુ, મા ! હૂં દુર્મતિ ૧
સાભલૂ તે કુહૂ કેહની મગાલપુરીની ઉતપત નવી
કુંતાતણી કૂખિ અવતરુ, એહેવુ દાનેસરી નવિ હવુ ૨
સૂરા માહ ભવુ તે સૂર વઢતુ વાધિ સાગર પૂર
પિહિલિ પિરિ કરૂ વિપ્પાણુ, ધનુર્વિદ્યાનુ તેહ સુજાણ ૩
પૃથ્વી પડી ન મેલિ માણુ દસ જોજન તે પરખૂ પ્રમાણુ
આગિ અરજનના રે અદાપ એહેવા માહ પડિઉ છે સ્રાપ ૪
જેહની વિષ્ટ પીતામ્બર કરિ તે અજરામર ક્યહથી મરિ ?
ઈદ્રિ આવી તે જાચિઉ, તુહિ નવિ નાકારુ કિઉ ૫
માગિ સનાહ તે તા સાર તુહિ નવિ કીધુ નાકાર
અપાર, સ્વામી, તે લીજીઇ, અમનિ કરતારથ કીજીઇ ૬
ઈદ્ર ભણિ હૂ પાસિ રહુ, એક વીર તે આગલુ કહૂ
ભલા સુભટનિ તે મારસિ વવતિ માહરિ ધરિ આવસિ ૭
પરસુરામની નીસાનિ ભણુ તેની માગિ ઘટોરકછ હણુ
ધરણી હલિઉ ખત્રી કરણ માગિ, માગિ હૂ થઉ પ્રસન ૮
વચતા બોલ્યા દાનેસરી સ્વામી ! મુગતિ કિરપા કરિ ?
તૂ તૂઠુ મુઝનિ, ભગવાન. પુત્રપાણિ દેજે પિંડદાન ૯
પાત્ર જોઈ દેવરાવજે દાન તાહરિ ચરણિ માહારૂ ધ્યાન
કિપા કરે તૂ સ્વામી ! અમ સકલ સફલ હુઆ માહારુ જનમ [૧–૨૧] ૧૦

---

૧–૨૧ જુઓ પૃ. ૧૩૦.

વલી વલી માગૂં, ભગવન, ગગાતીરિ પડજો તન
પરસ્ત્રી સૂં મ લાગેમ ભોગ સદાર સદ હોજો મનોગ ૨ ૧૧
ચતુરભુજનિ ચરણિ રહુ સૂરજસુત તે વૈકુંઠ ગઉ
તિહા ઉગ્તુ હરિ અપાર મિ સૂ કીધૂ, જુગઆધાર ? ૧૨
મંભાર તૂ તે પૂન આપણૂ દેખિ સવ તે સોનાતણૂ
નાહિ નાહિ હો જુગઆધાર ! ભુખ્યા મુજનિ પીડિ અપાર ૩ ૧૩
વગતા બોલ્યા જુગઆધાર કઈ તે કીધુ પરઉપગાર ?
સ્વામી ! મંદિર આવુ જતી આપૂ કનક, ન લીધૂ રતી ૧૪
કિહિ જતી ભૂખુ રે અપાર કરિ કરી દેખાડૂ દાન,
કૃષ્ણ ભણિ કરણ એમ જ કરુ કર લેઇ નિ મુખ માહ ધરુ ૧૫
મુખ માહ મેહેતુ કર આપણુ આવુ ઓડકાર અમ્રતનણુ
જેહેવૂ દીજિ તેહેવૂ પામીઇ અન્ન વિણુ વેદના કિમ વામીઇ ? ૩-૯ ૧૬
કાસ્યપસુત તે એમજ ભણિ (કહિ કરણ નિ સ્વામી સુણિ)
અન્નદાન આવૂ છિ સાર ! મનુખા જનમ આપુ એક વાર ૧૭
એક વાર અન્નદાન જ દેસ, સામી ! મુઝનિ કિપા કરેસ
ઘણી પિરિ ખત્રી કરણુજ હુઉ પિહિવુ પ્રુહુર આપણુ કાહાવિઉ ૪ ૧૮

કડવૂ ૨

ચૂપઇ ૫

કતી નગરી નિ સાહ, ખગાલ તેહનુ પુત્ર હુઉ માહ સગાલ
તે કતીના કર રે વિખાણુ તેના લોક તે ચતુરસુજાણુ ૧
પૂન લોકિ તે પરઉપગાર મત ચિત પાનિ પિયુ નિ નાર
મન માહ નવિ મેહેલિ માન તે કતીના કઈ રે વિખાણુ ૨
સુદ્ધિવત હુઉ સાહ સંગાલ તેહનુ પુત્ર હુઉ રે સગાલ
તેહની સ્ત્રી મતી ચગાવતી, આવા સંતોખિ તે જતી ૩
તેહતણુ ચેલૈઉ તન, ધરિ ધરાણી છિ ધરનૂ ધન.
પુન કનત્રુ હુઉ રે સગાલ, ધન મન જાણિ મેઘ જ માલ ૫-૯ ૪
સ્ત્રી ભરતારનૂ એક જ ચત પુત્ર પનુતુ તે પૂનવત

જતી જમાડી નિ તે જમિ ત્રહુ જણ્ વર દેહી દમિ ૫
તેહની નવ ખડ ચાલી ખ્યાત તેહનિ નિખાણિ વૈકુંઠનાથ
તેના ચાનિ સતુકાર અમત ન બોનિ એક લગાર ૬
વ્રત કરિ છિ એકાદસી સ્વામી* કિહિ, એહ જોઈઇ કરી
મારિ મેઘ જઈ નિ અકુ, મુસનધારા વૃષ્ટ જ કરુ ૭
૬ મા ઊધડસુ એક લગાર જોઈઇ કસી કિ ભરખિ આહાર ?
સંન્યાસી કો નાવમિ બાર, જોઈઇ કિમ કરિ છિ આહાર ? ૮
સાત્તિક ત્રહુનિ લઘન પડિ જતી કો એ દ્રષ્ટ નવિ ચડિ
ખખ્યા દેહીનિ પીડિ ઘણૂ, પણ નવિ મેહેલિ પોતાતણૂ ૯
પિહિલિ પિર દેખિ સ્ત્રી ભરથાર નયણિ બીજુ ન નિરખિ નાર,
રણ્વગડામા૭ દેવલ દીઠ કોઢી કુષ્ટ વિહિતુ બાર ૧૦
ચરણિ લાગા સ્ત્રી ભરથાર. સ્વામી! આજ કરુ નિ સાર
૮બોલ્યા સંન્યાસી કિપાવત અસત કહુ છુ સ્ત્રી નિ કથ ૧૧
ત્રાહિ ત્રાહિ રે જુગઆધાર! ખખ્યા દેહીનિ પીડિ અપાર
વલતા બોલ્યા શ્રીજુગદીસ+ મિહુ જણમાહ કુણ લેમિ સીસ ? ૧૨
૯સ્વામી! તમનિ લેસૂ સીસ ચરણ પખાની નિ હૂ લીસ
મસ્તગ લીધુ તે તા જતી વરસિ મેઘ ન ઉઘડિ રતી ૧૩
ઉત્તરી પરૂ તણાયૂ ધરાન તુહિ ચત ન ત્રામિ સગાવ
અતર જુઇ અગ્રતમી દેવ ભાવ મિહુના અતિ અસ્વમેવ ૧૪
મદિર લીધુ તે તા જતી ભગતિ કરિ છિ ચગાવતી
ઢોલ તવાઇ આપા પાથરી વા નખિ તે પાણિ કરી ૧૫
૯-ક ભાવ સૂ કીધ ભલૂ ભોજન ઊઠુ સ્વામી થયા રે મીઠાણ
જતી ભણિ વીનતી અવધાર, હૂ તુ અન્નનુ ન કરૂ આહાર ૧૬
પ્રેમદા ભણિ સ્વામીનિ સૂ રુચિ આણી આપુ જે જતીનિ પચિ
તમિ વાણિઅ દયાકામપાલ અમ જમવા મૂકુ છિ માલ
વેચાયુ આણી નિ દેમ પણ તમનિ હૂ જમાડેમ ૧૭

* ઇસ્વર ૬ક + વલતા એણા પરિ બોલ્યા ઈસ ૬ક

કડવું ૩
ચૂપઈ

¹⁰તે ई न जम्,नवि मरेसि ई तु नरमस ज खाएस
માહારૂં રીસિ વાઢીનિ દેમ: પણ સ્વામી ! તમનિ જમાડેમ  ૧
વલી વલી પૂછ છ ઘણૂ. સૂ છિ છોહરડૂ તમતણૂ ?
અઈપરૈ તા પેખિ મગાવ, આપુ ગરથ, ન પૂછિ બાલ  ૨
જતી ભણિ કા ભૂલુ ભમિ ? બીજૂં મમ માહાગિ નવ ગમિ
વધી પ્રીમિ જે તાહારુ તન, તુ હુ માહારૂ માનિ મન  ૩
¹¹ભણિ ચગાવતી વાર મ લાઉ;નીસાલિ બોલાવવા જાઉ
એક સંન્યાગી બિગી રહુ, બીજુ ઘહ થઈ નીસાનિ ગઉ  ૪
અરે ચેલૈયા ! માબવિ વાત તજનિ મારસિ તાહારુ તાત
તાપસી એક અભ્યાગત થઉ કુઅરનૂ તેણિ મંસ માગિઉ  ૫
પૂરનિ તૂ તા નાસી જા, તનિ મારમિ તાહારી મા.
કુઅર ભણિ સ્વામી ! અવધારિ, મરવૂં છિ તા એક જ વારિ  ૬
તે તુ નહિ રે માહારુ પ્રમ માબાપનિ છેહ આપૂ કિમ ?
ચગાવતીનિ હાથિ મરેસ પણ સ્વામીનિ જમાડેમ  ૭
×જોનિ બહ મનિ કરી વિચાર મુઆ પૂઠિ દેહી થાસિ છાર
મસ્તગ પાગી ખડિઉ ધરી કુઅર પલાણુ વેગિ કરી.  ૮
×કુંઅર આવતુ દીઠુ તાત મન માહ વિમાસિ માત.
×તાગિ કુઅર બોલૂ ચેલૈઉ માતા ! તાત ! તમિ કારુઉ ?  ૯
કુઅર ભણિ સુણ માહારી માય ચગાવતી ! તૂ વાર મ લાય
માત ! વધ કરુ અમતણ. વલીવલી ह कह छ घणू. ૧૦

કડવૂં ૪.
રાગ સોરઠી

ભણગણ પુત્ર ચેલૈઆ રે આવુ તપસી કેડ
પધ્યા જતીનિ પાઠિ ધણેરી કાં કરુ છુ જેડ* ?

---

* જેડિ ૬ક જુઓ પાદટીપ, પૃષ્ઠ ૬૩

×કુંઅર કાલા રે તૂં કાતી કિમ સહેસ? આંચલી. ૧

જે સર મુગટ ધરાવતી રે તે સર કિમ વધેસ!
હસ્ત માહારા કિમ ચાલસિ પુત્ર! બાલકનાહિ વેસિ? કુંઅર૦ ૧
દીપ પાખિ જિમ દેવલ સૂનૂં રે, પુત્ર વિના સંસાર;
ચેલૈઆ પાખિ સગાલ સાહ સૂનુ ચંગાવતીનુ ભરથાર. કુંઅર૦ ૩
×પોલી પીસતી પાતલી રે ઉપિરિ ધૃત નિ ગોલ
×ફૂલિઇ ફૂલિઇ પોખતી તે કનક કેરિ કચોલિ. કુંઅર૦ ૪
×હૂં મન માંહ એમ જાણતી રે, પોઢુ યાસિ પુત્ર;
×ગરડપણુ માહારૂં પાલસિ; કુંઅર રાખસિ ઘરસૂત્ર. કુંઅર૦ ૫
×ઢોલ તલાઈઇ પુઢતુ રે તાં ખૂંચતૂં પડસૂત્ર.
×આજુ તૂં ધરણી ઢલસિ, માહારા લાડકવાયા પુત્ર! કુંઅર૦ ૬
૧૨કાલાવાલા કાં કરુ છુ રે? રાખજો તાં ઘરસૂત્ર
આરોગ રિહિજો માતપિતા! તમિ. ઘણી પિર બોલુ પુત્ર. કુંઅર૦ ૭
મંદિર માંહ લેઈ ગયાં રે; જતીનિ કહી છિ વાત.
૧૩ચંગાવતી માત કાં રુઇ? કાં રુઇ સગાલ સાહ તાત? કુંઅર૦ ૮

કડવૂ ૫

ચૂપઇ. ૧૪

સનમુખ થઈ નિ આલૂં સીસ ચેલૈઇ સમરી જુગદીસ.
માઇ કુંવર તે બોલિ લીધ બિહુ કરિ તાં કાતી કીધ.[૧૫] ૧
×લેઈ ખાંડૂં તે આલ્યૂં હાથ, કિમ કરૂં કુંઅરનિ ધાત?
×માત ભણી મિ કૂખિ ધરુ તે કુંઅરનિ ધાત કિમ કરૂં? ૨
સાત વરસનુ ભણુતુ સૂત્ર માઅ બાપ કિમ વધિ તે પુત્ર?[૧૬]
×માત! તાત! તમિ કાં રુઉ? વેગિ વધ અમાહારુ હઉ. ૩
×ઊભા રહી ધા મેહેલુ ઘણુ, મસ્તગ ચૂડ઼ું 'હરિ!' સહુ ભણૂં.
×સીંકિ વીટી નિ મેહેલિઊ. બાકી સવ તે તાં રંધિઊં. ૪

× પૃ. ૧૨૬-૧૨૭ ની આ નિશાની વાળી પંક્તિઓ ૬--કમાં નથી. આ સિવાયનાં સ્થળોએ વધારા અથવા પાઠભેદ જણાય છે. જુઓ પ ૧૨૦

લેઈ મન્યારી આગલિ ધરિ તુહિ સ્વામી આહાર નવિ કરિ
×ભિમારો નિ પ્રીસૂ તાય આપણુ બિહુ જમીમિ માંથિ ૫
×સ્નાન કરી દેવલ જાએમિ તુ દ સ્વામી ! આહાર કરમિ
×એટલિ મીટૂ પડિજી દેઇ મીઠિ સૂ છિ મગાલ માહ સેડ ? ૬
મગાલ માહ બોલ્યા તતખેવ કુવરતણૂ મસ્તગ છિ કેવ !
દ ભૂકુ ને કિમ કરૂ આહાર ? શીરિ મસ્તગ મેહેલુ સાર ૭
જતી ભણિ તમિ એમ જ કરુ મસ્તગ લેઈ ઊખલિ ધરુ,
બિહુ જણુ ખાઇ ખા ણા આસુ પડસિ જો તમતણા,
તુ દ તમનિ ના સાપેસ ભૂખુ ઊઠી નિ જાએસ ૮

કડવૂ ૬

૧૭પરથમ માતા બોલી રે ખડગ તે હાથડા કિમ વહિ રે ?
દૂ તુ દોહલિ દેવન જાતી રે પામી પુત્ર ચેલૈઉ રે
સોના કેરૂ પાલણૂ રે કુઅર પતુ પુહતુ રે
પુહતા તૂ લેતુ આડૂ રે, હાલરૂ ગાતી દૂ તનિ રે
કાનિ કુડલ સોભતા રે, પછેડુ પુત્ર ! ઓઢણિ રે,
માથિ પાગી ખડિઉ હાથ માહ રે, કુઅર નીસાલિ જતૂ રે
જાતા માગતુ સુખડી રે ગૂઝા દ ભરી આપતી રે
દ્રાખ અનિ ચાહુરડી રે આપતી મારા દેવનિ રે
દૂધ માહ પુહા પલાળતી રે ખાંડ તે ભાત સૂ ભેલતી રે
ભણુગણુ પુત્ર પ્રેમ સૂ રે ચૌદ વિદ્યા તનિ આવડી રે
આખડી તાહારી નિર્મલી રે હત જાણી દાડમકલી રે
કાટુ ભાજતુ નિ મિહિતુ આપ રે !' કાતી તે તન કિમ સહી રે'
ચૂટી લેતી તે દૂ તહી રે દેહી દૂખાતી મારા દેવની રે
સીસ ખડીઇ નિ આસૂ છડીઇ રે તુ જતીજી જમિ નહિ રે
કુઅર માતુ સ્વામીનિ રે વ્હાલુ ચેલૈઉ તૂ ઘણૂ રે
મૂનિ દતી મોગી આસ રે જાણૂ 'તૂ પુત્ર પરણાવસ રે
હવિ થઈ દૂ નિરાસ રે કાંઇ સુખ નવિ પામિઉ રે
તાત ભણિ ભૂખા નઉ રે આરોગવા તેડતી ચગાવતી રે ૧૮

કડવૂ ૭

રાગ રામગ્રી

૧૮ સ્હાઈ સીંકિવુ સીમ ખડૂ, મવીદુ કરી નિ ગ્ધૂં,
તુહિ સ્વામીઇ આહાર નવિ કીધુ રે.
બોલિ છિ સગાલસાહ, હવિ તમિ વાર મ લાઉ
ખ્ધ્યા તમાહારી દેહીનિ પીડિ તુ હવિ વિહિલા થાઉ
વલતા બોલ્યા અતિત તા, કા કરુ કીધાકીધ ?*
હવિ તુ તમ વાળિઆનૂ ની જમૂ હૂ સિદ્ધ +૨૦
બોલિ છિ ચગાનતી, માભલિ તૂં મોટા જતી
તમનિ કહૂ ઉત્તમ મતિ
માભલુ નિ સાવધાન થઈ, કહ્યુ તમિ કરુ કાન.
માહારી નિ કૂખી વિશે છિ નઊં ળધાન
જોરે તમિ ન પતીજુ. તોરે તમિ કા ખીજુ ?
માહારી કૂખિ છિ કુઅર બીજુ
૨૦–ક તાહારિ સતી ઊઠી, સોધી કર માહ કટારી લીધી
મન માહ નવિ તે બીધી કાયિ સાધવીનિ ન સુદ્ધિ.
પ્રાહાર કરવા થઈ એકમન આવી હાથ સ્હાઈ જનારદન
૨૦–ખ અતિત તૂ તુ ભૂખુ રહુ માહારુ જવારુ ટલિ ગઉ
માગિ માગિ ઠ છૂં પરસન, બોલાવિ ચેલૈઉ તન
બાઈ બોલાવત કુઅર આવ્યુ, માઇ મોતીડઇ વધાવ્યુ ૨૧
માહારિ હૂતૂ પોતિ પૂન, તુ પામી ચેલૈઉ તન
અબલા ! તમિ હો કતી નગર સહૂ ઉદ્ધરૂ પ્રજા સહિતુ રે.
હરિચદ નિ હો રુકમાગદનિ સેઠ સગાલસાહ નમિ તુ રે
ત્રહુનિ અતરિખ આપૂં વાસ એમ બોલિયા શ્રીઅવિનાશ
દીસાવાન કુલિ અવતરુ, વીરક્ષેત્ર માહ વાસ,
વીકાનુ સુત વીનવિ નાકર હરિનુ દાસ.

* 'વાક્ય—૬ હાથાપીય—૬ક + સીત-૬–ક.

## ક—ખ ના વધારા અને કેટલાક પાઠભેદ.

૧
ભૂમિ × × દેખે દદન  ૨૪
× × ×
વલી બોલ મૂર્યનો તન મયા કરું મઝનિ ભગવંન ! ૨૫
તિલક તો લઉં વિપ્રનિ દાયિઃ માનિ દાયિ ભોજન દાયિ.
તૂં તૂઠો મુઝનિ ભગવાન પ્રત્યાખ્યિ માગૂં પિંડદાન. ૨૬
વાલી વલી બોલિ ક્ષત્રી કર્ણઃ મયા કરો મૂઝનિ, ત્રીકમ !
પાત્ર નહીં દેવાંગો દાન તાદરિ ચરણે મારૂં ધ્યાન. ૨૭
૧—ક મહુલનિ પરિ દેશ જન્મ [મિહલ દલ હુઆ જનમ—ક]
૨ પરનથા હું નાંવ ભોગ સ્વદાગ તું મઝ ગુયોગ
પરદારાંતહા દું નપુંસક વલી વલી મઝ કરજો ક્ષ ૨૯
પીઆઇ દ્રવ્ય દેખાડિ જાણિ તેણી વિલા ચક્ષુ કરજયો હાણિ.
૩ ત્રાહિ ત્રાહિ રે જગદાધાર ! આગલિ ઉભા દેવ મોરાર.
પૂછિ હરિ, કાં ક્ષત્રી કરણ ? કારણ કુણ રિ. ભણિ ત્રીકમ. ૩૨
સ્વામી અન્નદાન તાં ન દીધ કોકટ ફ્રિરો તે તાં કીધ.
હેમદાન દીધૂ અતિ ઘણૂંઃ દીઠૂં સર્વ તે સોના તણૂં ૩૩
અન્નદાન સમ નહીં સાર. ક્ષુધા મઝનિ પીડિ અપાર.
અન્ન વિના તો ત્રપતિ ન હોય,...વિના તાં મુગતિ ન હોય. ૩૪
૩—ક અન્ન વિના તાં દિન વામીઇ.
૪ સવાભાર દેતો સોવર્ણ તે વિખાણ્યો ક્ષત્રી કર્ણ. ૪૦
૫ રાગ આસાઉરી ૫—ક પુત્ર કલત્ર ને સાહ સગાલ ધ્યાનમાંન
ના મેહલિ આગલિ
૬ મ ઊઘડસુ મેખોનમેખ આજ એહનું સત દેખેશ.
મેખ ન ઉઘડિ કો એક લગાર. મંન્યાસી કો નાવિ બાર.
૭ રાનવગડમાહિ ૮ ઇમ બોલિ સાહાસિક સતવંત
૯ સ્વામી! જીવતવ્ય દાન દીજઇ. મદિર આવુ. ભગતિ કીજઇ.
વલતા એણી પરિ બોલ્યા ઇસ. “એહમાહિ કુહુનિ ચહડસિ રીસ, ૧૩

અત ચક્ષશુ એક લગાર, સગ આણુશુ સ્રી ભગ્યાર,
તુ તા તહ્મનિ આપેશ; ભૂખ્યુ ઉડીનિ જાએમ " ૧૪
સ્વામી ! તહ્મનિ લેશ સીમ ચરણકમળ પખાલી પીસ
મસ્તકિ લીધો તે યતી વરસિ મેઘ, ન રહિ રતી ૧૫
ઉપિગિ પિરુ તણા ઓઘગલા અત ન ચાલ એક લગાર
જે જે ટીપૂ તા ભુઅિ પડિ, તે લેઈ મુખ માહિ ધરિ ૧૬
. . ... ... .. મઝનિ લાગિ સાકર દ્રાખ
અતરિ રહ્યા જોઅિ મૂનિ ભાવ નહી તા બેહનિ ભવન ૧૭
૯-ક ભાવ ધરી કીધ અન્નપાન. સ્વામી ! છિહુ થઉ સંધાન
૧૦ "મઝનિ સુખ તે માડી ભખિ સીહિ આણોª મિઠો' તુ સુખિ"
આણ્યૂ અખાધિ અજા તણૂં મન ન માનિ જતી તણૂં
" વલી વલી મ કહિશુ ઘણૂ માસ ભખૂ તે માણસ તણૂ ૨૧
પરિપગિ સોધિ સાહ સગાલ આપિ ગરથ નિ પૂછિ માલ ૨૨ ક
૧૧ 'સતિ, મતિ, સ્વામી ! અવિધારિ" ઇમ ભણિ ચગાઇ નારિ. ૨૩
તે તા માહારિ પોતિ છિ, શ્રૂ જોઈ અિ સ્વામી પછિ ?

× આ નિશાનવાળી પૃ ૧૨૬-૭ પરની પંક્તિઓ પ્રત ૬-ક માં નથી આ સિવાયના સ્થળોએ પાઠભેદ અથવા વધારા ૬-કમાં જણાય છે.

૧૨ કાલાવાલા છાંડો કુટુંબના રાખજે તા ઘરસૂત્ર
આરોગિ હસિ માયબાપ તુ ઘણાખિ જણશુ પુત્ર
૧૩ સતી તા ચગાઈ રોઅિ ઉલવડિ રહી
હરિ અહો જાણ્યૂ ઉરણ થાવા રિ ત્રણ રણુસમાર
વાત્રીયાબાર તે ઉઘડ્યૂ, જે હૈયડિ હરખ અપાર.

૧૪ રાત્ર અસાઊરી

૧૫ કાઢી કટારી જાહાર કીધ

૧૬ માય બાપ થઈ વધીઉ પુત્ર
પુત્ર વધતા ન લાગી વાર તતખણ રાંધુ તેણી વાર.

૧૭
રાગ દેશાગ

ગિરુઆ ન ગણપતિ લાગૂં પાય રિ
સરસ્વતી
વીનવૂં એ.
તમનિ પસાઓ ગાઈઅિ પુત્રનાં ખાંડણાં એ.
માડીનુ રે માડણ માહારુ ચેલૈઉ રિ.
૧૮ કુંઅર ? તાહારી નાગિકા
દાંતડા દાડમકલી
માહારા પુત્રના રે
અ્યત પાખિ ચુટીઉ હૂં દેતી દેહ તાં દૂખાતી
માહારા દેવની રે
કુઅર કાતી કિમ સિવાઈ આવડી રે પૂછિ છિતાં માવડી
માહારા ચેલૈઆ ભાઈ
સાહામિક પુત્રનૂં સીસ જ પાડતાં હે હે હૈયા પાપી
કાટિ નહી રે
ભણિ જનૂની માડીના રે માડણ પિહિરતુ રુડાં આડણ
માહારા ચેલઆ ભાઈ
ભણિ જનૂની કુંઅર કાલા વિશ્વના રે વાહલા
માહરા ચેલઈઆ ભાઈ
૧૯ સાહસિકનૂં સીસ ખાંડયુ; પલ લીધૂં આગલિ માંડયૂં.
લેઈ નિ આગલિ ધરૂ હવિ સ્વામી ! આહાર કરુ
વલી કાંઈ વિતૂઉ ધરુ
૨૦ સાભલુ વાણી મારી બોલૂં છૂં પુરાણ જાણી:
નથી ગ્રાચ્ય વાઝીઆના ઘરનૂં પીવા પાણી.
ઇમ તિ અતિથ બોલિ વાઝીઉ તુ
ઇમ તિ બોલિ છિ જતી સાભલો નિ તમો સતી
અતીથ ધરમ દોહિલ ચગાવતી
ઇમ બોલિ મંન્યારી કામ તાં કીજિ વિમારી
જાઉ. જમુ. કુણિ રાખ્યા ઉપવાસી ?
એ તાં નુહિ માહારુ ધરમ વાઝિયાને ઘર જમૂં કિમ ?

વેગે વાર મ લાઉ દેહનિ લેઈ જાઉ
એમ બોલિ મતી સાભનુ નિ માહા જતી
બેહ જણા એકમતી ચગા રે વતી
સ્વામી કરુ મખ્યાન કહુ માહારૂ કરુ કાન

૨૦-ક મતીઅિ ઊઠીનિ સોધી કરિ તા કટારી લીધી
માધવી તા એહવી સુધી
મનિ નવિ તે મીહીની પ્રાહાર તા કરિ તનિ
અમના ગ્રહી એકિમન્ય આવી હાથ માહ્યુ ભગવન

૨૦-ખ ૬-ક મા નથી

૨૧ બોનાનતા પુત્ર આવુ માતાઅિ મોતીઅિ વધાવુ
અરથ ગરથ સગ્વ લુસબ્યુ
એકમના ઊધર્યા કાતી રે સહિત ગજારિ સહૂ જિત
હરિશ્ચદ રૂખમાગદ સગાલ મત
પોતિરિ આપણૂ પૂન્ય પામ્યા રે ચેનઈઉ તન
અમલા તૂ એકિ મનિ
ઉધરિમ તા ત્રુહુનિ અતરિવાસ
એહવૂ તા અવિનાસ

રાગ મેઘ

માગિ માગિ વર આપૂ બોલ્યા વૈકુંઠનાથ
શ્રેષ્ઠ સગાલનિ વાસીઉ નગર કાતી મહિત
જિહવા મદિર આનીયા હૂતા કાતી માહિ
એહવા અતગિ વાસીયા અતરજામી તાહિ
શ્રેષ્ટ સગાન નિ ચગાવતી ત્રીજુ ચેનઈઉ તન
પુષ્પવૃષ્ટિ સુરનર કરિ અતર આવ્યુ તેહ નિગમ
એકમના જે ગાયસિ તેહનિ ગગાનૂ સનાન
સમાર સાગર તારિ ભાજિ ભવદુ ખ શ્રી ભગવાન
એકમના જે સાભલિ નર નિ વલી નારિ
પુન વિયોગ ન પામિ પામિ પુત્ર નિ પરવાર
દીસાવાન કુલિ ઉપનો વીરક્ષેત્ર માહિ વાસ
ગીકાનુ સૂ વી વિ નાકર હરિનુ દાસ

૭

## નાકરકૃત

# સગાળપુરી ૨.

### કડવાં ૧-૨.

ઉમયાસુતને કરૂં પ્રણામ. કૃપા કરો તમે મુજને, સ્વામ !
બ્રહ્માની પુત્રી સરસ્વતી મતિ આપો, ટાળો દુર્મતિ.
દુર્મતિ ટળતાં વેળા વળે; પુણ્ય વાધે, પાતક પરજળે.
બ્રાહ્મણ ચરણ તણે પરતાપ, બ્રાહ્મણ પૂજ્યે, જાયે પાપ. ૨

સૂર્યનો પુત્ર હવો જે કર્ણ, સવા ભાર આપનો સુવર્ણ
પોહોર કાહાડ્યો નામે જેનાય, અતુલ હવો એનો મહિમાય. ૩
અઢાર ક્ષોણી દળ પડ્યૂં ઠામ, રાજા કર્ણ ઢળ્યા સંગ્રામ.
બાણ સજ્જાએ પોઢ્યા કરણ, છળવા આવ્યા અશરણશરણ. ૪
બ્રાહ્મણનો તાહા વેસજ ધરી, આશીર્વાદ દીધ શ્રીહરિ.
કર્ણે વિપ્રને કર્યો પ્રણામ, સ્વામી પધાર્યા તે કોણ કામ ? ૫
સોમવંશી ! સાભળ કહૂ આજ વિસ્તારીને માહારૂં કાજ.
બ્રાહ્મણકુળ માહારો અવતાર; પરણતાં બેસે દ્રવ્ય અપાર. ૬
હેમ રૂપૂં બેસે અતિઘણૂં. તાહારૂં નામ દાનેશ્વરીતણૂં;
હૂં આવ્યૂં છૂં તુજને, જેહ મુજને રાજા ! આપો તેહ. ૭
વળતા વાણી બોલ્યો કરણઃ સાભળિયે, ઋષિ અશરણશરણ !
હસ્તિનાપુર શે નાવ્યા સહી ? એહેવી વાણી કર્ણે કહી ૮
વળતા વાણી બોલ્યા હરિઃ જો નાપે, રહે નકારો કરી.
તવ કર્ણે મૂક્યો નિઃશ્વાસ, એ બ્રાહ્મણ આવ્યો કરી આશ. ૯
માહારી પાસ કાંઇએ નવ મળે, શું આપૂં ? એમ કહી ટળવળે;
છે દાંતમાં સુવર્ણની રેખ, આપૂં બ્રાહ્મણને કરી વિવેક. ૧૦
જાણૂં એ મુખથી કાઢિયે, પાહાણ વિના શાણે પાડિયે ?
પછે દૂર દીઠો એક પાહાણ, વિપ્ર સંઘાતે બોલ્યો વાણ. ૧૧

અરે સ્વામી ! મેં નવ ઊધાય, કાજ તમારું કઇ પેર થાય ?
પાહાણ તમે આપો મુજ હાથ, સુવર્ણદાન દેઉં તમને,નાથ ! ૧૨
કેહે બ્રાહ્મણઃ જો દીજે તુને, અઘોર પાપ બેસે તો મુને
જો જાયે ટકા લખ ક્રોડ, મુને કામ દેતા બેસે ખોડ ૧૩
કૃપણ મન વિચારે ત્યાંય, દોય એમે તે શે છૂટાય ?
અડવડતો તાંહા ઊઠયો કરણ, હરિ હરિ ! શે નવ આવ્યૂ મરણ ? ૧૪
ઊધાયૂ નહિ, કારજ નવ સિદ્ધ પણછે પાહાણ ખેંચીને લીધ,
લેઇ પાહાણ ને પાડયા દત, દાન લ્યો તમે, શ્રીભગવત ! ૧૫
આપ્યૂ હેમ કર વિપ્ર જ તણે; તોય સ્વામિ સ્વસ્તિ નવ ભણે
રાય કર્ણ કેહે પુછૂ અમો, સ્વસ્તિ શે નથી ભણતા તમો ? ૧૬
ઉચ્છિષ્ટ હેમ છે તુજ મુખતણૂ, તો સ્વસ્તિ હૃ કઇ પેર ભણૂં?
સ્વામી ! કમડળ છે તમ હાથ જળે પખાળી લો તમે,નાથ ! ૧૭
વાવરશો બ્રાહ્મણનૂ નીર, તો કયમ પામશો પેલે તીર ?
સઘ બાણ તવ માર્યૂ વીર, તતક્ષણ આવ્યૂ ગગા નીર ૧૮
તાંહા હતા જે સીમના ગામ બાણગગા તેણે પાડયૂં નામ.
તે જળે પખાળી આપ્યૂ દાન પ્રસન્ન થયા શ્રી ભગવાન ૧૯
માગ, કર્ણ, તુજને જે કોડ તુજને તૂઠયા શ્રીરણછોડ
કુઆરી પૃથ્વી જે જાગ પ્રભુ ! તાહા કર્ણને દેજો દાગ ૨૦
એ સુણી હરિને આવી દયા કર્ણના પ્રાણ દેવલોકે ગયા
પછી તેની કાયા ઉદ્ધરી સ્કધ ચઢાવી ચાલ્યા હરિ ૨૧
જાંહા હૂતૂં કાલિંદી તીર, તાહા મૂકયૂ કર્ણનું શરીર
ભીમ ભણે સુણો, અશરણશરણ ? આહા સહસ્ર મળ્યા છે કરણ ૨૨
ન્હાના મોટાનો પાર ન લહૃ, અવર પુરુષ કેટલા હૃ કહૂં ?
તાહાથી ચાલ્યા કર્ણને અર્થે મકળ કર્યા મોટેગ તીર્થે. ૨૩
ફરી ફરી હરિ થાકયા મહી, રેવાતીરે આવ્યા વહી
રેવાતટ કરણાલી ગામ તલમાત્ર ભૂમિ જડિયો ઠામ ૨૪
ક્રર ૨૦ સ્નને દીધો દાગ કર્ણરાયના મોટા ભાગ્ય !
દેઈ દેન ગયા જદુરાય, સ્વર્ગમા કર્ણની શી ગતિ થાય ? ૨૫

સ્વર્ગમા કરણ ભૂખ્યા થયા જઈ પ્રભુને ચરણે ગયા
સ્વામી ! માહારૂં ટાળો દુખ, ભાગો તમે અમારી ભૂખ ૨૬
વચન સુણીને કૃષ્ણજી વદે ભક્ત માગ ! ધરિયે ર?
બ્રાહ્મણને આપ્યૂ હોત અન્ન તો તે ઇહા કરો ભોજન ૨૭
વળતા વાણી બોલ્યા કરણ સાભળિયે પ્રભુ અશરણશરણ !
અન્નદાન નવ દીધૂ અમો ભાગ અમારે ગયો તમો ૨૮
દાન જ મે આપ્યુ સુવરણ જાંહા લગી અમો પામ્યા મરણ
તેહ તમે જાણો, પ્રભુ નાથ ! ભાગે ભૂખ તે કોહો ને વાત ·
વળતા વાણી બોલ્યા હરિ જાણી ભક્ત દયા મન ધરી
પ્રેમ ધરીને વદ્યા વચન વાચા પુણ્ય કાંઇ છે રાજન ? ૩
કર્ણ કહે હોવે જદુરાય ! એક બ્રાહ્મણ આવ્યો જાચવા ય
મુજને એમ પૂછ્યૂ, ભગવાન અહિંયા કોય કરે અન્નદાન ? ૩
મે આગળી દેખાડી તે વાર યજ્ઞ કરે આંહા ધર્મ કુમાર,
રાય યુધિષ્ઠિર જેહનૂ નામ દાન લેતા જાઓ તેને ઠામ ૩૨
વાચાપુણ્ય કર્યૂં એટલૂ કેહે કૃષ્ણજી કર્યૂં તે ભલૂ
એ આગળી ધરો મુખ મહ્ય. એણી પેર બોલ્યા શ્રીજદુરાય ૩૩
ધરી આંગળી મુખ મોઝાર અમ્રતના આવ્યા ઓડકાર
કર્ણ પ્રભુને ચરણ નમ્યા સ્વામી ! અમો પચામૃત જમ્યા ૩૪
માહારો વાક અનુગ્રહ કરો માહારે તમારો છે આશરો
અન્નદાનનૂ પુણ્ય અપાર મુજને આપો ફરી અવતાર ૩૫
કૃષ્ણજી કેહે સાભળિયે ભક્ત ! લક્ષ ચોરાશી ફરો નિરત
એટલા ખાતે ફેરા ફરો તો એક વાર મનુષ્ય અવતરો ૩૬

કડવૂ ૩

વૈશપાયન એણી પેરે બોલ્યા સાભળ પરિક્ષિતતન !
કરણ કહે અવતાર જ આપો મુજને જગજીવન ! ૧
ભક્તવછલ તમો કાહાવો છો સાધુ જન પ્રતિપાળ
અભિલાખ માહારા મનતણો તમો પુરો દીનદયાળ ! ૨

તમો માહારી આશા પૂરો પ્રભુ! દીન તમારો જાણી
બેહુ કર જોડી કરગરી તાહા કર્ણે કહી મુખ વાણી ૩
દીન જાણીને દયા આણી હરિ બોલ્યા એમ વચન
લક્ષ ચોરાશી ફર્યા વિના તો કાહાંથી માનવ જન ! ૪
કર્ણે તાહારે મન વિચાર્યું, શો હું કરૂં ઉપાય ?
લક્ષ ચોરાશી અવતાર કિયા ? મુને બતાવો જદુરાય ! ૫
તાહારે હરિએ પટ મગાવીને લખિયા સહુ અવતાર
કર્ણ જોઇને વિસ્મય પામ્યો, મનમાં કર્યો વિચાર ૬
આવડા અવતાર હું કાહા ભોગવૂં ? બહુ જુગ વહી જાય
તે પટ ઉપર ફરી વળ્યો, પછે કીધી પ્રદક્ષિણા ય. ૭
જઈ પ્રભુને ચરણે નમિયો મૂકી મનનો ગર્વ.
સ્વામી ! મે અવતાર ભોગવ્યા માની લેજો સર્વ ૮
કેહે ભગવાનઃ એમ કેમ ચાલે ? ફરી ફરી વળ્યો તૂ પટ,
ભોગવ્યા વિના છૂટકો કેઇ પેરે ? દીસે છે તૂ નટ ૯
સ્વામી ! હું કિંકર તમારો, પૂરો મનની આશ
એટલૂ મુજને માગ્યુ આપો જાણી પોતાનો દાસ ૧૦
દીન જાણીને દયા આણી દિન બોલ્યા શ્રીજદુરાજ;
ભક્ત ગણી માહારો સહી હૂં કરૂં તાહારૂં કાજ ૧૧
અન્નદાન તૂં કરીશ કેટલુ ? બોલ્યા જગજીવન
પરીક્ષા જોવા અમે આવીશ કેહેવૂં કરો છો પુણ્ય ૧૨
હાવે સ્વામી ! વેહેલા પધારજો માગૂ, દેવ મુરારિ !
શુભ ઠામે મુજને અવતારો, ઇચ્છા પૂરો માહારી ૧૩

મુક્તિક્ષેત્ર જોયૂ શ્રીપ્રભુએ, વસે શેઠ બગાળ.
તેહના ઘરમા અવતાર આપ્યો કર્ણને દેવ દયાળ ૧૪
બગાળશાને પુત્ર મળે નહિ, કર્ણ અવતર્યો તત્કાળ,
ઘમે જમે આનંદ કરે તે, ભણી દીનદયાળ નિત્યાળ ૧૫

એમ કરતાં થયા દસ વરસના, પિતાએ વિચાર્યું મન.
પા રૂપિયો તેને પૂંજી આપી તેનું લાવ્યા અન્ન. ૧૬
વેપાર કરવા સંચર્યા તે, જાય વેચવા ઠેરઠેર,
અન્ન શેર બે પડ્યું રહ્યું તે જાણી પ્રભુએ પેર. ૧૭
તવ વિઠ્ઠલે વિચાર કીધો, આવ્યો મારાગે દાવ;
હવે પુણ્ય એ કેહેવૂં કરે છે ? જોવો એહેનો ભાવ ૧૮
વૃદ્ધ રૂપ વાડવનૂં ધરીને આવ્યા દીનદયાળ.
આખડતા પડતા તે આવ્યા જ્હાં છે શેઠ સગાળ ૧૯
આવીને આશીર્વાદ દીધો. કહ્યું; શેઠ, ધન ધન,
અન્નદાન મુજને આપો જો જાણુતા હો પુણ્ય. ૨૦
વચન એહેવૂં સાંભળીને જ્ઞાન મનમાં વ્યાપ્યૂં.
અન્ન બશેર રહ્યા હુતા તે વિપ્રને વેગે આપ્યૂં. ૨૧
બીજે દિવસે શુ થયૂં ત્યાંહાં તેનો કહૂં પ્રકાર.
વેચતાં સાંજ પડી તે વારે અન્ન રહ્યું શેર ચાર. ૨૨
રળિયાત થાતા મારગ જાતાં કરતા મન વિચાર
એટલે બ્રાહ્મણ બે થઇને આવ્યા જગદાધાર.
આવી બોલ્યા મુખથી, અમારે કરવૂં છે ભોજન,
સગાળ પેલૂં રહ્યા હુતા તે આપ્યું ચાર શેર અન્ન. ૨૪
ત્રીજે દહાડે તેની રીત થઇ, એમ વીત્યા દિન સાત
દિન દિન બમણૂ રળે; થઈ બમણા વિપ્ર જોડે હાથ. ૨૫
સાતે દિવસ વિપ્રને આપ્યૂ; પોતે રાખ્યૂં ન અન્ન.
પરીક્ષા જોઈ પ્રસન્ન થયા પછે પોતે જગજીવન. ૨૬
ધન ધન રે તને, સગાળશા ! તેં દાન કર્યૂં અપાર.
એમ કહી અમીદૃષ્ટિ ફેરવી અન્નના ભર્યા કોઠાર. ૨૭
સગાળશાને પ્રસન્ન થયા એમ પોતે જગદાધાર.
પછે સગાળે હાટ માંડ્યૂં ને પરણ્યા શ્રંગાવતી નાર. ૨૮

તેને એક તાહા પુત્ર આવ્યો કેલૈયો રૂપગતન
નિશાળે ભણવાને મેલ્યો સગાળશાએ તન ૨૯
રમે જમે આનંદ કરે શેઠ પુત્ર કેલૈયો નાર.
પુણ્યવંત સહુ અવતર્યા, તે તેજ સમા દાતાર ૩૦
તીર્થદાન ને ધર્મધ્યાન તે કરે દિવસ ને રાત
દયા રાખે દિલમા મપૂરણ ભજે વૈકુંઠનાથ. ૩૧
એક અભ્યાગતને જમાડી પછે કરે તે આહાર.
અતિતને સંતોષી કરીને ભોજન કરે નરનાર ૩૨
હાટે આપે વળી ઘેર જમાડે, વાધ્યું પુણ્ય અપાર
ઇંદ્રાસન રહ્યું ડગમગીને ભય પામ્યો ઇંદ્ર તે વાર ૩૩
ચાલીને ઇંદ્ર આવિયો જ્યાહા બેઠા જગદાધાર
કર જોડી કરગરીને પૂછે કરવો કવણ પ્રકાર ? ૩૪
દાતાર અન્નનો અવતર્યો કોઇ, દાન આપે તે અત્ય
કૃપા કરીને દુ ખ નિવારો, વિશ્વવિધ પડી વિપત્ય ૩૫
વચન સુણીને વદે વિઠ્ઠલજી એહેવો કરો વિસ્તાર
બારે મેઘને આગના આપો, ભિક્ષુક નાવે દ્વાર ૩૬
વચન સુણીને ઇંદ્ર વળિયો, આવ્યો નિજ આશ્રમ
મૃત્યુલોકમા મેઘ મોકલ્યા સગાળ દુ ખ પામે ત્યમ ૩૭
પૂર પાણી વહે અતિ ઘણા તાહા, વ્યાપિયો અંધકાર
નિશા મધ્ય થઈ કાંઇ ન સુઝે વૃષ્ટિ થાય ચોધાર ૩૮
અતિત કો આવી ન શકે, થઈ સગાળને લાંઘણ સાત,
તાહારે કામિની કહે કંથને સ્વામી ! સાંભળો વાત. ૩૯

ઊથલો

વાત સાંભળો, સ્વામી માહારા ! અતિતને લાવો તમે
ભૂખ ભાગે આપણી રે કર જોડી કહુ છુ અમે ૪૦

કડવું ૪

સગાળ કહે. સુણ નાગ, વચન લાગું અતિત, તો જમિયે અન્ન
મગાળશા તાહા ચાલ્યા જાય વગે આવ્યા ચોટા માહ્ય ૧
પ્રથમ જોયૂ મકાન મઝાર, નાણાવટી નવ આવે પાર,
સુખડિયા તંબોળી જાહા ય, ચિત્ત ધરીને જોયૂ તાહા ય. ૨
જોયા દેવળ, જોયા ઘાટ, દેહરા હુતા જાહા ત્રણ મે આઠ
મગાળશાએ ચિંતા કરી અતિત રૂપ ધર્યૂં નરહરિ. ૩
આવી બેઠા દેહેરા માહ્ય ગળત કોઢ આગળ રહ્યુ ન જાય
નાક ચુએ ને આખો ગળે, પગ પાટા, સભ્યા નવ મળે ૪
અતિત માહામૂ જોયૂ નવ જાય, સગાળશા જઈ લાગ્યો પાય.
દુ બેઠો છૂ મારે કષ્ટ, મકાન ! કા આવ્યો મુજ દૃષ્ટ ? ૫
સ્વામી ! માહારે એક છે કાજ, હુ તમને જાચૂ, મહારાજ !
એક અતિત જોઇયે ઘર દ્વાર, તમને પુચ્છે ઘણૂ માહારી નાર ૬
વળતા વાણી બોલ્યા જતિ તાહારી નાર એહેની કાહાની સતી ?
મમાર સરખી હશે એ નાર એણી પેર બોલ્યા દેવ મોરાર ૭
કહ તે આણી આપો સોય તેડી જાઓ તમ ઘર તો ય.
મે માહારા ચરણે ન ચનાય સગાળ ! તુજને કહ ઉપાય ૮
બેસારે તૂ કડિયા માહ્ય તો મે તાહારે ઘેર અવાય,
કડિયો લાવ્યો તે તો તાહ સ્વામી બેસાર્યા તે માહ ૯

કડવૂં ૫

લેઈ કડિયો ને શેઠ જાય ઉપર મેઘતણી વૃષ્ટિ થાય
રગત માથેથી ઊતરે પાય સગાળ હઈડે હરખ ન માય ૧
શેઠ વિચારે પોતે સાન મુજને થાય છે ગંગાસ્નાન.
એમ કરતા ઘેર જ ગયા, કડિયો ઊતારી ઊભા રહ્યા. ૨
ધાઈ આવ્યાં ચૂગાવતી તતક્ષણ સકવશિરોમણ સતી
પાગ લાગીને પૂજા કીધ ચરણ પખાળી ચરણોદક લીધ. ૩
વસ્ત્ર નવા પેહેરાવ્યા જોય, બેસાર્યા સિંહાસન સોય
સગાળશા કહે ચૂગાવતી ! અતિત છે ઘણૂ ક્ષુધારતી ૪

